શેઠ નારાયણદાસ તથા જેઠાનન્દ આસનમલ પુષ્ટિમાર્ગીય ગ્રન્થમાલા, રત્ન ૧૫.

શ્રીવલ્લભાચાર્યવિરચિત—

# બ્રહ્મસૂત્રાણુભાષ્યાનુવાદ

## ( પ્રથમાધ્યાય )



અનુવાદક

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ.,

સંસ્કૃતના પ્રાધ્યાપક, વડોદરા કૉલેજ.

ફેલો, મુંબઈ યુનિવર્સિટિ.



પ્રકાશક

શેઠ નારાયણદાસ તથા જેઠાનન્દ આસનમલ

ચૅરિટિ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ.

વિ. સં. ૨૦૦૧, ઈ. સ. ૧૯૪૫, શ્રીવલ્લભાબ્દ ૪૬૭

મૂલ્ય રા રૂપીઆ

શેઠ નારાયણદાસ તથા જેઠાનન્દ આસનમલ પુષ્ટિમાર્ગીય ગ્રન્થમાળા, રત્ન ૧૫.

શ્રીવલ્લભાચાર્યવિરચિત—

# બ્રહ્મસૂત્રાણુભાષ્યાનુવાદ

## ( પ્રથમાધ્યાય )



અનુવાદક

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ.,

સંસ્કૃતના પ્રાધ્યાપક, વડોદરા કૉલેજ.

ફેલો, મુંબઈ યુનિવર્સિટિ.



પ્રકાશક

શેઠ નારાયણદાસ તથા જેઠાનન્દ આસનમલ
ચૅરિટિ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ.



વિ. સં. ૨૦૦૧, ઈ. સ. ૧૯૪૫, શ્રીવલ્લભાબ્દ ૪૬૭

મૂલ્ય ૨ા રૂપીઆ

# સંકેતચિહ્નો

| | | |
|---|---|---|
| અ. | = | અથર્વ વેદ |
| આ. હૃ. | = | આદિત્ય હૃદય |
| આપ. ધ. સૂ. | = | આપસ્તમ્બ ધર્મસૂત્ર (બૉમ્બે સંસ્કૃત સિરિઝ) |
| આપ. શ્રૌ. સૂ. | = | આપસ્તમ્બ શ્રૌતસૂત્ર |
| આશ્વ. શ્રૌ. સૂ. | = | આશ્વલાયન શ્રૌતસૂત્ર |
| ઋ. | = | ઋગ્વેદ |
| ઐ. | = | ઐતરેયોપનિષદ્ |
| કઠ. | = | કઠોપનિષદ્ |
| કૈ. | = | કૈવલ્યોપનિષદ્ |
| કૌ. | = | કૌષીતકી ઉપનિષદ્ |
| ગૌ. ધ. સૂ. | = | ગૌતમધર્મસૂત્ર (આનન્દાશ્રમ આવૃત્તિ) |
| છા. | = | છાન્દોગ્યોપનિષદ્ |
| જા. | = | જાબાલોપનિષદ્ |
| તા. | = | તાણ્ડ્યબ્રાહ્મણ |
| તૈ. | = | તૈત્તિરીયોપનિષદ્ |
| તૈ. બ્રા. | = | તૈત્તિરીયબ્રાહ્મણ |
| તૈ. સં. | = | તૈત્તિરીય સંહિતા |
| નૃ. ઉ. તા. | = | નૃસિંહોત્તરતાપિની ઉપનિષદ્ |
| પ. સ્મૃ. | = | પરાશરસ્મૃતિ (બૉમ્બે સંસ્કૃત સિરિઝ) |
| પા. શિ. | = | પાણિનિશિક્ષા |
| પૂ. મી. સૂ. | = | પૂર્વમીમાંસા સૂત્ર |
| પ્ર. | = | પ્રશ્નોપનિષદ્ |
| બૃ. | = | બૃહદારણ્યકોપનિષદ્ |
| બૃ. જા. | = | બૃહદારણ્યક જાબાલ શાખા |
| બૃ. સ. બ્રા. | = | બૃહદારણ્યક સપ્તાન્ન બ્રાહ્મણ |
| બ્ર. સૂ. | = | બ્રહ્મસૂત્ર |
| ભ. ગી. | = | ભગવદ્ગીતા |
| ભાગ. | = | ભાગવત |
| મ. સ્મૃ. | = | મનુસ્મૃતિ |
| મહા. | = | મહાભારત (ચિત્રશાલા પ્રેસ આવૃત્તિ) |
| મહાના. | = | મહાનારાયણોપનિષદ્ (બૉમ્બે સંસ્કૃત સિરિઝ) |

| | | |
|---|---|---|
| **મુ.** | = | મુક્તિકોપનિષદ્ |
| **મુણ્ડ.** | = | મુણ્ડકોપનિષદ્ |
| **મુદ્ગલ.** | = | મુદ્ગલોપનિષદ્ |
| **મૈ.** | = | મૈત્રી ઉપનિષદ્ (આનન્દાશ્રમ આવૃત્તિ) |
| **મૈ. સં.** | = | મૈત્રાયણી સંહિતા |
| **યા. સ્મૃ.** | = | યાજ્ઞવલ્કયસ્મૃતિ |
| **યો. સૂ.** | = | યોગસૂત્ર |
| **વ. ધ. સૂ.** | = | વસિષ્ઠધર્મસૂત્ર (બૉમ્બે સંસ્કૃત સિરિઝ) |
| **શ. બ્રા.** | = | શતપથબ્રાહ્મણ |
| **શા. ભા.** | = | શાબરભાષ્ય |
| **શાસ્ત્રા.** | = | શાસ્ત્રાર્થપ્રકરણ (શ્રીવલ્લભાચાર્યવિરચિત) |
| **શુ. ય.** | = | શુકલ યજુર્વેદ |
| **શ્લોક.** | = | શ્લોકવાર્તિક |
| **શ્વે.** | = | શ્વેતાશ્વતરોપનિષદ્ |
| **સ.** | = | સર્વોપનિષદ્ |
| **સર્વનિ.** | = | સર્વનિર્ણયપ્રકરણ (શ્રીવલ્લભાચાર્યવિરચિત) |
| **સાં. કા.** | = | સાંખ્યકારિકા |



# નિવેદન

શ્રીવલ્લભાચાર્યના બ્રહ્મસૂત્રાણુભાષ્યનું ગુજરાતી ભાષાન્તર કરવાનો મનોરથ ઘણા વખતથી સેવતો હતો, પણ સંયોગવશાત્ તે પરિપૂર્ણ થઈ શકયો ન હતો; અને ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ માટે અણુભાષ્યનું અંગ્રેજી ભાષાન્તર પૂર્ણ કર્યા પછી જ ગુજરાતી ભાષાન્તર કરવું એવો નિર્ણય કર્યો હતો. પણ શેઠ નારાયણદાસ અને શેઠ જેઠાનન્દ આસનમલ ધર્માદા ટ્રસ્ટના માનાર્હ ટ્રસ્ટીઓના આગ્રહથી આ ગુજરાતી ભાષાન્તર અંગ્રેજી ભાષાન્તરની પહેલાં પ્રસિદ્ધ થાય છે, અને તેને માટે ટ્રસ્ટીઓનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. શેઠ આસનમલ ધર્માદા ટ્રસ્ટની સામ્પ્રદાયિક સેવા ચિરસ્મરણીય અને સન્માર્ગદર્શક છે.

ભાષાન્તર કરવામાં અણુભાષ્યની બધી મુદ્રિત આવૃત્તિઓનો,[1] ત્રણ પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓનો ( ગ, હ અને મ ),[2] અને ભાવપ્રકાશિકા, પ્રકાશ, રશ્મિ, પ્રદીપ, વિવરણ અને શ્રીમથુરાનાથજીની 'ભાષ્યપ્રકાશ' નામની ટીકાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અણુભાષ્યની બીજી અમુદ્રિત ટીકાઓ, મેળવવાનો પ્રયત્ન કર્યા છતાં પણ, મળી શકી નથી એ દુર્ભાગ્યની વાત છે. જ્યાં જ્યાં પાઠભેદ જોવામાં આવ્યા છે ત્યાં ત્યાં ઔચિત્યની દૃષ્ટિએ અમુક પાઠ સ્વીકારવામાં આવેલો છે, અને મુખ્ય સ્વીકૃત પાઠોની યાદી આપવામાં આવેલી છે. જો ભવિષ્યમાં ટિપ્પણ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થશે તો આ બધા પાઠોની ચર્ચાનો તેમાં સમાવેશ કરવામાં આવશે. કેટલાક મિત્રોની સૂચનાથી હમણાં પ્રથમાધ્યાયનું ભાષાન્તર પ્રથમ ભાગ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

અણુભાષ્યની બે હસ્તલિખિત પ્રતિઓ ( ગ, હ ) અને શ્રીમથુરાનાથજીની બ્ર. સૂ. ૧-૩-૪૨ સુધીની 'પ્રકાશ' નામની ટીકા ભારતમાર્તણ્ડ પણ્ડિત ગટ્ટૂલાલજીની સંસ્થાના માનાર્હ ટ્રસ્ટીઓએ પણ્ડિતજીના પુસ્તકાલયમાંથી આપી છે, અને આ સૌજન્ય દર્શાવવા માટે તેમનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. અણુભાષ્યની ત્રીજી હસ્તલિખિત પ્રતિ (મ) અને વિવરણની હસ્તલિખિત પ્રતિ ગોલોકવાસી પ્રા. મગનલાલ ગણપતરામ શાસ્ત્રીના પુસ્તકભણ્ડારમાંથી મળ્યાં છે. શોધપત્ર તૈયાર કરવામાં મારા સ્નેહી પ્રા. મહાદેવ મૂલશંકર શુકલ, એમ. એ., બી. ટી. એ મને જે મદદ કરી છે તેને માટે તેમનો હું ઋણી છું. ભાષાન્તરના કાર્યમાં બધી રીતે અનુકૂલતા આપવા માટે શેઠ આસનમલ ટ્રસ્ટના મંત્રી રા. રા. શિવશંકર કામેશ્વર યાજ્ઞિકનો અને નિર્ણયસાગર પ્રેસના મેનેજરનો હું આભારી છું.

પરમપૂજ્ય શાસ્ત્રીજી મગનલાલભાઇએ ભારતીય તત્ત્વજ્ઞાનનો, અને વિશેષતઃ શુદ્ધાદ્વૈત વેદાન્તનો, અભ્યાસ કરાવીને મને અતિ ઉપકૃત કરેલો છે, અને તેથી આ ભાષાન્તર તે ગુરુવર્યને અર્પણ કરીને અલ્પાંશે પણ ઋણમુક્ત થવા પ્રયત્ન કરું છું.

"શાકુન્તલ"
ખારીવાવ રોડ, વડોદરા.
આશ્વિનશુકલ પૂર્ણિમા, ૨૦૦૧
તા. ૨૧-૧૦-૪૫

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

---

૧ બિબ્લિઓથિકા ઇન્ડિકા, કલકત્તા, ૧૮૯૭ (=ક); બનારસ સંસ્કૃત સિરિઝ, કાશી, ૧૯૦૭ (=કા); બૉમ્બે સંસ્કૃત સિરિઝ, નં. ૭૭, પૂના, ૧૯૨૧ (=પૂ); સપ્રદીપ અણુભાષ્ય, મુંબઈ, ૧૯૨૩–૨૮ (=શા); સરશ્મિ અણુભાષ્ય, મુંબઈ, ૧૯૨૬–૪૨ (=મુ); અણુભાષ્ય ત્રિસૂત્રી, મુંબઈ, ૧૯૨૧ (=ત્રિ); સવિવરણ અણુભાષ્ય, પ્રથમાધ્યાય, મુંબઈ, ૧૯૪૨ (=આ).

૨ 'ગ' પ્રતિ અતિપ્રાચીન અને શુદ્ધ છે, અને આજુબાજુ સુધારાઓ અને ઉમેરાઓ કરેલા છે. 'હ' પ્રતિ અર્વાચીન અને શુદ્ધ છે. 'મ' પ્રતિ પ્રાચીન અને શુદ્ધ છે.

# શોધપત્ર.



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૮ | એશકય | એ શકય |
| ૧૫ | ૩૨ | કરૂં | થઉં |
| ૧૯ | ૩૦ | ઉત્પન્ન કરૂં | ઉત્પન્ન થઉં |
| ૪૫ | ૧૦ | બ્રહ્ય | બ્રહ્મ |
| ૪૬ | ૧૨ | °दत्ता° | °दात्त° |
| ૪૭ | ૩૪ | दि | दिवि |
| ૭૮ | ૧૭ | (મ.૧૧.૯) | (મહાના-૧૧-૯) |
| ૯૭ | ૩૨ | કરત | કરતા |
| ૧૦૪ | ૨૬ | કરૂં | થઉં |
| | | ઇચ્છા કરી" (તૈ. સં. ૭-૧-૧), | ઇચ્છા કરી; |
| | | "તેણે | તેણે |
| | ૨૭ | જોયું" ( ), | જોયું; |
| | | "સૂર્યનો | સૂર્યનો |
| | | | (અર્થાત્ ૨૬-૨૭ પંક્તિઓમાં જે વાકયોનો ઉપન્યાસ છે તે બધાં ચાલુ છે અને એક જ ગ્રન્થનાં-તૈ. બ્રા. ૨-૧-૨ નાં છે.) |
| ૧૧૦ | ૩૨ | બ્રહ્ય | બ્રહ્મ |



# મુખ્ય સ્વીકૃત પાઠોની યાદી

( પૃષ્ઠોનો નિર્દેશ ચૉમ્બે સં. સિરિઝમાં પાઠકશાસ્ત્રીના અણુભાષ્ય પ્રમાણે છે. )

| પૃષ્ઠ | પંક્તિ | સ્વીકૃત પાઠ |
|---|---|---|
| ૯ | ૧૨ | गौणान्तर्यम् |
| ૯ | ૧૯ | कल्पोऽपि |
| ૧૨ | ૨ | अनन्तर्भाव्य |
| ૧૨ | ૧૮ | तत् (ભાષાન્તરમાં तत्र પાઠ સ્વીકાર્યો છે, પણ तत् પાઠ વધારે સારો છે.) |
| ૧૩ | ૨૬ | शक्ता |
| ૧૪ | ૫ | सन्मतः |
| ૧૬ | ૧ | अपवादार्थत्वात् |
| ૧૯ | ૧૬ | अलौकिक° |
| ૨૦ | ૧૨ | अनिलयने |
| ૨૩ | ૧૮ | स्तुत्या मयडर्थत्वं, प्रकृतिस्तु तुल्या। |
| ૨૪ | ૧૫ | विशेषतस्तद्विवक्षमाणा |
| ૨૬ | ૧ | नित्याविकृत° |
| ૨૬ | ૯ | अशू व्याप्तौ |
| ૨૭ | ૨૨ | तद्विज्ञावम् |
| ૨૮ | ૧૩ | भवने |
| ૨૮ | ૨૦ | अधिकारातिशये क्रमेण |
| ૨૮ | ૨૪ | °तत्करण° |
| ૩૦ | ૨૩ | वदति |
| ૩૧ | ૨૬ | प्राकृतत्व° |
| ૩૨ | ૯ | प्रादुर्भूतं प्रभुस्वरूपम् |
| ૩૨ | ૧૭ | भूतिरूपवात् |
| ૩૩ | ૪ | सर्वात्मभाववान् |
| ૩૩ | ૧૦ | तदानुभव° |
| ૩૫ | ૧૮ | यत्र |
| ૩૫ | ૧૯ | सर्वज्ञं ब्रह्म |
| ૩૫ | ૨૦ | वाक्ये न |
| ૩૫ | ૨૧ | ह्यन्तर्भूतम् |
| ૩૬ | ૪ | परिनिष्ठितः |
| ૩૮ | ૧૫ | प्रतिष्ठेतिवत् |
| ૩૮ | ૨૦ | अवयविभावः |
| ૪૬ | ૧૪ | परिच्छेदविरोधश्च |
| ૪૭ | ૯ | इन्द्रोक्तः प्रतर्दनः |
| ૪૮ | ૧૦ | व्यवहारे भरनाभि° |
| ૪૯ | ૧૨ | प्रायिकत्वात् |
| ૪૯ | ૧૪ | प्राप्तत्वात् |
| ૫૨ | ૮ | °रूपमनसि |
| ૫૨ | ૧૦ | °द्युक्तमविषयत्वम् |
| ૫૫ | ૨૧ | स्थाप्यत्वाच्च तादृशाय |
| ૫૬ | ૧૩ | °पादनं तच्चतु° |
| ૫૬ | ૨૩ | विशेषः |
| ૫૭ | ૧૫ | °च्चितालौकिक° |
| ૫૯ | ૭ | यस्त्वविज्ञान° |
| ૬૩ | ૧૦ | तथापि |
| ૬૩ | ૧૪ | अतोऽधिदैवादिशब्दाः |
| ૬૩ | ૨૩ | तत्प्रयुक्तिबोधकाः |
| ૬૪ | ૯ | वा श्रौतत्वम् |
| ૬૫ | ૧૨ | °दृश्य° |
| ૬૫ | ૨૧ | समष्टेः। व्यष्टीनाम् |
| ૬૬ | ૧૫ | °रूपमविक्रियमाणम् |
| ૬૬ | ૨૩ | व्यपदेशभेदश्च |
| ૬૬ | ૨૬ | वदेतेत्यन्ते |
| ૬૮ | ૩ | °भोजनमपि |
| ૬૯ | ૧૪ | °वैश्वानरपदे |
| ૬૯ | ૧૮ | भिन्नहेतुर्हेतुहेतुश्च |
| ૭૧ | ૩ | विभूतेरभेदाय |
| ૭૧ | ૯ | स्वाभाविकम् |
| ૭૩ | ૨૦ | भारत्वात् |
| ૭૬ | ૨૨ | न सुखबाहुल्यम् |
| ૭૭ | ૧૭ | बाणतुल्यत्वात् |

| પૃષ્ઠ | પંક્તિ | સ્વીકૃત પાઠ |
|---|---|---|
| ૭૭ | ૨૦ | समासत्वात् |
| ૮૨ | ૨ | °वामुत्र |
| ૮૫ | ૨ | कल्पनम् |
| ૮૬ | ૩ | तत्रेत्यधिकरण° |
| ૮૬ | ૮ | नाम्यार्थकल्पनम् |
| ૮૬ | ૧૧ | स्वतोऽभावे |
| ૮૮ | ૧૧ | संभववचनात् |
| ૯૧ | ૩ | पितृमातृ° |
| ૯૧ | ૧૬ | रश्मीनां नाडीत्वं च |
| ૯૨ | ૨૩ | देवोपासकवत् |
| ૯૩ | ૯ | पौत्रायणः |
| ૯૪ | ૧ | क्षत्तृप्रभृतयः |
| ૯૪ | ૧૬ | कल्प्येत |
| ૯૬ | ૭ | ताम्तस्य |
| ૯૬ | ૧૩ | य एषः |
| ૯૬ | ૧૯ | दर्शनात् । सर्वत्र दर्शनम् |
| ૯૮ | ૯ | लोकद्वयम् । |

| પૃષ્ઠ | પંક્તિ | સ્વીકૃત પાઠ |
|---|---|---|
| ૯૮ | ૧૭ | स्वप्नसङ्गाभावम् |
| ૯૮ | ૨૧ | भगवद्रूपः परमो लोकः । |
| ૯૯ | ૭ | श्लोके |
| ૧૦૨ | ૨૪ | शक्तितश्चेत्तथा |
| ૧૦૩ | ૨૫ | स्वर्ग्यम् |
| ૧૦૪ | ૧ | नाचिकेतः |
| ૧૦૪ | ૯ | °प्रश्नाभावार्थम् |
| ૧૦૫ | ૨૫ | °विद्युद्रूपा |
| ૧૦૭ | ૯ | नानाभावा एव |
| ૧૦૭ | ૧૪ | श्रुतावेव |
| ૧૦૮ | ૭ | सर्वप्रवर्तकत्वात् |
| ૧૦૯ | ૭ | न वेदात् ब्रह्मणः कारणत्वम् |
| ૧૧૦ | ૧ | इति कर्मवत् |
| ૧૧૧ | ૨૫ | आश्रितत्वात् |
| ૧૧૪ | ૪ | तत्राह पश्यन् |
| ૧૧૭ | ૨૩ | निमित्तत्वम् |



## શોધપત્રની પુરવણી.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૯ | મિશ્રણથી | મિશ્રણથી, અને |
| ૬ | ૩૦ | અપૂર્વ એ | અપૂર્વ એ ) |
| ૨૧ | ૧૬ | કર્તૃ છે | કર્તૃ છે. ૫ |
| ૨૪ | ૧૪ | ( તૈ. ૨. ૮ ) | ( તૈ. ૨. ૫ ) |
| | ૧૪ | શ્રુતિથી ( પ્રપાઠકના ) | શ્રુતિથી પ્રતિપાદન કરીને અને અંતમાં "આ આનન્દમય આત્માની પાસે તે જાય છે" ( તૈ. ૨. ૮ ) એ પ્રમાણે ( પ્રપાઠકના ) |
| ૨૫ | ૨૮ | "બ્રહ્મને મેળવે છે" | "બ્રહ્મને પ્રાપ્ત થએલો બ્રહ્મને મેળવે છે" |
| ૨૬ | ૨૯ | ત્યારે | ત્યારે ) |
| ૨૭ | ૨ | ઘણે | ઘણો |
| ૩૨ | ૧૮ | બીજું | ત્રીજું |
| ૮૦ | ૬ | સ્વર્ગમાં | સર્વમાં |
| ૧૦૩ | ૩ | અનેક | એક |
| ૧૦૫ | ૫ | ૧. ૩. ૧૧ | ૧. ૩. ૩૧ |
| ૧૨૯ | ૩૫ | पञ्चजनाः | पञ्चपञ्चजनाः |
| ૧૩૭ | ૧ | કરે | કરે છે |
| ઉપોદ્ઘાત ૫ | ટિપ્પણ ૧૬ | | ઉમેરો<br>વિજ્ઞાનભિક્ષુ, બ્રહ્મસૂત્રભાષ્ય, ૩. ૨. ૩૧ પૃષ્ઠ ૪૬૫ |



# ઉપોદ્ઘાત

સંસ્કૃત સાહિત્યના સામાન્ય રીતે શ્રુતિ અને સ્મૃતિ એ પ્રમાણે બે ભાગ પાડવામાં આવે છે. શ્રુતિની અંદર સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદનો અંતર્ભાવ થાય છે, જ્યારે બાકી રહેલું સાહિત્ય સ્મૃતિ તરીકે ઓળખાય છે. આ પ્રમાણે વેદસંહિતા પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ છે, અને ભારતીય સંસ્કૃતિનાં દરેક અંગનો વેદની સાથે સાક્ષાત્ અથવા પરમ્પરાએ સંબંધ દર્શાવવામાં આવે છે. આમાં એક સત્ય તો રહેલું છે કે ભારતવર્ષમાં વેદમાંથી જ બધી વિચારસરિતાઓનો પ્રવાહ નીકળેલો છે. વેદ એ ભારતીય સંસ્કૃતિની મૂળ પીઠિકા છે અને તેના ઉપર કાળક્રમે ભિન્ન ભિન્ન વિચારભૂમિકાઓનો આવિર્ભાવ થએલો છે.

શ્રુતિને અપૌરુષેય અને નિત્ય માનવામાં આવે છે, જ્યારે સ્મૃતિને પૌરુષેય અને અનિત્ય માનવામાં આવે છે; અને તેથી સ્મૃતિ કરતાં શ્રુતિ વધારે પ્રમાણભૂત મનાય છે.[૧] અર્વાચીન વિચારકોએ વેદના કાળનો નિર્ણય કરવાને માટે જુદા જુદા પ્રયત્નો કરેલા છે,[૨] અને હજુ પણ એવા પ્રયત્નો થયા કરે છે; પણ આ બધા મતો એટલા બધા ભિન્ન છે કે સાચો મત કયો તેનો નિર્ણય થઈ શકતો નથી. પ્રાચીન વિચારકો[૩] વેદને, શ્રુતિને, નિત્ય માને છે, એટલે તેમની દૃષ્ટિએ કાળનિર્ણયનો પ્રશ્ન અસ્થાને છે. અહીં બન્ને પ્રકારના વિચારોની તુલના અને સમીક્ષા કરવાનો અવકાશ નથી; પરંતુ એટલું તો કહેવું પડશે કે વેદના મંત્રોના ઋષિઓને સાત્ત્વિક અવસ્થામાં મન્ત્રોનું દર્શન થએલું, અને આ પ્રકારની સમાધિમાં જે સત્યનું દર્શન થયું તે સત્ય વેદની ઋચાઓ રૂપે ઋષિઓના મુખેથી બહાર પ્રકટ થયું. આ દૃષ્ટિએ પ્રાચીન વિચારકો ઋષિને મન્ત્રદ્રષ્ટા તરીકે ઓળખાવે છે, પણ મન્ત્રકર્તા તરીકે નહિ. ઋષિને પોતાની અસાધારણ અવસ્થામાં સત્યનું દર્શન થાય છે, અને તે સત્ય જુદા જુદા છન્દોમાં સ્વાભાવિક રીતે જ ઋષિના મુખદ્વારા પ્રકટ થાય છે. આવા પ્રકારના દર્શનમાં જે પદાર્થનો અનુભવ થાય છે તે ખરેખર અલૌકિક હોય છે. સત્યનું પ્રથમ દર્શન કોને થયું એ કહેવું અશક્ય હોવાથી તે સત્યને નિત્ય અને અપૌરુષેય માનવામાં આવે તો એ બહુ સ્વાભાવિક છે. વિન્ટર્નિઝ જેવા કેટલાક અર્વાચીન વિદ્વાનોને પણ કહેવું પડે છે કે વેદના કાલનો નિર્ણય થઈ શકે એમ નથી.

અર્વાચીન વિચારકો વેદના કાળની ગણના કરીને પણ એટલું તો કહે છે કે આ મન્ત્રોમાં જે વિષયનું નિરૂપણ થએલું છે તે વિષય ત્રણેય કાળમાં આકર્ષક છે, લોકોપકારક છે, અને તેથી અબાધિત જેવો છે. અર્થાત્ અર્વાચીન વિદ્વાનોના મતે પણ વેદના વિષયની એક પ્રકારની નિત્યતા સ્વતઃ સિદ્ધ થઈ જાય છે. અને આપણા પ્રસ્તુત વિષયને અંગે આપણે એટલું જ કહીશું કે વૈદિક સાહિત્યમાં જે પદાર્થનું વર્ણન કરવામાં આવેલું છે તે વાસ્તવિક રીતે સત્ય, શિવ અને સુન્દર છે; તેની ભવ્યતા અલૌકિક છે, અને આ સ્થિતિ સર્વદા રહેશે એમાં શંકાને સ્થાન નથી.

શ્રુતિભાગ અથવા વેદભાગમાં વિષય અને વિચારની દૃષ્ટિએ મુખ્યત્વે બે વિભાગો જણાય છે; એક બ્રાહ્મણવિભાગ અને બીજો ઉપનિષદ્‌વિભાગ. બ્રાહ્મણવિભાગમાં અનેક પ્રકારનાં કર્મનું—યજ્ઞનું—વર્ણન છે; અને સંહિતાઓના સર્વ મંત્રોનો વિનિયોગ, એક પ્રકારે કે બીજે પ્રકારે, યજ્ઞમાં કરવામાં આવે છે. અર્થાત્ સંહિતાના બધા મન્ત્રોનું તાત્પર્ય કર્મનું પ્રતિપાદન કરવામાં છે એમ બ્રાહ્મણગ્રન્થોનો અભિપ્રાય છે.

ઉપનિષદ્‌વિભાગ વૈદિકસાહિત્યનો ચતુર્થ અને અન્ત્ય ભાગ હોવાથી, અને તેમાં વેદનું તાત્પર્ય રહેલું છે એમ માનવાથી ઉપનિષદોને સામાન્ય રીતે વેદાન્ત તરીકે ઓળખાવવામાં આવે છે. ઉપનિષદોમાં મુખ્યત્વે બ્રહ્મનો વિચાર કરવામાં આવેલો છે, અને તેથી તેમાં બ્રહ્મવિદ્યાનો વિષય જોવામાં આવે

---

૧ પૂર્વમીમાંસાસૂત્ર (=પૂ. મી. સૂ.) ૧. ૩. ૩

૨ વિન્ટરનિઝનો ભારતીય સાહિત્યનો ઇતિહાસ (=વિન્ટર°) ભાગ ૧, પૃષ્ઠ ૨૯૦–૩૧૦

૩ પૂ. મી. સૂ. ૧. ૧. ૨૭–૩૨

છે. બ્રાહ્મણગ્રન્થોનો ક્રમ વૈદિકસાહિત્યમાં પહેલો હોવાથી તેમને સામાન્ય રીતે પૂર્વકાણ્ડ કહેવામાં આવે છે, જ્યારે ઉપનિષદોને ઉત્તરકાણ્ડ કહેવામાં આવે છે. વિષયની દૃષ્ટિએ પૂર્વકાણ્ડને કર્મકાણ્ડ કહેવામાં આવે છે, અને ઉત્તરકાણ્ડને જ્ઞાનકાણ્ડ કહેવામાં આવે છે. પૂર્વકાણ્ડમાં યજ્ઞવિદ્યા છે, જ્યારે ઉત્તર-કાણ્ડમાં બ્રહ્મવિદ્યા છે; અને બન્ને ય કાણ્ડોમાં ઓછાવત્તા પ્રમાણમાં ઉપાસના પણ જોવામાં આવે છે. આ પ્રકારે આ બન્ને વિભાગોનો પરસ્પર સંબંધ રહેલો છે.

ઋગ્વેદના બધા મંત્રોનો વિનિયોગ યજ્ઞમાં જ થાય છે એમ બ્રાહ્મણગ્રન્થોનું જે મંતવ્ય છે તે સર્વથા સત્ય જણાતું નથી, કારણ કે ઋગ્વેદના મંત્રોમાં યજ્ઞની સાથે સંબંધ ન ધરાવતા એવા ભિન્ન ભિન્ન વિચારો અને વિષયોનું વર્ણન છે એમ દરેક તટસ્થ અભ્યાસીને જણાય છે. ઋગ્વેદમાં યજ્ઞને લગતા મંત્રો છે, અને સાથે સાથે જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિનું નિરૂપણ કરનારા પણ મંત્રો છે. અર્થાત ઋગ્વેદમાં યજ્ઞ અથવા કર્મ, જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિ એ ત્રણે ય વિષયોનું પ્રતિપાદન કરનારા મંત્રો છે, જો કે આ ત્રણ પ્રકારના મંત્રોનું પ્રમાણ એકસરખું નથી. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ઋગ્વેદના મંત્રોમાંથી કર્મ, જ્ઞાન, ઉપાસના અથવા ભક્તિ એ ત્રણ વિચારોનો પ્રવાહ નીકળ્યો છે; અને તેમાં કોઈ એક વિચારપ્રવાહ ગંગા અને બ્રહ્મપુત્રાની માફક મૂલથી તે સાગરપર્યન્ત અવિચ્છિન્ન ચાલ્યો આવે છે; બીજો કોઈ વિચારપ્રવાહ યમુનાની માફક ગંગા જેવી બીજી મોટી નદીને મળી જાય છે; અને ત્રીજો કોઈ વિચારપ્રવાહ સરસ્વતી નદીની માફક કેટલોક સમય ચાલુ રહીને તિરોહિત થઈ જાય છે અને પાછો પ્રકટ થાય છે. આ પ્રમાણે આ ત્રણ વિચારસરિતાઓના ભિન્ન ભિન્ન પ્રકારના પ્રવાહો પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું રૂપ નિર્માણ કરે છે.

ઉપનિષદો અથવા વેદાન્તની અંદર વિવિધ પ્રકારનું તત્ત્વજ્ઞાન રહેલું છે. દરેક વેદની દરેક શાખાનું સ્વતંત્ર ઉપનિષદ્ હોય છે; અને દરેક ઉપનિષદની વિચારપદ્ધતિ પણ સ્વતંત્ર હોય છે. પરમતત્ત્વ અથવા બ્રહ્મ, જીવ, જગત્, મોક્ષ અને મોક્ષનાં સાધનો: આ વિષયોની ચર્ચા જુદા જુદા તત્ત્વચિન્તકોએ ઉપ-નિષદોમાં પોતપોતાની રીતે કરેલી છે. ઉપનિષદોની સંખ્યા બસોથી પણ વધારે છે, પણ તેમાં મુખ્યત્વે ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, છાન્દોગ્ય, બૃહદારણ્યક, ઐતરેય, તૈત્તિરીય, શ્વેતાશ્વતર, માણ્ડૂક્ય વગેરે છે, અને ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસને માટે સામાન્ય રીતે, અને યોગ્ય રીતે, આ ઉપનિષદોનો જ વિચાર કરવામાં આવે છે. બાકીનાં ઉપનિષદોમાં વિશિષ્ટ મતનું પ્રતિપાદન હોય છે; એટલે કેટલાંક શૈવ અને શાક્ત ઊપનિષદ્ છે, તો કેટલાંક વૈષ્ણવ ઉપનિષદ્ છે: કેટલાંક યોગપ્રધાન છે, તો કેટલાંક સંન્યાસ-પ્રધાન છે; અને કેટલાંક વેદાન્તનું પ્રતિપાદન કરનારાં છે. વિશિષ્ટ મતનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદો અર્વાચીન હોય એમ જણાય છે.

તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ જિજ્ઞાસામાંથી, કુતૂહલમાંથી, થાય છે એ મતનું સમર્થન ઉપનિષદોમાંથી અને ઋગ્વેદમાંથી મળી આવે છે. ઉપનિષદમાં ભિન્ન ભિન્ન વિચારસરણી હોવાને લીધે ઉપનિષદના તત્ત્વ-જ્ઞાન વિષે એક જ પ્રકારનો નિર્ણય કરવો કઠિન છે. ઉપનિષદમાં કેટલેક સ્થળે બ્રહ્મને નિર્ગુણ તરીકે વર્ણવ્યું છે, જ્યારે બીજાં કેટલાંક સ્થળે બ્રહ્મના ગુણોનું અને સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન કરવામાં આવેલું છે. આ પ્રમાણે નિર્ગુણવાદ અને સગુણવાદના બે ભિન્ન ભિન્ન પ્રવાહો ઉપનિષદમાં જોવામાં આવે છે. પરમતત્ત્વ એક જ છે એમ ઉપનિષદના સર્વ તત્ત્વચિન્તકો કહે છે, એટલે આ વિષે તો આપણે નિર્ભય-તાથી કહી શકીએ કે ઉપનિષદો અદ્વૈતમતનું પ્રતિપાદન કરે છે. પણ અદ્વૈતના અનેક પ્રકારો હોય છે, અને તેથી જ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત જેવાં અનેક પ્રકારનાં અદ્વૈત જોવામાં આવે છે.

જગત્ માયાને લીધે દેખાય છે, વાસ્તવિક નથી, એ પ્રમાણેનો વિચાર મુખ્ય દસ બાર ઉપનિષ-દોમાં જોવામાં આવતો નથી. જગતની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે, જગતની સ્થિતિ બ્રહ્મને લીધે જ છે, અને જગતનો લય પણ બ્રહ્મમાં જ થાય છે. આ પ્રમાણે બ્રહ્મ પોતે જ જગદ્રૂપે થાય છે, એટલે જગત્ માયિક નથી. જીવનો પણ ઉદ્‌ગમ બ્રહ્મમાંથી જ થાય છે, એટલે તે અણુ છે, અને બ્રહ્મનો અંશ છે, પણ

મિથ્યા નથી. મોક્ષાવસ્થામાં જીવનો બ્રહ્મમાં લય થાય છે. મોક્ષ પ્રાપ્ત કરવાને માટે કેટલેક સ્થળે જ્ઞાન અને કર્મના સમુચ્ચયનો ઉપદેશ કરવામાં આવ્યો છે, કેટલેક સ્થળે ફક્ત જ્ઞાનનો જ ઉપદેશ કરવામાં આવ્યો છે, તો કેટલેક સ્થળે પરબ્રહ્મના વરણ–અનુગ્રહ અથવા કૃપા–નો ઉપદેશ કરવામાં આવ્યો છે.

ઉપનિષદોની આ વિચારપ્રણાલિકા ઉપરથી આપણને માલમ પડે છે કે બ્રહ્મના નિર્ગુણવાદ અને સગુણવાદ, અને મોક્ષપ્રાપ્તિનાં સાધનોમાં બહુ મહત્ત્વનો ભેદ રહેલો છે, અને તેથી બધાં ઉપનિષદોનું રહસ્ય એક જ પ્રકારનું છે એમ કહી શકાય એમ નથી. સત્યની ખાતર આપણે એમ કહી શકીએ કે જુદા જુદા વેદોની જુદી જુદી શાખાના તત્ત્વચિન્તકોએ પરમતત્ત્વના સ્વરૂપ વિષે, પોતાને જેવો અનુભવ થયો તે પ્રમાણે, વિવિધ પ્રકારે ચર્ચા કરી છે. અર્થાત્ ઉપનિષદો એ તત્ત્વચિન્તકોનાં ચિન્તન અને અનુભવોનો સંગ્રહ છે, અને તેથી તેમાં વિચારોનું જે વૈવિધ્ય જણાય છે તે અતિ સ્વાભાવિક છે.

ઉપનિષદોની માફક બ્રાહ્મણગ્રન્થોમાં પણ યજ્ઞ વિષે અનેક પ્રકારની ચર્ચા કરવામાં આવેલી છે, અને તેને પરિણામે ભિન્ન ભિન્ન અભિપ્રાયો અસ્તિત્વમાં આવ્યા છે. આવા પ્રકારના વિચારવૈવિધ્યને લીધે કેટલાક ચિન્તકોએ બ્રાહ્મણગ્રન્થોમાં અને ઉપનિષદોમાં ઉત્પન્ન થતી શંકાઓને દૂર કરવાનો, અને તે ગ્રન્થોના રહસ્ય સંબંધી ભિન્ન ભિન્ન મન્તવ્યોનો સમન્વય કરવાનો પ્રયત્ન કરેલો છે, અને એ રીતે એક પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. શંકાઓને દૂર કરવાના કાર્ય કરતાં સમન્વય સાધવાનું કાર્ય અતિ કઠિન છે, અને તેથી આ પ્રકારના સાહિત્યનું મહત્ત્વ સ્પષ્ટ થાય છે. બ્રાહ્મણગ્રંથોના સિદ્ધાન્તોનો સમન્વય કરનારા ગ્રંથો અને વિવેચકો ઘણા હશે એમ જૈમિનિસૂત્રોમાં આવેલાં વિશેષ નામો[૪] ઉપરથી જણાય છે. આ કર્મ અથવા યજ્ઞવિદ્યાનાં સૂત્રો અથવા ગ્રંથો અત્યારે પ્રાપ્ત થતાં નથી; ફક્ત જૈમિનિનાં પૂર્વ-મીમાંસાસૂત્રો જ પ્રાપ્ત થાય છે.

ઉપનિષદોમાં આવેલી બ્રહ્મવિદ્યાના સંબંધમાં પણ શંકાનું નિરાકરણ કરવાને અને ભિન્ન ભિન્ન અભિપ્રાયોનો સમન્વય દર્શાવવાને માટે બ્રહ્મસૂત્રોની રચના થએલી છે. ભગવદ્ગીતામાં બ્રહ્મસૂત્રોનો નિર્દેશ છે, પાણિનિની અષ્ટાધ્યાયીમાં પારાશર્યભિક્ષુસૂત્રોનું કથન છે, અને હાલમાં મળતાં બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં પણ બ્રહ્મવિદ્યાના અનેક ચિન્તકોનાં નામો જોવામાં આવે છે. આ ચિન્તકોએ ગ્રંથો રચ્યા હોય અને તેમાં બ્રહ્મવિદ્યા વિષે પોતાના વિચારો સ્પષ્ટ દર્શાવ્યા હોય એમ લાગે છે. આજે આપણી પાસે ઉપનિષદોનું વ્યાખ્યાન કરનારા આ બધા પ્રાચીન ગ્રંથો નથી; ફક્ત બાદરાયણરચિત બ્રહ્મસૂત્રો અથવા વેદાન્તસૂત્રો વિદ્યમાન છે. આ બ્રહ્મસૂત્રોમાં ભગવદ્ગીતાનો નિર્દેશ સ્પષ્ટ છે, એટલે ભગવદ્ગીતામાં જણાવેલાં બ્રહ્મસૂત્રો બાદરાયણનાં બ્રહ્મસૂત્રોથી ભિન્ન અને પ્રાચીન છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે.

બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં આઠ પુરુષોનાં નામો આવેલાં છે; આત્રેય, આશ્મરથ્ય, ઔડુલોમિ, કાર્ષ્ણાજિનિ, કાશકૃત્સ્ન, જૈમિનિ, બાદરાયણ અને બાદરિ. બ્રહ્મસૂત્રમાં જ્યાં જ્યાં ચર્ચાસ્પદ વિષય હોય છે ત્યાં ત્યાં આ નામો બે અથવા ત્રણ અથવા ચારના જોડકાંઓમાં આપવામાં આવેલાં છે. જૈમિનિના પૂર્વમીમાંસાસૂત્રોમાં પણ જે અનેક વિશેષ નામો આવેલાં છે તેમાં આત્રેય, કાર્ષ્ણાજિનિ, જૈમિનિ, બાદરાયણ અને બાદરિ એ પાંચ નામો પણ જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે જેમ કેટલાક ચિન્તકોએ એકલા પૂર્વકાણ્ડના ગ્રંથોનો જ વિચાર કરીને વ્યાખ્યાન કર્યું છે, અને કેટલાકોએ એકલા ઉત્તરકાણ્ડના ગ્રંથોનો જ વિચાર કરીને વ્યાખ્યાન કર્યું છે, તેમ જૈમિનિ અને બાદરાયણ જેવા વિચારકોએ યજ્ઞવિદ્યા અને બ્રહ્મવિદ્યા એ બન્નેનો વિચાર કરેલો છે.

જૈમિનિએ શારીરક સૂત્ર રચેલું છે એમ સુરેશ્વરાચાર્યના નૈષ્કર્મ્યસિદ્ધિ[૫] નામના ગ્રંથ ઉપરથી સ્પષ્ટ જણાય છે. બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરનાર જૈમિનિ જેવા મુનિઓને બન્ને કાણ્ડોનો સમન્વય

---

૪ આત્રેય, ઐતિશાયન, કામુકાયન, કાર્ષ્ણાજિનિ, જૈમિનિ, બાદરાયણ, બાદરિ, લાબુકાયન.

૫ ૯૧ મા શ્લોકની સમ્બન્ધોક્તિ, પૃ. ૫૨ (બૉમ્બે. સં. સિ.); ડૉ. બેલ્વલ્કરનો લેખ 'જૈમિનિનું શારીરક સૂત્ર', ગાર્બે અભિનન્દન ગ્રન્થ, પૃ. ૧૬૩–૧૭૦; ડૉ. બેલ્વલ્કર, બસુમલ્લિક વ્યાખ્યાનો (=બસુ°) પૃ. ૧૪૧

સિદ્ધ કરવા માટે ઉપનિષદ્ગ્રન્થોનો વિચાર કરવાની આવશ્યકતા જણાતી હતી; અને તેવી જ રીતે ઉપનિષદ્ગ્રન્થોનો વિચાર કરનાર બાદરાયણ જેવા મુનિઓને પણ બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરવો પડતો હતો. આ રીતે પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્નેનો એક સાથે વિચાર કરનારો વર્ગ ભારતવર્ષમાં અસ્તિત્વમાં આવેલો છે. તેથી 'બે બાદરાયણો અને ત્રણ જૈમિનિઓ થઈ ગયા છે' એ પ્રકારનો કેટલાક વિદ્વાનોનો[6] અભિપ્રાય સ્વીકારી શકાય એમ નથી. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આ પ્રમાણે ત્રણ પ્રકારના વિચારકો અને વ્યાખ્યાનકર્તાઓ થઈ ગયા છે; એક પ્રકાર કેવલ બ્રાહ્મણગ્રન્થોનો વિચાર કરનાર, બીજો પ્રકાર ઉપનિષદ્ગ્રન્થોનો વિચાર કરનાર, અને ત્રીજો પ્રકાર બ્રાહ્મણગ્રન્થો અને ઉપનિષદ્-ગ્રન્થો એ બન્નેનો વિચાર કરનાર. અને આ ત્રીજા પ્રકારના વર્ગમાંથી જ પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્ને મળીને એક જ શાસ્ત્ર છે એવો ઐકશાસ્ત્ર્યનો સિદ્ધાંત આગળ ઉપર ઉત્પન્ન થયો હોય એમ લાગે છે.

દરેક શાખાને પોતાનું ઉપનિષદ્ હોય છે; અને જુદા જુદા વિચારકોએ પહેલાં સ્વાભાવિક રીતે પોતાની શાખાના ઉપનિષદનો વિચાર કરેલો હોવો જોઇએ, અને તે રીતે પ્રતિશાખીય બ્રહ્મસૂત્રો અસ્તિ-ત્વમાં હોય એમ અનુમાન કરવાનું મન થાય તો એ બહુ સ્વાભાવિક છે.[7] પ્રચલિત બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં છાન્દોગ્ય ઉપનિષદનાં ઘણાં વાક્યો વિષયવાક્યો તરીકે લેવામાં આવેલાં છે, અને બીજાં ઉપ-નિષદોનાં વાક્યો પણ લેવામાં આવેલાં છે. અર્થાત્ બાદરાયણનાં બ્રહ્મસૂત્રો વ્યાપક છે, સર્વશાખીય છે, એમ કહેવામાં કોઈ પણ જાતનો વાંધો નથી.[8] કદાચિત્ એમ પણ બન્યું હોય કે સામવેદી જૈમિનિએ સામવેદના ઉપનિષદનું—છાન્દોગ્યનું—વ્યાખ્યાન કરીને શારીરક સૂત્રો પોતાની જ શાખા માટે રચ્યાં હોય; બીજાઓએ પણ એ પ્રમાણે શારીરક સૂત્રો રચ્યાં હોય; અને આ બધાં સૂત્રોને ધ્યાનમાં લઇને બાદરાયણે સર્વશાખીય બ્રહ્મસૂત્રો રચ્યાં હોય. ગમે તેમ પણ એટલું તો સાચું કે જૈમિનિ જેવા મુનિઓએ પણ શારીરક સૂત્રો રચેલાં છે.

બાદરાયણનાં બ્રહ્મસૂત્રોની સંખ્યા અને તેમના પાઠ વિષે બ્રહ્મસૂત્રના ભાષ્યકારોમાં બહુ મતભેદ છે. વિદ્યમાન ભાષ્યોમાં શાંકરભાષ્ય પ્રાચીન છે અને તે ભાષ્ય પ્રમાણે સૂત્રોની સંખ્યા ૫૫૫ છે. ભાસ્કરા-ચાર્યના અભિપ્રાયે ૫૪૭ છે, રામાનુજાચાર્યના અભિપ્રાયે ૫૪૫ છે, નિમ્બાર્કાચાર્યના અભિપ્રાયે ૫૪૯ છે, મધ્વાચાર્યના અભિપ્રાયે ૫૬૨ છે, શ્રીકણ્ઠાચાર્યના અભિપ્રાયે ૫૪૫ છે, વલ્લભાચાર્યના અભિપ્રાયે ૫૫૪ છે, વિજ્ઞાનભિક્ષુના અભિપ્રાયે ૫૫૬ છે, અને બલદેવના અભિપ્રાયે ૫૫૬ છે. સૂત્રોની સંખ્યામાં મતભેદનાં અનેક કારણોમાંથી એક કારણ એ છે કે કેટલાક ભાષ્યકારો[9] બે સૂત્રોને એક સૂત્ર તરીકે માને છે, જ્યારે કેટલાક ભાષ્યકારો[10] એક સૂત્રના બે ભાગ કરીને બે સૂત્રો માને છે. બીજું કારણ એ લાગે છે કે દરેક ભાષ્યકારની સામ્પ્રદાયિક પરમ્પરા ભિન્ન હોય છે, અને તેથી ભિન્ન ભિન્ન પરમ્પરા-ઓમાં કેટલાંક વધારાનાં સૂત્રો હોય છે તો કેટલાંક ઓછાં સૂત્રો હોય છે. પરંતુ કોઈ પણ ભાષ્યકાર એમ માનતા નથી કે બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં કોઈ પણ સૂત્ર પ્રક્ષિપ્ત છે. બધાંય સૂત્રો બાદરાયણનાં જ રચેલાં છે, અને એક જ સમયે બ્રહ્મસૂત્રરૂપે પ્રકટ થએલાં છે એવી સામાન્ય માન્યતા છે.

સૂત્રોની સંખ્યાના ભેદ પ્રમાણે સૂત્રોના પાઠમાં પણ ભેદો જોવામાં આવે છે, અને દરેક ભાષ્ય-કાર પોતાના સમ્પ્રદાયના સૂત્રપાઠને પ્રમાણભૂત સ્વીકારીને વ્યાખ્યાન કરે છે, અને કેટલીક વાર એક ભાષ્યકાર બીજા ભાષ્યકારના સૂત્રપાઠની ટીકા કરતાં કહે છે કે "ભાષ્યકારે બીજા પાઠની કલ્પના કરી છે".[11] આ વાક્ય ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે કોઈ એક ભાષ્યકાર પણ એમ માને છે કે

---

૬ આર. એ. નીલકણ્ઠશાસ્ત્રી, જૈમિનિ અને બાદરાયણ, ઇન્ડિ. એન્ટિકવરી, મે. ૧૯૨૧.

૭ ડૉ. બેલ્વલ્કર, બસુ° ૧૪૦–૧૪૧

૮ ડૉ. બેલ્વલ્કર, બસુ° ૧૪૬

૯ વલ્લભાચાર્ય, ૧. ૧. ૨; રામાનુજાચાર્ય, ૧. ૩. ૩ વગેરે.

૧૦ રામાનુજાચાર્ય, ૧. ૩. ૩૪, ૩૫ (=શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, ૧. ૩. ૩૫)

૧૧ વલ્લભાચાર્યનું અણુભાષ્ય (અણુ°) ૨. ૧. ૧૫

બીજા ભાષ્યકારે સૂત્રનો બીજો પાઠ કલ્પેલો છે, અર્થાત્ બાદરાયણના મૂલ સૂત્રપાઠને સ્થાને બીજો સૂત્રપાઠ કલ્પનાથી જ, કોઈ પણ પ્રકારના પ્રમાણ વિના, સ્વીકારવામાં આવેલો છે. બીજા શબ્દોમાં કહીએ તો તે કલ્પિત પાઠ પ્રક્ષિપ્ત છે, અને આ પ્રમાણે એક ભાષ્યકાર બીજા ભાષ્યકારની ટીકા કરી શકે છે.

આ પ્રસંગે બાદરાયણના બ્રહ્મસૂત્રના સ્વરૂપનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આચાર્યો અને ભાષ્યકારોના અભિપ્રાય પ્રમાણે બ્રહ્મસૂત્રોના કર્તા બાદરાયણ વ્યાસ છે, અને પોતપોતાની સામ્પ્રદાયિક પરમ્પરામાં ઉતરી આવેલાં બધાં ય સૂત્રો બાદરાયણનાં જ રચેલાં છે, અને બીજી પરમ્પરાનો ભિન્ન સૂત્રપાઠ કલ્પિત અથવા પ્રક્ષિપ્ત છે. પણ કેટલાક આધુનિક વિચારકો[૧૨] એમ માને છે કે બ્રહ્મસૂત્રના મુખ્ય પ્રયોજનનો જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે આપણને એમ લાગે છે કે દ્વિતીયાધ્યાયમાં આવેલા સ્મૃતિપાદ અને તર્કપાદ પાછળથી કોઈએ ઉમેર્યા હોય. શંકરાચાર્ય અને બીજા બધા આચાર્યો સ્પષ્ટ કહે છે કે બ્રહ્મસૂત્રનું મુખ્ય પ્રયોજન ઉપનિષદોનાં વાક્યોનો વિચાર કરવાનું છે, અને આ વાકયોમાં જ્યાં સંદેહ ઉત્પન્ન થતો હોય ત્યાં વધારે પ્રકાશ નાખીને તે સંદેહ દૂર કરવાનું છે. બીજા મતોનું ખણ્ડન કરવાનું કાર્ય બ્રહ્મસૂત્રનું નથી; અને તેજ કારણથી સ્મૃતિપાદ અને તર્કપાદ જેવા ભાગો પાછળથી કોઈ વિચારકે અથવા વિચારકોએ બ્રહ્મસૂત્રને સર્વાંગસમ્પૂર્ણ કરવાને માટે ઉમેર્યા હોય. અને આ ઉમેરો શંકરાચાર્યના પહેલાં જ થઈ ગએલો હોવો જોઈએ, કારણ કે શંકરાચાર્યે બધાં ય સૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે. શંકરાચાર્યને સૂત્રોના ઉમેરા વિષે શંકા આવતી નથી, પણ સંગતિ દર્શાવવાને માટે તેમણે આપેલા વિચારો[૧૩] ઉપરથી કોઈને[૧૪] અનુમાન કરવાનું મન થઈ જાય કે સંગતિ દર્શાવવાને જ્યારે શંકરાચાર્ય આટલો બધો પ્રયત્ન કરે છે ત્યારે કદાચિત્ તેમના મનમાં એમ ખટકતું હોય કે બ્રહ્મસૂત્રનો અમુક ભાગ પૂર્વાપર બંધ બેસતો નથી.

બ્રહ્મસૂત્રની વિચારપદ્ધતિ જ્યારે આપણે તપાસીએ છીએ ત્યારે પણ આપણને લાગે છે કે બ્રહ્મસૂત્રના તૃતીયાધ્યાયના દ્વિતીયપાદનાં ૧૧–૪૧ સૂત્રોમાં અને તૃતીયાધ્યાયના તૃતીયપાદમાં બ્રહ્મ વિષે જે વિચાર કરવામાં આવેલો છે તે અસ્થાને છે, કારણ કે તૃતીયાધ્યાયમાં સાધનનો વિચાર કરવાનો છે, અને તેથી બ્રહ્મના વિચારને ત્યાં સ્વાભાવિક રીતે અવકાશ નથી. બ્રહ્મના વિચારને માટે યોગ્ય સ્થાન પ્રથમાધ્યાય છે.[૧૫] આવા પ્રકારની શંકા એક પ્રાચીન ટીકાકારને[૧૬] પણ આવેલી છે અને તેમણે પોતે જ તે શંકાનો પરિહાર કરવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરથી કોઈને એમ લાગે કે તૃતીયાધ્યાયનો તે ભાગ પાછળથી, શંકરાચાર્યની પહેલાં જ, ઉમેરાએલો હોવો જોઈએ. વળી, દ્વિતીયાધ્યાયના તૃતીયપાદમાં જે સૂત્રોમાં ( ૧૫–૫૩ ) જીવ વિષેની ચર્ચા છે તે પણ પાછળથી ઉમેરાએલાં હોવાં જોઈએ એમ પણ અનુમાન કરવામાં આવે છે.[૧૫] અત્યારે આપણી પાસે આ ભાગ પ્રક્ષિપ્ત છે એ મતનું સમર્થન કરવાને માટે બ્રહ્મસૂત્રનાં પ્રયોજન અને વિચારપદ્ધતિ વિના બીજો કોઈ દાર્શનિક પૂરાવો નથી, એટલે આપણે અનુમાનનું જ શરણ લેવાનું રહ્યું છે. પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમાં પ્રક્ષિપ્ત ભાગ ઘણા હોય છે એમ તો દરેક તટસ્થ વિદ્વાનને હવે સ્વીકાર્યા વિના છૂટકો નથી. અને આને માટે પૂનાના ભાણ્ડારકર ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ તરફથી પ્રસિદ્ધ થએલી મહાભારતની સંશોધિત આવૃત્તિ જ સબલ પ્રમાણ છે. બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં જેમણે પાછળથી ઉમેરાઓ કર્યા હશે તેમણે બાદરાયણના સિદ્ધાન્તોને કોઈ પણ પ્રકારનો બાધ ન આવે એટલી તો કાળજી રાખેલી હોય એમ લાગે છે, અને તેથી જ આજે પ્રાપ્ત થતાં બ્રહ્મસૂત્રો સળંગ જણાય છે.

---

૧૨ ડૉ. બેલ્વલકર, બસુ° ૧૪૪ ઇત્યાદિ.

૧૩ શંકરાચાર્ય, ૨. ૨. ૧

૧૪ ડૉ. બેલ્વલ્કર, વેદાન્તસૂત્રોનું બહુકર્તૃત્વ, ઇન્ડિ. ફિલોસોફિ. રિવ્યુ, ગ્રન્થ. ૨, પૃ. ૧૪૮

૧૫ ડૉ. બેલ્વલ્કર, બસુ° ૧૪૪ ઇત્યાદિ

૧૬ પુરૂષોત્તમજી, અણુભાષ્યપ્રકાશ, પૃ. ૮૯૮ (કાશી આવૃત્તિ)

એક વિદ્વાન્[17] એમ કહે છે કે બ્રહ્મસૂત્રમાં જે જે સૂત્રોમાં આત્રેય, જૈમિનિ, બાદરાયણ, બાદરિ વગેરે વિશેષનામો આવેલાં છે તે બધાં સૂત્રો બાદરાયણનાં રચેલાં નથી, પણ અમુક વિષયની ચર્ચા સમ્પૂર્ણ કરવાને માટે કોઈએ પાછળથી ઉમેરેલાં છે, કારણ કે બાદરાયણ પોતે પોતાનું નામ સૂત્રોમાં લખે એમાં ઔચિત્ય નથી, અને સામાન્ય રીતે આ વિશેષનામવાળાં સૂત્રો બાદરાયણના નામવાળા સૂત્રની સાથે જ આવેલાં છે. એટલે પાછળથી બાદરાયણના કોઈ શિષ્યે અથવા શિષ્યપરંપરામાં બીજા માણસે આ બધાં સૂત્રો ઉમેરેલાં હોવાં જોઇએ. આ અભિપ્રાય સ્વીકાર્ય લાગતો તથી, કારણ કે ગ્રન્થકાર પોતે પોતાનું નામ પોતાના ગ્રન્થમાં લખે એ પ્રકારની પદ્ધતિ સંસ્કૃત સાહિત્યમાં અતિ સામાન્ય છે. જૈમિનિદર્શન અને વેદાન્તદર્શનનાં સૂત્રોમાં ગ્રન્થકારનું નામ જોવામાં આવે છે, જો કે ન્યાય વગેરે બીજાં દર્શનોનાં સૂત્રોમાં ગ્રન્થકારનું નામ જોવામાં આવતું નથી. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ કૌટિલ્યનું નામ અનેક સ્થળે આવેલું છે. વળી, બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં જે વિચારકોનાં નામો આવેલાં છે તે બધા વિચારકો વેદના અને ખાસ કરીને ઉપનિષદના વિચારકો અને વ્યાખ્યાનકર્તાઓ છે, એટલે વેદાન્તના જે ચર્ચાસ્પદ વિષયો છે તેને અંગે તે બધા પ્રાચીન વિચારકોનાં નામો અને અભિપ્રાયોનો નિર્દેશ કરવામાં આવે તો તેમાં જરા પણ અસ્વાભાવિકતા જણાતી નથી.

આ પ્રમાણે પ્રથમ પ્રતિશાખીય બ્રહ્મસૂત્રો રચાયાં હોય અને તેમનો નિર્દેશ ભગવદ્ગીતામાં કરવામાં આવ્યો હોય. આ બ્રહ્મસૂત્રો બુદ્ધની પહેલાં રચાએલાં હોવાં જોઇએ. ત્યાર પછી બાદરાયણના સર્વશાખીય બ્રહ્મસૂત્રની રચના થએલી હોય; અને જો આ બ્રહ્મસૂત્રમાં કોઈ પણ પ્રકારનો પ્રક્ષિપ્ત ભાગ ન હોય તો ઈ. સ. ના આરંભમાં તે રચાએલાં હોવાં જોઇએ એમ સ્વાભાવિક રીતે અનુમાન થાય છે, કારણ કે સાંખ્યમતના ખણ્ડન ઉપરાંત બીજા મતોનું ખણ્ડન પણ જોવામાં આવે છે. બ્રહ્મસૂત્રના તર્કપાદમાં વૈશેષિક, જૈન, બૌદ્ધના ભિન્ન ભિન્ન મતો, પાશુપત અને ભાગવતમતનો અમુક ભાગ–આ બધાંનું ખણ્ડન કરવામાં આવેલું છે. બૌદ્ધના ખણ્ડનમાં કયા કયા મતોનું ખણ્ડન કરવામાં આવ્યું છે તે વિષે સર્વ ભાષ્યકારો એકમત છે. તેમના અભિપ્રાય પ્રમાણે વૈભાષિક, સૌત્રાન્તિક અને વિજ્ઞાનવાદ આ ત્રણ મતોનું નિરસન કરવામાં આવેલું છે, પણ શૂન્યવાદનું નિરસન નથી. ડૉ. યાકોબીનો અભિપ્રાય એવો છે કે તર્કપાદમાં ૨૮ થી ૩૨ સૂત્રોમાં શૂન્યવાદનું ખણ્ડન છે અને તેથી બ્રહ્મસૂત્રોની રચના લગભગ ઈ. સ. ૨૫૦ માં થએલી હોવી જોઇએ.[18] સૂત્રકાર વિજ્ઞાનવાદનું ખણ્ડન કરે છે, શૂન્યવાદનું નહિ, એમ જો માનવામાં આવે તો ડૉ. યાકોબીના મતે બ્રહ્મસૂત્રોનો રચનાકાળ લગભગ ઈ. સ. ૩૨૫ સ્વીકારવો જોઇએ. ડૉ. યાકોબીનો અભિપ્રાય એક માન્યતા ઉપર બંધાએલો છે, અને તે માન્યતા એ કે શૂન્યવાદ અને વિજ્ઞાનવાદનો આરંભ નાગાર્જુન અને વસુબંધુથી થાય છે. બ્રહ્મસૂત્રમાં જો શૂન્યવાદ અથવા વિજ્ઞાન-વાદનું ખણ્ડન કરવામાં આવેલું છે તો પછી બ્રહ્મસૂત્રની રચના નાગાર્જુન અને વસુબંધુના સમય પછી હોવી જોઇએ; અને આ પ્રમાણે ડૉ. યાકોબીએ બ્રહ્મસૂત્રની રચનાનો સમય નિશ્ચિત કર્યો છે. પણ ડૉ. યાકોબીની મૂલ માન્યતા સત્ય નથી, કારણ કે નાગાર્જુન અને વસુબંધુની પહેલાં પણ શૂન્યવાદ અને વિજ્ઞાનવાદનો વિચારપ્રવાહ ચાલુ હતો. કોઇ પણ મત એકદમ દર્શનના વ્યવસ્થિત સ્વરૂપમાં આવી શકતો નથી એ વાત તત્ત્વજ્ઞાનના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કરવાને માટે અમુક સમયની અપેક્ષા હોય છે, એટલે નાગાર્જુન અને વસુબંધુની પહેલાં પણ શૂન્યવાદ અને વિજ્ઞાનવાદનાં મન્તવ્યો અસ્તિત્વમાં હતાં એમ સ્વીકારવાની જરૂર રહે છે, અને તેથી સામાન્ય રીતે આપણે કહી શકીએ કે લગભગ ઈ. સ. ના આરંભકાળમાં બાદરાયણનાં બ્રહ્મસૂત્રોની રચના થએલી હોવી જોઈએ. પણ કેટલાક અર્વાચીન વિદ્વાનો માને છે તે પ્રમાણે દ્વિતીયાધ્યાયના સ્મૃતિપાદ, તર્ક-પાદ અને જીવવિષયક ચર્ચા, અને તૃતીયાધ્યાયની બ્રહ્મવિષયક ચર્ચા બ્રહ્મસૂત્રમાં પાછળથી ઉમેરાએલાં

---

૧૭ ઉમેશચન્દ્ર ભટ્ટાચાર્ય, વેદાન્તસૂત્રોના વિકાસના માગસ્તમ્ભો, ચતુર્થ પ્રાચ્યવિદ્યાપરિષદનો રિપોર્ટ (=પ્રા. પ.) પૃ. ૭૭૬—૭૮૩

૧૮ ડૉ. યાકોબી, બ્રાહ્મણોનાં તત્ત્વજ્ઞાન સૂત્રો, અમેરિકન ઓ. સો. જર્નલ વૉ. ૩૧, પૃ. ૧–૨૯

હોય તો બાદરાયણનાં મૂલ બ્રહ્મસૂત્રો અને પ્રક્ષિપ્તભાગવાળાં વર્તમાન બ્રહ્મસૂત્રોની વચ્ચે લગભગ બસો ત્રણસો વર્ષનું અંતર હોવું જોઇએ; અને આ ગણત્રી પ્રમાણે બાદરાયણનાં મૂલ બ્રહ્મસૂત્રોની રચના લગભગ ઈ. સ. પૂર્વે ૩૦૦ માં થએલી હોય એમ કહેવામાં હરકત નથી.

સૂત્રકારે વેદાન્તસૂત્રોમાં તત્ત્વજ્ઞાનના મુખ્ય મુખ્ય પ્રશ્નોની ચર્ચા કરીને ઉપનિષદ્વાક્યોમાં ઉત્પન્ન થતા સંદેહો દૂર કરવા જે પ્રયત્ન કર્યો છે તે ખરેખર અતિ શાસ્ત્રીય છે. સૂત્રકાર તત્ત્વજ્ઞાનની ચર્ચાને માટે શ્રુતિને પ્રમાણમૂર્ધન્ય માને છે, અને તદવિરુદ્ધ સ્મૃતિ અને તર્કને પણ પ્રમાણ તરીકે સ્વીકારે છે. બ્રહ્મવિષયક ચર્ચામાં સ્વતંત્ર યુક્તિ અને અનુમાનને લેશમાત્ર પણ સ્થાન નથી એ વાત ઘણાં સૂત્રોમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવેલી છે, અને આ સિદ્ધાન્તને આધારેજ સાંખ્યદર્શન વગેરેનું ખણ્ડન કરવામાં આવેલું છે. બ્રહ્મસાક્ષાત્કાર એ અનુભવનો–તર્કનો નહિ–વિષય હોવાથી યોગીઓના પ્રત્યક્ષ અનુભવને પણ સૂત્રકાર પ્રમાણ તરીકે સ્વીકારવા તૈયાર છે; અને કોઈ કોઈ પ્રસંગે શિષ્ટ પુરુષોના આચારવિચારને પણ પ્રમાણ તરીકે સ્વીકારે છે. અને જ્યારે જ્યારે પ્રમાણ આપવાની જરૂર હોય છે ત્યારે ત્યારે આ બધાં પ્રમાણોમાંથી એક અથવા અનેક પ્રમાણ આપીને પોતાના સિદ્ધાન્તનું સારામાં સારી રીતે સમર્થન કરે છે. જ્યાં જ્યાં શ્રુતિનું વ્યાખ્યાન કરવાનો પ્રસંગ આવે છે ત્યાં ત્યાં સૂત્રકાર પૂર્વમીમાંસાના પ્રસિદ્ધ ન્યાયોનો વિના સંકોચે સ્વીકાર કરે છે, અને જ્યાં જ્યાં પરમતનું ખણ્ડન કરવામાં આવે છે ત્યાં ત્યાં, પૂર્વપક્ષીને ન્યાય આપવાને માટે, સૂત્રકાર શ્રુતિનું શરણ ન લેતાં તર્કનું શરણ યોગ્ય રીતે લે છે, અને ન્યાયદર્શનમાં જણાવેલી વાદ કરવાની પદ્ધતિનો સ્વીકાર કરે છે. તત્ત્વજ્ઞાનનો વિષય શુષ્ક અને ગહન હોવાથી સામાન્ય માણસને તે અગમ્ય રહે છે એ વાત સૂત્રકારે ધ્યાનમાં રાખેલી છે, અને તેથી જગતનાં અનેક સુપ્રસિદ્ધ દૃષ્ટાન્તો આપીને તેમણે ગહન વિષયને અતિ સરલ કર્યો છે. પરમતના ખણ્ડન પ્રસંગે સૂત્રકાર પરમતનાજ પારિભાષિક શબ્દોનો જે પ્રયોગ કરે છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે સૂત્રકારની પહેલાં પણ જુદા જુદા મતોનો સારો વિકાસ થએલો છે.

બ્રહ્મસૂત્રની સૂત્રાત્મક શૈલીને લીધે કાલક્રમે સૂત્રના વ્યાખ્યાનમાં મતભેદ ઉભો થવા લાગ્યો અને પરિણામે જુદા જુદા આચાર્યોએ પોતપોતાની દૃષ્ટિથી ભાષ્યો રચ્યાં. અત્યારે જે બ્રહ્મસૂત્રભાષ્યો વિદ્યમાન છે તેમાં શંકરાચાર્યનું સૂત્રભાષ્ય પ્રાચીન છે. પણ શંકરાચાર્યના ભાષ્ય ઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે તેમની પહેલાં કેટલાક સૂત્રભાષ્યકારો થઈ ગએલા છે. નારાયણ પણ્ડિતાચાર્યે મધ્વવિજય નામનો ગ્રન્થ રચેલો છે અને તેમાં મધ્વાચાર્યનું જીવનચરિત આપેલું છે; અને તેના ઉપર પોતે જ મધ્વવિજયભાવપ્રકાશિકા નામની ટીકા લખી છે, અને તેમાં મધ્વાચાર્ય પહેલાં એકવીસ[૧૯] બ્રહ્મસૂત્રટીકાકારો થઈ ગયા છે એમ જણાવેલું છે. યામુનાચાર્ય પોતાના આત્મસિદ્ધિ નામના ગ્રન્થમાં કેટલાક ભાષ્યકારોનાં નામો આપે છે.[૨૦] રામાનુજાચાર્ય પણ વેદાર્થસંગ્રહમાં કેટલાંક નામો આપે છે.[૨૧] પ્રપંચહૃદયમાં પણ કેટલાક ભાષ્યકારોનાં નામ આપવામાં આવેલાં છે.[૨૨] યતીન્દ્રમતદીપિકામાં શ્રીનિવાસદાસ પણ કેટલાંક નામો આપે છે.[૨૩] શ્રીભાષ્યની ટીકામાં સુદર્શનસૂરિ વામનનું નામ આપે છે; અને દેશિક અને વેંકટનાથ પિશાચનું નામ ગીતાના ટીકાકાર તરીકે આપે છે, અને ગીતા ઉપરનું પૈશાચભાષ્ય પણ આનન્દાશ્રમસંસ્કૃત ગ્રન્થાવલિમાં છપાઈ ગયું છે.

---

૧૯ ભારતીવિજય, સચ્ચિદાનન્દ, બ્રહ્મઘોષ, શતાનન્દ, ઉદ્વર્ત, વિજય, રુદ્રભટ્ટ, વામન, યાદવપ્રકાશ, રામાનુજ, ભર્તૃપ્રપંચ, દ્રમિડ, બ્રહ્મદત્ત, ભાસ્કર, પિશાચ, વૃત્તિકાર, વિજયભટ્ટ, વિષ્ણુક્રાન્ત, વાદીન્દ્ર, માધવદાસ અને શંકર. (બી. એમ. કૃષ્ણમૂર્તિ શર્માની મધ્વાચાર્યે ચતુઃસૂત્રીભાષ્યની આવૃત્તિ, ઉપોદ્ઘાત પૃ. ૧)

૨૦ ભાષ્યકૃત્ (=દ્રમિડાચાર્ય), શ્રીવત્સાંકમિશ્ર, ટંક, ભર્તૃપ્રપંચ, ભર્તૃમિત્ર, ભર્તૃહરિ, બ્રહ્મદત્ત, શંકર, શ્રીવત્સાંક, ભાસ્કર વગેરે (આત્મસિદ્ધિ, પૃ. ૫–૬)

૨૧ બોધાયન, ટંક, દ્રમિડ, ગુહદેવ, કપર્દિ, ભારુચિ વગેરે (વેદાર્થસંગ્રહ, પૃ. ૧૫૪)

૨૨ બોધાયન, ભગવત્પાદ, બ્રહ્મદત્ત, ભાસ્કર વગેરે. (પ્રપંચહૃદય, પૃ. ૩૯, ત્રિવેન્દ્રમ આવૃત્તિ)

૨૩ બોધાયન, ગુહદેવ, ભારુચિ, બ્રહ્માનન્દિ, દ્રવિડાર્ય, શ્રીપરાંકુશ, નાથ, યામુનમુનિ, યતીશ્વર વગેરે (યતીન્દ્રમતદીપિકા, પૃ. ૨, આનન્દાશ્રમ આવૃત્તિ.)

**શંકરાચાર્યની પહેલાં આટલા બધા ભાષ્યકારો થઈ ગયા છે એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મસૂત્ર** ઉપર વિચાર કરનારો વર્ગ બહુ પ્રાચીન કાલથી ચાલ્યો આવ્યો છે, અને આ વિચારકોના અભિપ્રાયો પણ ભિન્ન ભિન્ન પ્રકારના છે. દુર્ભાગ્યે આ બધા પ્રાચીન ટીકાકારોના ગ્રન્થો અત્યારે ઉપલબ્ધ નથી તેથી તેમના વિચારો વિષે નિશ્ચયપૂર્વક કહી શકીએ એવી સ્થિતિમાં આપણે નથી. છતાં પણ મહામહોપાધ્યાય પ્રો. કાણે, પ્રો. હિરિયાન્ના, સ્વ. મહામહોપાધ્યાય પ્રો. કુપ્પુસ્વામી શાસ્ત્રી વગેરે પણ્ડિતોએ વેદાન્તસાહિત્યમાંથી મળતી હકીકત એકઠી કરી આ વિષય ઉપર પ્રકાશ નાખવા સારો પ્રયત્ન કર્યો છે.[૨૪]

**બોધાયને** બન્નેય મીમાંસાશાસ્ત્રો ઉપર કૃતકોટિ નામની વૃત્તિ લખેલી છે, અને **ઉપવર્ષે** આ વૃત્તિનો સંક્ષેપ કરેલો છે એમ પ્રપંચહૃદય ઉપરથી જણાય છે. રામાનુજાચાર્ય પણ શ્રીભાષ્યના આરંભમાં વૃત્તિકારનો નિર્દેશ કરે છે, અને અનેક સ્થળે વૃત્તિકારના અભિપ્રાયો દર્શાવે છે. શબરસ્વામીના પૂર્વમીમાંસાસૂત્રભાષ્યમાં વૃત્તિકાર અને ઉપવર્ષ એ બે નામો જોવામાં આવે છે. શંકરાચાર્ય પણ સૂત્રભાષ્યમાં ઉપવર્ષનો નિર્દેશ કરે છે, અને ભાસ્કરાચાર્ય પોતાના સૂત્રભાષ્યમાં ( પૃ. ૧૨૪ ) ઉપવર્ષને શાસ્ત્રસમ્પ્રદાયના પ્રવર્તક તરીકે ઓળખાવે છે, અને સોમેશ્વર તન્ત્રવાર્તિક ઉપરની ન્યાયસુધા નામની ટીકામાં ઉપવર્ષને મહાભાષ્યકાર તરીકે ઓળખાવે છે. મધુસૂદન સરસ્વતી સંક્ષેપશારીરક ( ૩. ૨૧૮–૨૨૦ )ની ટીકામાં કહે છે કે સંક્ષેપકારિકામાં જેને વાક્યકાર કહેવામાં આવ્યા છે તે **બ્રહ્મનન્દી** છે, અને તેમણે વેદાન્તસૂત્રો જેવાં સંક્ષિપ્ત વાક્યો–વાર્તિકો–રચેલાં છે; અને સામાન્ય માણસોને માટે પ્રથમ પરિણામવાદનો ઉપદેશ કરીને પછીથી વાસ્તવિક દૃષ્ટિથી વિવર્તવાદનો ઉપદેશ કરેલો છે. રામાનુજાચાર્ય પણ શ્રીભાષ્યમાં વાક્યકાર અને ભાષ્યકારનો નિર્દેશ અનેક સ્થળે કરે છે; અને ભાસ્કરાચાર્ય બ્ર. સૂ. ૧. ૪. ૨૫ (आत्मकृतेः परिणामात्) એ સૂત્ર ઉપરના ભાષ્યમાં કહે છે કે વાક્યકાર પરિણામવાદી હતા. બ્રહ્મનન્દીનાં વેદાન્તવાર્તિકો ઉપર **દ્રવિડાચાર્યે** ભાષ્ય લખેલું છે અને તેથી તેમને ઘણી વખત ભાષ્યકાર કહેવામાં આવે છે. રામાનુજાચાર્ય શ્રીભાષ્યમાં અનેક વાર વાકયકારનાં વાકયો ઉપર ભાષ્ય લખનાર ભાષ્યકારનો ઉપન્યાસ કરે છે, અને દ્રમિડભાષ્યકારના ગ્રન્થમાંથી અવતરણો પણ આપે છે. દ્રમિડાચાર્યે છાન્દોગ્ય ઉપનિષદ્ ઉપર એક વિસ્તૃત ટીકા પણ લખેલી છે.

આગળ ચાલતાં શંકરાચાર્યના પુરોગામી વેદાન્તના તત્ત્વચિન્તકોમાં **બ્રહ્મદત્તનું** નામ આપણું ધ્યાન ખેંચે છે. પ્રપંચહૃદયમાં બ્રહ્મદત્તને બ્રહ્મસૂત્રના ટીકાકાર તરીકે ઓળખાવવામાં આવેલા છે. બ્રહ્મદત્તના અભિપ્રાયે ઉપનિષદો આત્મોપાસનાની નિયોગરૂપી વિધિ દર્શાવે છે; જીવને જન્મ અને મરણ છે એટલે તે અનિત્ય છે; પૂર્વકાણ્ડમાં યજ્ઞક્રિયા છે તો ઉત્તરકાણ્ડમાં માનસી ક્રિયા છે; ઉપનિષદોમાંથી પ્રાપ્ત થએલું બ્રહ્મજ્ઞાન મોક્ષ આપી શકતું નથી, પરંતુ બ્રહ્મજ્ઞાન મેળવ્યા પછી પણ જીવનપર્યન્ત ઉપાસના અને ધ્યાન કરવાથી મોક્ષ મળે છે, અને આ પ્રકારે જ્ઞાનકર્મસમુચ્ચયવાદ સ્વીકારવામાં આવેલો છે; અને તેથી શાંકરસિદ્ધાન્તમાં જે પ્રમાણે જીવન્મુક્તિ હોય છે તે પ્રમાણે બ્રહ્મદત્તના સિદ્ધાન્તમાં જીવન્મુક્તિ હોઈ શકતી નથી. સુદર્શનસૂરિ શ્રીભાષ્ય ઉપરની શ્રુતપ્રકાશિકા નામની ટીકામાં ( ચતુઃસૂત્રી આવૃત્તિ, નિર્ણયસાગર પ્રેસ, પૃ. ૨૫૧ ) કહે છે કે નિષ્પ્રપંચીકરણનિયોગવાદ અને ધ્યાનનિયોગવાદ એ બે પક્ષો જરન્માયાવાદીઓના છે. બ્રહ્મદત્ત ધ્યાનનિયોગવાદી છે, તેથી સુદર્શનસૂરિની દૃષ્ટિએ બ્રહ્મદત્ત જરન્માયાવાદી છે, અને આમાં કેટલેક અંશે સત્ય પણ છે, કારણ કે બ્રહ્મદત્તના સિદ્ધાન્તમાં અને શાંકરસિદ્ધાન્તમાં કેટલુંક સામ્ય છે. શંકરાચાર્યને અને તેમના અનુયાયીઓને પ્રતિપક્ષીઓ સામાન્ય રીતે સાક્ષાન્માયાવાદી તરીકે ઓળખાવે છે.

---

૨૪ મ. મ પ્રો. કાણેનો નિબંધ: 'શંકરાચાર્યના પુરોગામી વેદાન્તટીકાકારો'. પંચમ પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૯૩૭-૯૫૩. પ્રો. હિરિયાન્નાના લેખો:–'ભર્તૃપ્રપંચ' ( ઇન્ડિ. એન્ટિ. જુન, ૧૯૨૪, પૃ. ૭૭; તૃતીય પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૪૩૯ ), 'બ્રહ્મદત્ત' ( ચતુર્થ પ્રા. પ. પૃષ્ઠ ૭૮૭ ); મ. મ. પ્રો. કુપ્પુસ્વામીનો લેખ:–'આચાર્ય સુન્દર પાણ્ડ્ય' ( જ. ઓ. રિ. મદ્રાસ, ગ્રન્થ ૧, પૃષ્ઠ ૫ ), 'બોધાયન અને દ્રમિડાચાર્ય'. ( તૃતીય પ્રા. પ રિપોર્ટ, પૃ. ૪૬૫ ); મ. મ. ગોપીનાથ કવિરાજનો ઉપોદ્ઘાત, બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય, કાશી; વિધુશેખર ભટ્ટાચાર્યઃ ગૌડપાદનું આગમશાસ્ત્ર, ઉપોદ્ઘાત, પૃ. ૧૦૩–૧૧૩

ગૌડપાદાચાર્ય સામાન્ય રીતે શંકરાચાર્યના પરમગુરુ તરીકે ઓળખાય છે. તેમણે માણ્ડૂક્યોપનિષત્કારિકાઓ રચેલી છે અને તેના ઉપર શંકરાચાર્યનું ભાષ્ય પણ છે. ઈશ્વરચન્દ્રની સાંખ્યકારિકા, ઉત્તરગીતા, નૃસિંહ ઉત્તરતાપની ઉપનિષદ્ અને દુર્ગાસપ્તશતી ઉપર પણ ગૌડપાદે ટીકાઓ લખી છે. વળી, તેમણે સુભગોદય અને શ્રીવિદ્યારત્નસૂત્ર એ બે તાન્ત્રિક ગ્રન્થો પણ રચેલા છે. આ ગૌડપાદ અને કારિકાકાર વેદાન્તી ગૌડપાદાચાર્ય અભિન્ન છે એવી પ્રાચીન સામ્પ્રદાયિક માન્યતા છે અને કેટલાક અર્વાચીન પણ્ડિતો[૨૫] પણ તે પ્રમાણે માને છે, જ્યારે બીજા કેટલાક અર્વાચીન વિદ્વાનો[૨૬] તે બન્નેને ભિન્ન માને છે. માણ્ડૂક્ય જેવા અદ્વૈતનું પ્રતિપાદન કરનારા એક લઘુ ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચીને[૨૭] ગૌડપાદાચાર્યે અદ્વૈતવાદનું સારૂં નિરૂપણ કરેલું છે. ગૌડપાદકારિકાઓનાં ચાર પ્રકરણો છે: આગમ, વૈતથ્ય, અદ્વૈત અને અલાતશાન્તિ. પ્રથમ પ્રકરણમાં વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞનું નિરૂપણ કરીને, દ્વૈતરહિત તુરીયનું નિરૂપણ કરવામાં આવેલું છે; અને આ તુર્યનો સાક્ષાત્કાર કરવાને માટે પ્રણવ દ્વારા પુરુષ–આત્મા–બ્રહ્મની ઉપાસના દર્શાવવામાં આવેલી છે. બીજા પ્રકરણમાં બાહ્ય જગતનું મિથ્યાત્વ દર્શાવવા માટે એમ કહેવામાં આવેલું છે કે સ્વપ્નાવસ્થા અને જાગ્રદવસ્થાના અનુભવો મનઃકલ્પિત અને તેથી અસત્ય છે. આ પ્રકરણમાં જે વિચારસરણી આપવામાં આવેલી છે તે બૃહદારણ્યકોપનિષદ્ ૪. ૩. ૮ વગેરેની સાથે સરખાવવા જેવી છે. રજ્જુસર્પ વગેરેનાં દૃષ્ટાન્તો આપીને અહીં અજાતિવાદ સિદ્ધ કરવામાં આવ્યો છે; અર્થાત્ પરમ સત્ય તો એ છે કે કોઇનો વિનાશ તથા જન્મ થતો જ નથી, બન્ધ નથી, તેમ જ મુમુક્ષુ પણ નથી. રજ્જુસર્પનો દૃષ્ટાન્ત મુખ્ય પ્રાચીન ઉપનિષદોમાં જોવામાં આવતો નથી, અને વેદાન્તશાસ્ત્રના ઇતિહાસમાં પહેલી જ વાર આ પ્રકરણમાં આવેલો છે, અને શંકરાચાર્યે તેનો સારી રીતે ઉપયોગ કરેલો છે. ત્રીજા પ્રકરણમાં અજાતિવાદનું નિરૂપણ કરવામાં આવેલું છે, અને મહાકાશ અને ઘટાકાશનાં દૃષ્ટાન્તો આપવામાં આવેલાં છે; જીવ અને આત્મા એક જ છે; અને અસ્પર્શયોગથી નિગૃહીત મનની અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે. ચતુર્થ પ્રકરણમાં અજાતિવાદના સમર્થનમાં ગૌડપાદાચાર્ય બૌદ્ધદર્શનનો સારો ઉપયોગ કરે છે.

ગૌડપાદકારિકાઓનો બહુ જ તટસ્થતાથી અભ્યાસ કરતાં સ્પષ્ટ જણાય છે કે વિજ્ઞાનવાદ અને માધ્યમિક એ બે બૌદ્ધ મતોની અસર ગૌડપાદાચાર્ય ઉપર ઘણી થએલી છે.[૨૮] બૌદ્ધદર્શનના કેટલાક પારિભાષિક શબ્દોનો પણ ગૌડપાદકારિકામાં ઉપયોગ કરવામાં આવેલો છે, અને આ બાબત એટલી બધી સ્પષ્ટ છે કે શંકરાચાર્યે આ પારિભાષિક શબ્દોનું જે વ્યાખ્યાન કર્યું છે તે સ્વીકાર્ય નથી એમ કહ્યા વિના છૂટકો નથી. બૌદ્ધદર્શન અને ઔપનિષદદર્શન વચ્ચેનું અંતર ગૌડપાદાચાર્યની કારિકાઓથી ઓછું થયું છે એ વાત પણ ધ્યાન ખેંચે એવી છે. અર્થાત્ ગૌડપાદાચાર્યે વેદાન્તનું વિવરણ એક અભિનવ દૃષ્ટિથી જ કર્યું છે, અને આ રીતે શંકરાચાર્યના કેવલાદ્વૈત માટે ભૂમિકા તૈયાર કરી છે. શંકરાચાર્ય બ્રહ્મસૂત્રભાષ્યમાં[૨૯] ગૌડપાદાચાર્યને વેદાન્તાર્થસમ્પ્રદાયવિત્ તરીકે ઓળખાવે છે, અને ગૌડપાદકારિકાઓ ઉપરના ભાષ્યના અંતે[૩૦] ગૌડપાદાચાર્યને નમસ્કાર કરતાં કહે છે કે પોતાની બુદ્ધિરૂપી દણ્ડથી ક્ષુબ્ધ થએલા વેદરૂપી સમુદ્રમાંથી ગૌડપાદાચાર્યે પોતાના સિદ્ધાન્તરૂપી અમૃત બહાર કાઢેલું છે. ગૌડપાદાચાર્યના સિદ્ધાન્તોમાં જે બાબતો અગમ્ય રહી હતી તે બાબતોને શંકરાચાર્યે બહુ સ્પષ્ટ અને વિકસિત

---

૨૫ ડૉ. બેલ્વલ્કર: બસુ° પૃ. ૧૮૯; મ. મ. પ્રો. કાણે.

૨૬ સર રાધાકૃષ્ણન્: ભારતીય તત્ત્વજ્ઞાન, ગ્રન્થ ૨, પૃ. ૪૫૨ ટિપ્પણ. પ્રો. સૂર્યનારાયણ શાસ્ત્રી: સાંખ્યકારિકા, ઉપોદ્ઘાત, પૃ. ૨૯–૩૦. વિધુશેખર ભટ્ટાચાર્ય: ગૌડપાદનું આગમશાસ્ત્ર, ઉપોદ્ઘાત, પૃ. ૫૮, ૮૯.

૨૭ પ્રો. વિધુશેખર ભટ્ટાચાર્યના અભિપ્રાયે ગૌડપાદની કારિકાઓ માણ્ડૂક્યોપનિષદની પહેલાં રચાએલી છે, અને માણ્ડૂક્યોપનિષદ્ એ ગૌડપાદકારિકાઓનું વ્યાખ્યાન કરનારો ગ્રન્થ હોય એમ લાગે છે. (ગૌડપાદનું આગમશાસ્ત્ર, ઉપોદ્ઘાત, પૃ. ૩૮–૪૭)

૨૮ ડૉ. દાસગુપ્ત: ભારતીય ત. ઇતિહાસ, ભાગ ૧, પૃ. ૪૨૦–૪૨૮; સર રાધાકૃષ્ણન્: ભા. ત. ભાગ ૨, પૃ. ૪૬૩–૪૬૫; પ્રો. વિધુશેખર ભટ્ટાચાર્ય: ગૌડપાદનું આગમશાસ્ત્ર, ઉપોદ્ઘાત.

૨૯ ૧. ૪. ૧૪; ૨. ૧. ૯.

૩૦ આનન્દાશ્રમ આવૃત્તિ, પૃ. ૨૨૩.

કરી છે. અને તેથી શંકરાચાર્યના અનુયાયીઓ પોતાના ગ્રન્થોમાં ગૌડપાદાચાર્ય અને શંકરાચાર્યનાં વાક્યોનું પ્રમાણ પદે પદે આપે છે.[31] સુરેશ્વરાચાર્ય નૈષ્કર્મ્યસિદ્ધિમાં ગૌડપાદાચાર્યને 'ગૌડ' તરીકે, અને શંકરાચાર્યને 'દ્રવિડ' તરીકે ઓળખાવે છે.[31]

બ્રહ્મદત્તની પછી **ભર્તૃપ્રપંચ**નું નામ જો કે વધારે પ્રસિદ્ધ થએલું છે છતાં પણ ગૌડપાદાચાર્યના સિદ્ધાન્તો વિષે જેટલું જાણવા મળે છે તેટલું ભર્તૃપ્રપંચ વિષે જાણવા મળતું નથી.[32] યામુનાચાર્ય આત્મસિદ્ધિમાં કહે છે કે ભર્તૃપ્રપંચે વેદાન્ત અને વેદાન્તસૂત્રો ઉપર લખેલું છે. સંક્ષેપશારીરક (૧.૭)ની ટીકામાં મધુસૂદન સરસ્વતી કહે છે કે ભર્તૃપ્રપંચે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય રચીને ભેદનું પ્રતિપાદન કરેલું છે. શંકરાચાર્યના બૃહદારણ્યકભાષ્ય ઉપરની ટીકામાં આનન્દજ્ઞાન કહે છે કે ભર્તૃપ્રપંચે માધ્યન્દિન શાખાના બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચેલું છે. ભર્તૃપ્રપંચે ઈશ અને કઠ ઉપનિષદો ઉપર પણ ભાષ્ય રચ્યું હોય એમ જણાય છે. સુરેશ્વરાચાર્ય એમ માને છે કે અમુક સ્થળોએ શંકરાચાર્ય ભર્તૃ-પ્રપંચના મતનું ખંડન કરે છે. ભર્તૃપ્રપંચ ભેદાભેદવાદી છે, જ્ઞાનકર્મસમુચ્ચયવાદી છે; અને આ રીતે શંકરાચાર્યની પછી થએલા ભાસ્કરાચાર્ય અને યાદવપ્રકાશની સાથે તેમની તુલના કરી શકાય છે. બૃહ-દારણ્યકભાષ્યવાર્તિક (પૃ. ૧૧૬૪)માં સુરેશ્વરાચાર્ય ભર્તૃપ્રપંચના સિદ્ધાન્તને 'સમસ્તવ્યસ્તદર્શન અથવા ભક્તિ' એ પ્રમાણે ઓળખાવે છે.

શંકરાચાર્ય બ્ર. સૂ. ૧. ૧. ૪ ના ભાષ્યને અંતે अपि चाहुः એ પ્રમાણે કહીને ત્રણ શ્લોકો આપે છે. બ્ર. સૂ. ૩. ૩. ૨૫ ના શાંકરભાષ્યની 'ભામતી' નામની ટીકા ઉપરની 'કલ્પતરુ' નામની ટીકામાં અમલાનન્દ બીજી ત્રણ કારિકાઓ આપે છે. આ શ્લોકો **આચાર્ય સુંદરપાણ્ડ્ય**ના છે એમ સિદ્ધ કરવામાં આવેલું છે.[33] તેથી આપણે એમ કહી શકીએ કે શંકરાચાર્યની પહેલાં અદ્વૈતમતનું પ્રતિપાદન કરનાર એક આચાર્ય સુન્દરપાણ્ડ્ય નામના દક્ષિણના તત્ત્વચિન્તક થઈ ગયા છે. આ ત્રણ શ્લોકોનું તાત્પર્ય તપાસતાં સ્પષ્ટ જણાય છે કે આચાર્ય સુન્દરપાણ્ડ્ય અને શંકરાચાર્યનું મન્તવ્ય એક પ્રકારનું હોવું જોઈએ.

આ પ્રમાણે શંકરાચાર્યની પહેલાં અનેક પ્રકારના વેદાન્તવિચારકો અને સૂત્રભાષ્યકારો થઈ ગયા છે. આ પ્રકારની વિચારભૂમિકા ઉપર ઈ. સ. ના આઠમા શતકના અન્ત્ય ભાગમાં શંકરાચાર્યના વિચારો પ્રકટ થાય છે અને ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એક નવીન પ્રકરણનો આરંભ થાય છે. શંકરા-ચાર્યે (ઈ. સ. ૭૮૮-૮૨૦) મુખ્ય ઉપનિષદો, ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યાં છે, અને બીજા સ્વતંત્ર ગ્રન્થો અને સ્તોત્રો પણ રચેલાં છે. શંકરાચાર્ય પોતાના પરમગુરુ ગૌડપાદાચાર્યની વિચાર-સરણીને અનુસરે છે અને બૌદ્ધદર્શનના ત્રિસ્વભાવવાદ (પરિકલ્પિત=પ્રાતિભાસિક, પરતન્ત્ર=વ્યાવ-હારિક, અને પરિનિષ્પન્ન=પારમાર્થિક)નો સ્વીકાર કરીને અદ્વૈતદર્શનનો સારો વિકાસ કરે છે, અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એક અપૂર્વ સ્થાન ભોગવે છે. તેમણે પોતાના અદ્વૈતવાદને ઉપનિષદ્, ગીતા અને બ્રહ્મસૂત્ર એ ત્રણેય પ્રસ્થાનોથી સમર્થન આપવા પ્રયત્ન કરેલો છે. સ્વતંત્ર વિચાર અને યુક્તિથી સિદ્ધાન્તનો નિર્ણય કરવામાં આવે એ એક વાત છે, અને પ્રસ્થાનત્રયીમાંથી તેજ સિદ્ધાન્ત શોધી કાઢવો એ બીજી વાત છે. તર્કમૂલક સિદ્ધાન્ત અને શાસ્ત્રમૂલક સિદ્ધાન્ત એ બે પ્રકારના સિદ્ધાન્તો વચ્ચે કોઈક વખતે સંવાદ હોય છે તો કોઈક વખતે વિસંવાદ પણ હોય છે; અને તેથી શંકરાચાર્યની પછીના કેટલાક ભાષ્યકારો, અને અર્વાચીન વિચારકો સ્વાભાવિક રીતે પ્રશ્ન પૂછે છે કે શંકરાચાર્યે પ્રસ્થાનત્રયીનું જે વ્યાખ્યાન કર્યું છે તે પ્રસ્થાનત્રયીના શબ્દાર્થ અને તાત્પર્યને અનુસરતું છે કે કેમ; અને આવો પ્રશ્ન

---

૩૧ સુરેશ્વરાચાર્ય: નૈષ્કર્મ્યસિદ્ધિ, ૪. ૪૪, પૃ. ૧૯૩.

૩૨ પ્રો. હિરિયાન્ના: ઇન્ડિ. એન્ટિ. જુન, ૧૯૨૪; તૃતીય પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૪૩૯

૩૩ મ. મ. પ્રો. કુપ્પુસ્વામી શાસ્ત્રી: જ. ઓ. રિ. મદ્રાસ, ગ્રન્થ ૧, પૃ. ૫-૧૫; પ્રો. કે. એ. નીલકંઠ શાસ્ત્રી: પૃ. ૧૭૬-૮૦; પ્રો. સૂર્યનારાયણ શાસ્ત્રી: ભામતી, ચતુઃસૂત્રી, પૃ. ૨૯૫-૨૯૭.

બીજા બધા ભાષ્યકારોને પણ પૂછી શકાય છે. આ પ્રશ્ન પ્રસ્થાનત્રયીના સિદ્ધાન્તની દૃષ્ટિએ અતિ મહત્ત્વનો છે; અને આધુનિક વિદ્વાનો એની ચર્ચા પોતપોતાની દૃષ્ટિએ કરે છે.[૩૪]

શંકરાચાર્ય પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ છ પ્રમાણો સ્વીકારે છે. તેમનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે. આત્મા—બ્રહ્મ—એ એક જ પદાર્થ સત્ય છે, અને બાકીના બધા પદાર્થો—જીવ અને જડ જગત્—માયા અથવા અવિદ્યાને લીધે દેખાય છે, અને તેથી મિથ્યા છે. જેમ રજ્જુમાં સર્પ દેખાય છે તેમ અનિર્વચનીય માયાને લીધે બ્રહ્મમાં જગત્ દેખાય છે, જગત્ બ્રહ્મનું વિવર્ત છે; અને અવિદ્યાને લીધે બ્રહ્મ સંસારી જીવ થાય છે. શુદ્ધચૈતન્ય બ્રહ્મ ઉપર માયા અને અવિદ્યાની કેવી રીતે અસર થાય એ એક કૂટ પ્રશ્ન છે; અને શંકરાચાર્ય જીવ, ઈશ્વર, શુદ્ધ ચૈતન્ય, જીવ અને ઈશ્વરનો ભેદ, અવિદ્યા, અને ચૈતન્ય ને અવિદ્યાનો સંબંધ એ છ પદાર્થો અનાદિ માનીને એનું સમાધાન કરે છે. વસ્તુતઃ જીવ એ બ્રહ્મ જ છે, પણ તે અજ્ઞાનને લીધે બ્રહ્મ અને આત્માના ઐક્યની વાત ભૂલી જાય છે. આ બ્રહ્માત્મૈકયનું જ્ઞાન કરાવવું એ શાસ્ત્રનું પ્રયોજન છે, અને તેથી જ્ઞાનની મહત્તા સિદ્ધ થાય છે. કર્મથી ચિત્તશુદ્ધિ કરીને ઉપાસના કરવામાં આવે છે, અને પછીથી જ્ઞાન વડે અજ્ઞાન દૂર કરવામાં આવે છે. (૧) નિત્યાનિત્યવસ્તુવિવેક, (૨) ઇહામુત્રાર્થફલભોગવિરાગ, (૩) શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ પ્રમાણેનાં છ સાધનો, અને (૪) મુમુક્ષુત્વ: એ ચાર સાધનો જ્યારે સિદ્ધ થાય ત્યારે બ્રહ્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જ્ઞાનનો ઉદય થતાં આ જીવનમાં પણ બ્રહ્માત્મૈકયનો અનુભવ થાય છે; અને આ અનુભવ જ પરમદશા—મોક્ષદશા—ગણાય છે. આ પ્રકારે જ્ઞાનથી જ મોક્ષ મળે છે, અને તેથી જ્ઞાન મુખ્ય છે, અને કર્મ અને ભક્તિ ગૌણ છે એવો સિદ્ધાન્ત ફલિત થાય છે. બૌદ્ધદર્શનમાં અતિ પ્રસિદ્ધ થએલાં પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક એ ત્રણ પ્રકારનાં સત્યો સ્વીકારીને શંકરાચાર્ય સાપેક્ષ સત્યવાદને આધારે અદ્વૈત બ્રહ્મ અને દ્વૈતમૂલક વ્યવહારની સંગતિ દર્શાવે છે. બૃહદારણ્યક ઉપનિષદમાં (૨. ૪) યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને આપેલા ઉપદેશમાં અને છાન્દોગ્ય ઉપનિષદમાં (૬) આરુણિએ શ્વેતકેતુને આપેલા ઉપદેશમાં અદ્વૈતવાદનું સારૂં પ્રતિપાદન કરવામાં આવેલું છે, અને તેથી શંકરાચાર્ય પોતાના અદ્વૈતવાદના સમર્થનમાં આ વાક્યોનો બહુ ઉપયોગ કરે છે. શંકરાચાર્ય બ્રહ્મને નિર્ગુણ, કૂટસ્થ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, અપહતપાપ્મ, ત્રિવિધભેદરહિત ઇત્યાદિ સ્વીકારે છે; અને તેથી ઉપનિષદોમાં નિર્ગુણબ્રહ્મવાદનું પ્રતિપાદન કરનારાં જે વાક્યો છે તેમને મુખ્ય સ્વીકારી સૃષ્ટિપ્રતિપાદક વાક્યોને ગૌણ સ્વીકારે છે, અને એ રીતે વ્યવસ્થિત વિકલ્પથી ઉપનિષદોના બે ભિન્ન વિચારપ્રવાહોનો સમન્વય કરે છે. આ જ કારણથી સૂત્રભાષ્યમાં શંકરાચાર્ય 'જગત્ બ્રહ્મનું પરિણામ છે' એ પરિણામવાદનું અનેક સ્થળે ખણ્ડન કરે છે. શંકરાચાર્યનો આ સિદ્ધાન્ત સામાન્ય રીતે કેવલાદ્વૈત અથવા વિવર્તવાદ અથવા માયાવાદ તરીકે ઓળખાય છે. શંકરાચાર્યના સિદ્ધાન્તમાં અને વિજ્ઞાનવાદ બૌદ્ધ દર્શનના સિદ્ધાન્તમાં ઘણું સામ્ય હોવાને લીધે ભાસ્કરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે તત્ત્વચિન્તકો શંકરાચાર્યને 'પ્રચ્છન્નબૌદ્ધ' અથવા 'માધ્યમિકનો અપર અવતાર' અથવા 'ભગવાનનો નવમો અવતાર' કહે છે. શાંકરદર્શન એટલું બધું પ્રચલિત અને બલવાન્ થએલું છે કે વેદાન્તની બીજી શાખાઓ ઉપર સાંખ્યદર્શનની માફક તેની જાણે અજાણે અસર થએલી છે; અને લોકો પણ સામાન્ય રીતે 'વેદાન્ત' જેવા વ્યાપક શબ્દને શાંકરદર્શનના અર્થમાં જ સમજે છે.

શંકરાચાર્યની પછી લગભગ તરત જ **ભાસ્કરાચાર્યે** (લગભગ ઈ. સ. ૮૦૦–૮૪૦) બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચેલું છે, અને તેમાં શંકરાચાર્યના માયાવાદનું સવિસ્તર અને સયુક્તિક ખણ્ડન કરવામાં આવેલું છે. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં શંકરાચાર્યનું પ્રથમ ખણ્ડન કરનાર ભાસ્કરાચાર્ય છે, અને તેમણે રામાનુજાચાર્ય જેવા પછીના વૈષ્ણવ આચાર્યોને માટે માયાવાદના ખણ્ડનનો માર્ગ ખુલ્લો કરી આપ્યો છે. સંસ્કૃતસાહિત્યના ઇતિહાસમાં લગભગ વીસ માણસો ભાસ્કરના નામથી ઓળખાય છે.

---

૩૪ ડૉ. થીબો, ડૉ. ઘાટે, તેલીવાળા, ડૉ. બેલ્વલકર, ડૉ. દાસગુપ્ત, સર રાધાકૃષ્ણન્, ડૉ. પ્રતાપરાય મોદી, ચિદ્ઘનાનન્દ પુરી વગેરે.

વેદાન્તી ભાસ્કર અથવા ભટ્ટ ભાસ્કરનું નામ ન્યાય અને વેદાન્તના ગ્રન્થોમાં આવે છે. ભાસ્કરાચાર્યે છાન્દોગ્ય ઉપનિષદ્ ઉપર ભાષ્ય રચેલું છે એમ એમના સૂત્રભાષ્ય (૧. ૪. ૨૧; ૩. ૧. ૮; ૪. ૩. ૧૩) ઉપરથી જણાય છે. એમણે ભગવદ્ગીતા ઉપર પણ ભાષ્ય લખેલું છે એમ વિશિષ્ટાદ્વૈત, દ્વૈત ઇત્યાદિ વેદાન્તના ગ્રન્થો ઉપરથી જણાય છે.[૩૫] એમનો સિદ્ધાન્ત ઔપાધિક ભેદાભેદવાદ અથવા સત્યોપાધિવાદ તરીકે ઓળખાય છે. બ્રહ્મ બે પ્રકારનું છે : ઉપાધિરહિત અને ઉપાધિયુક્ત. તેમાં અનેક શક્તિઓ અને દિવ્ય ગુણો રહેલા છે તેથી તે સગુણ છે. બ્રહ્મની અનન્ત શક્તિઓના 'ભોગ્યશક્તિ' અને 'ભોક્તૃશક્તિ' એ પ્રકારના બે વિભાગો કરવામાં આવેલા છે. પોતાની પરિણામશક્તિથી–ભોગ્યશક્તિથી–બ્રહ્મ જગદ્રૂપે પરિણામ પામે છે. જગત્ સત્ય છે, મિથ્યા નથી; બ્રહ્મથી ભિન્ન અને અભિન્ન છે, અને બ્રહ્મનું પરિણામ છે. બ્રહ્મ જ્યારે ઉપાધિયુક્ત થાય છે ત્યારે બ્રહ્મ ભોક્તૃશક્તિથી જીવરૂપે પ્રકટ થાય છે; અને તેથી બ્રહ્મ અને જીવ વચ્ચેનો ભેદ ઉપાધિમૂલક છે, જ્યારે તે બન્નેનો અભેદ વાસ્તવિક છે. જીવ એ બ્રહ્મનું ઔપાધિક સ્વરૂપ છે, પણ બ્રહ્મનો વિકાર નથી. ભાસ્કરાચાર્યના સિદ્ધાન્તમાં 'ઉપાધિ' નામનો પદાર્થ અતિ મહત્ત્વનો છે. જે ક્રિયાથી નિત્ય, શુદ્ધ, મુક્ત, કૂટસ્થ બ્રહ્મ મૂર્ત પદાર્થોમાં પ્રવેશ કરીને અનેક જીવો તરીકે પ્રકટ થાય છે અને તે જીવોને આધાર આપે છે તે ક્રિયાને 'ઉપાધિ' કહેવામાં આવે છે. આ ઉપાધિ સત્ય છે, મિથ્યા નથી. આ ઉપાધિની ઉત્પત્તિ અને ક્રિયા કેવી રીતે થઈ એ એક કૂટપ્રશ્ન છે. કૂટસ્થ અને અનન્ત બ્રહ્મ ઉપાધિથી મૂર્ત પદાર્થ કેવી રીતે થઈ શકે એ એક વિચારવા જેવો પ્રશ્ન છે, અને શંકરાચાર્યની માફક ભાસ્કરાચાર્ય પણ બ્રહ્મ અને ઉપાધિના સંબંધને અનાદિ માને તો એમાં કશું આશ્ચર્ય નથી. મોક્ષના સાધન તરીકે ભાસ્કરાચાર્ય જ્ઞાનકર્મસમુચ્ચય સ્વીકારે છે. 'ઉપાધિરહિત બ્રહ્મ જ મારું સત્ય સ્વરૂપ છે' એ વાત જીવ ભૂલી જાય છે ત્યારે તેને સંસાર પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જીવનું અજ્ઞાન તેના પોતાના સંસારનું કારણ છે, તેથી જ્ઞાન અને કર્મ એ બેના સમુચ્ચયથી ઉપાધિનો અને સંસારનો નાશ થાય છે, અને મરણ પછી જીવ બ્રહ્મરૂપ જ થાય છે, અને આ જ જીવનો મોક્ષ છે. ભાસ્કરાચાર્ય શંકરાચાર્યનો જીવન્મુક્તિ વિષેનો સિદ્ધાન્ત સ્વીકારતા નથી. શંકરાચાર્યની સમીક્ષા કરતાં ભાસ્કરાચાર્ય અનેક વાર કહે છે કે શંકરાચાર્યે શ્રુતિમાં પોતાના જ વિચારો જોઈને તે પ્રમાણે શ્રુતિનું વ્યાખ્યાન કરેલું છે, અને તેથી તેમની વ્યાખ્યાનપદ્ધતિ અશાસ્ત્રીય અને ઉપેક્ષ્ય છે. ભાસ્કરાચાર્ય પોતે સૂત્રભાષ્યમાં શ્રુતિ અને સૂત્રના શબ્દોનું શબ્દશક્તિને સ્વીકારીને વ્યાખ્યાન કરે છે અને તેથી શંકરાચાર્યના સિદ્ધાન્તો કરતાં તેમના સિદ્ધાન્તો શ્રુતિ અને સૂત્રને વધારે અનુસરતા જણાય છે. શંકરાચાર્ય અને ભાસ્કરાચાર્ય એ બન્નેય આચાર્યોને અદ્વૈત અભીષ્ટ છે, પણ શંકરાચાર્ય મિથ્યાત્વ સિદ્ધ કરી જે પ્રકારનું અદ્વૈત સાધે છે તે પ્રકારનું અદ્વૈત ભાસ્કરાચાર્યને સ્વીકાર્ય નથી, કારણ કે ભાસ્કરાચાર્ય સૂત્રના શબ્દોને અનુસરીને બ્રહ્મપરિણામવાદ સ્વીકારે છે. ભાસ્કરાચાર્યના મતે અભેદ વાસ્તવિક અને મુખ્ય છે, જ્યારે ભેદ સોપાધિક અને ગૌણ છે, અને તેથી મોક્ષાવસ્થામાં કેવલ અભેદ જ હોય છે. શંકરાચાર્ય મિથ્યા ઉપાધિ સ્વીકારે છે, જ્યારે ભાસ્કરાચાર્ય સત્ય ઉપાધિ સ્વીકારે છે. બીજી બાબતોમાં સામાન્ય રીતે ભાસ્કરાચાર્ય શંકરાચાર્યને અનુસરે છે, અને પોતાના સૂત્રભાષ્યમાં શાંકરભાષ્યના જ શબ્દો વાપરે છે, તે એટલે સુધી કે ભાસ્કરભાષ્ય જાણે શાંકરભાષ્યનો સાર હોય એવી પ્રતીતિ થાય છે. શંકરાચાર્યની પહેલાં પણ ભર્તૃપ્રપંચ જેવા તત્ત્વચિન્તકો બ્રહ્મપરિણામવાદ સ્વીકારતા હતા; અને શંકરાચાર્ય પોતાના સૂત્રભાષ્યમાં બ્રહ્મપરિણામવાદનું ખણ્ડન પણ કરે છે. કુલ્લૂક ભટ્ટ મનુસ્મૃતિ ઉપરની ટીકામાં ઘણે સ્થળે લખે છે કે મનુસ્મૃતિમાં ભાસ્કરીય દર્શનના જેવું દર્શન છે. આ રીતે બ્રહ્મપરિણામવાદ ઘણો પ્રાચીન છે એમ જણાય છે. ભાસ્કરાચાર્યની પછીના લગભગ બધાય આચાર્યોએ અને ભાષ્યકારોએ બ્રહ્મપરિણામવાદ સ્વીકારેલો છે. રામાનુજાચાર્ય શ્રીભાષ્યમાં ભાસ્કરાચાર્યના કેટલાક સિદ્ધાન્તનું ખણ્ડન પણ કરે છે.

શંકરાચાર્યની પછી તરત જ **કાશ્મીરના શૈવદર્શનનો** ઉદ્ગમ થએલો છે. સ્પન્દદર્શન, પ્રત્યભિજ્ઞાદર્શન અને ત્રિકદર્શન એ ત્રણ નામો પણ કાશ્મીરના શૈવદર્શન માટે વપરાએલાં છે. આ ત્રિકદર્શનમાં

---

૩૫ બી. એન. કૃષ્ણમૂર્તિ શર્મા : ભાસ્કર, ગીતાના વિસ્મૃત ભાષ્યકાર; ઇન્ડિ. હિસ્ટો. ક્વાર્ટર્લી, ગ્રન્થ ૯, પૃ. ૬૬૩–૭૭, ૧૯૩૩.

બ્રહ્મસૂત્રનો જો કે વિચાર કરવામાં આવેલો નથી અને તેથી બ્રહ્મસૂત્રની વિચારપ્રણાલિકામાં ત્રિકદર્શનને સ્થાન મળી શકતું નથી, છતાં પણ વસુગુપ્તે, રામકણ્ઠે અને અભિનવગુપ્તે ગીતા ઉપર ટીકાઓ રચેલી છે અને એ રીતે પ્રસ્થાનત્રયીના વિચારની સમાલોચનામાં ત્રિકદર્શનને સ્થાન આપવું ઘટે છે. ત્રિકદર્શનમાં વેદનું પ્રામાણ્ય સ્વીકારવામાં આવેલું નથી, અને વર્ણનો ભેદ માનવામાં આવેલો નથી. વસુગુપ્તનાં (ઈ. સ. ૮૨૫–૮૫૦) શિવસૂત્રો અને સ્પન્દકારિકા ઉપર સ્પન્દદર્શન રચાએલું છે; અને અદ્વૈતપ્રતિપાદક તન્ત્રોનો આધાર લઇને **અભિનવગુપ્તે** (ઈ. સ. ૯૫૦–૧૦૦૦) પ્રત્યભિજ્ઞાદર્શન સ્થાપેલું છે. વસ્તુતઃ કાશ્મીરના શૈવદર્શનને ત્રિકદર્શન કહેવું વધારે યોગ્ય છે. આ દર્શન ઉપર સાંખ્ય, ન્યાય, બૌદ્ધ, શૈવ અને શાંકર દર્શનની અસર થએલી છે, છતાં પણ ત્રિકદર્શનનું સ્થાન ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વિશિષ્ટ છે. ત્રિકદર્શન અદ્વૈતનું પ્રતિપાદન કરે છે. 'અનુત્તર' નામનો એક સત્ય અને સર્વશક્તિમાન્ નિત્ય પદાર્થ સ્વીકારવામાં આવેલો છે. તે વિશ્વોત્તીર્ણ અને વિશ્વમય છે, અને ઉપનિષદના નેતિ નેતિ વર્ણનવાળા આત્મા જેવો છે. તેને માટે શિવ અને મહેશ્વર એ બે નામો ભિન્ન ભિન્ન અવસ્થાને લીધે વપરાય છે. પરમ શિવની 'પ્રકાશ' અને 'વિમર્શ' એ બે શક્તિઓ છે. વિમર્શને સ્વાતન્ત્ર્ય શક્તિ પણ કહેવામાં આવે છે, અને આ સ્વાતન્ત્ર્ય શક્તિને માટે ચૈતન્ય, સ્ફુરત્તા, સ્પન્દ, મહાસત્તા અને પરાવાક્ એવા શબ્દોનો પ્રયોગ થએલો છે. જીવો અને જગત્ એ બધું પરમ શિવની અંદર જ રહેલું છે. પરમ શિવની ઇચ્છાથી જ જીવ અને જગતનું પોતાનામાંથી જ પ્રાકટ્ય—આભાસ—થાય છે, અને તેથી વ્યવહારદશામાં જીવો અને જડ જગત્ સત્ય છે. જેમ દર્પણ પ્રતિબિમ્બોનું અધિષ્ઠાન છે તેમ પરમ તત્ત્વની 'પ્રકાશ' નામની શક્તિ બધા આભાસોનું અધિષ્ઠાન છે. સૃષ્ટિ બે પ્રકારની છેઃ શુદ્ધ અને અશુદ્ધ. શિવથી આરંભીને શુદ્ધ વિદ્યાપર્યન્તની સૃષ્ટિ શુદ્ધ છે, જ્યારે માયાથી આરંભીને પૃથ્વી પર્યન્તની સૃષ્ટિ અશુદ્ધ છે. માયા એ પરમ તત્ત્વની શક્તિ છે. તે સૂક્ષ્મ અને વ્યાપક છે; અને આ માયાશક્તિને લીધે જ આત્માને પોતાના સ્વરૂપની પ્રતીતિ થતી નથી. અર્થાત્ માયાને લીધે સ્વાતંત્ર્ય શક્તિનું તિરોધાન થાય છે. તિરોધાન અને અજ્ઞાનથી જે મર્યાદિત સ્વરૂપ થાય તેને જીવ કહેવામાં આવે છે. માયામાં બધા જડ આભાસો રહેલા છે અને તેથી તે તેમનું મૂલ કારણ છે. મહેશ્વરની ઇચ્છા આભાસ ઉત્પન્ન કરવાની માયાની શક્તિનું નિયમન કરે છે. માયાને લીધે થતી સ્વરૂપની અખ્યાતિના પરિણામે પરમ તત્ત્વ જ જુદાં જુદાં રૂપો–આભાસો–ધારણ કરે છે. આ અનેક રૂપો ધારણ કરવાં એ પરમ શિવની લીલા છે. પોતાના મૂલ સ્વરૂપના અજ્ઞાનને લીધે આત્માને બન્ધ પ્રાપ્ત થાય છે. અજ્ઞાન એ પરમ તત્ત્વની ઇચ્છાનું કાર્ય છે. જગતની ઉત્પત્તિ સમજાવવાને માટે ૩૬ તત્ત્વો સ્વીકારવામાં આવેલાં છે. તેમાં સાંખ્યોનાં ૨૫ તત્ત્વો, અને માયા વગેરે બીજાં તત્ત્વોનો સમાવેશ થાય છે. કેટલીક બાબતોમાં સાંખ્યોનાં અને ત્રિકદર્શનનાં તત્ત્વોમાં ભેદ પણ રહેલો છે. બૌદ્ધોનો ક્ષણિકતાનો સિદ્ધાન્ત પણ સ્વીકારવામાં આવેલો છે, કારણ કે આભાસો ક્ષણિક છે એમ ત્રિકદર્શનમાં માનવામાં આવેલું છે. ત્રિકદર્શનનું પ્રયોજન સર્વ મુમુક્ષુઓનું અજ્ઞાન દૂર કરીને પોતાના સ્વરૂપનું પ્રત્યભિજ્ઞાન કરાવવાનું છે. તેને માટે તત્ત્વજ્ઞાન અથવા બૌદ્ધજ્ઞાનની, અને દીક્ષા અથવા પૌરુષજ્ઞાનની અપેક્ષા રહે છે. દીક્ષાના પરિણામે આત્માને પોતાના સ્વરૂપનું ભાન થાય છે, અને પરમશિવમાં લય પામે છે. પરમ શિવની ઇચ્છા–શક્તિપાત, અનુગ્રહ–ને લીધે પણ આત્માને સ્વરૂપનું ભાન થઈ શકે છે. મોક્ષપ્રાપ્તિને માટે સામાન્ય રીતે ચાર સાધનો દર્શાવવામાં આવેલાં છેઃ (૧) અનુપાય, (૨) શામ્ભવ, (૩) શાક્ત અને (૪) આણવ; અને તેમાં ચતુર્થ સાધનથી ધીમે ધીમે પહેલાંનાં સાધનો સિદ્ધ થાય છે, એટલે અનુપાય એ મોક્ષપ્રાપ્તિનું સાક્ષાત સાધન બને છે. બૌદ્ધજ્ઞાનથી મનુષ્ય પોતાના જીવનમાં પણ મુક્ત બની શકે છે. જીવાત્મા સ્વતંત્ર નથી, પણ પરમ શિવની ઇચ્છાને લીધે કર્તૃત્વશક્તિનો પોતાનામાં આરોપ કરે છે. પણ જ્યારે પરમ શિવ કૃપા કરે છે ત્યારે જીવમાં સમ્યક્ જ્ઞાન પ્રકટ થાય છે અને તે પરમ તત્ત્વની સાથેનો અભેદ ભોગવી શકે છે. આ ત્રિકદર્શનમાં અદ્વૈતવાદ, જગતની સત્યતા, આભાસવાદ, પરમ તત્ત્વની કૃપા ઇત્યાદિ સિદ્ધાન્તો આકર્ષક છે.

સામ્પ્રદાયિક ઇતિહાસ પ્રમાણે **યાદવપ્રકાશ** (ઈ. સ. ૧૧ મું શતક) એ કાંચીમાં રહેતા હતા. તેમના ગ્રન્થો અત્યારે પ્રાપ્ત થતા નથી, પણ રામાનુજાચાર્ય અને વેદાન્તદેશિકના ગ્રન્થોમાં તેમના સિદ્ધા-

ન્તોનું દિગ્દર્શન થાય છે. શ્રુતપ્રકાશિકાકાર સુદર્શનસૂરિના અભિપ્રાયે બ્ર. સૂ. ૧.૪.૨૦ માં આશ્મરથ્યનો જે મત છે તે જ મત યાદવપ્રકાશનો છે, અને યાદવપ્રકાશના મતમાં કાર્યતાથી અને કારણતાથી જીવ અને બ્રહ્મનો સ્વાભાવિક ભેદાભેદ છે. ભાસ્કરાચાર્યની માફક યાદવપ્રકાશ આ પ્રમાણે ભેદાભેદવાદી છે, અને આ બન્નેના વિચારો વચ્ચે એટલું બધું સામ્ય છે કે કેટલીક વાર આ બે વ્યક્તિઓના વિચારોમાં ભ્રમ ઉત્પન્ન થઈ સાંકર્ય કરવામાં આવે છે. યાદવપ્રકાશ ભાસ્કરદર્શનમાં બ્રહ્મ અને તેની સત્ય ઉપાધિ સ્વીકારવામાં આવેલી હોવાથી એક જાતનું દ્વૈત જુવે છે. અને તેથી પોતાના સિદ્ધાન્તમાં તે દોષ દૂર કરવા કહે છે કે બ્રહ્મની પોતાની જ એવી એક શક્તિ છે કે તે શક્તિ વડે બ્રહ્મ ઈશ્વર અને જડચેતનાત્મક જગત્ થઈ શકે છે. ભાસ્કરાચાર્યની માફક યાદવપ્રકાશ પણ જ્ઞાન અને કર્મ એ બન્નેને મોક્ષપ્રાપ્તિના સાધન તરીકે સ્વીકારે છે, અને આ રીતે તે જ્ઞાનકર્મસમુચ્ચયવાદી છે. ભાસ્કરાચાર્યે ભેદાભેદ સ્વીકાર્યો છે પણ તેમાં અભેદ વાસ્તવિક છે, જ્યારે યાદવપ્રકાશના મતમાં બન્ને ય ભેદ અને અભેદ વાસ્તવિક છે, અને તે એટલે સુધી કે મોક્ષાવસ્થામાં પણ ભેદ અને અભેદની પ્રતીતિ થાય છે. ભાસ્કરાચાર્ય ચિત્ અને અચિત્ એ બે સ્વતંત્ર વિભાગો સ્વીકારે છે અને કહે છે કે એ બન્ને ય વિભાગો બ્રહ્મનાં રૂપો છે; જ્યારે યાદવપ્રકાશ ચિત્ અને અચિતનો ભેદ સ્વીકારતા જ નથી; અને આગળ ઉપર વલ્લભાચાર્ય કહે છે તે પ્રમાણે તે કહે છે કે જડ પદાર્થમાં ચૈતન્ય છે પણ તે તિરોહિત છે, અને જ્યારે તે ચૈતન્યનો આવિર્ભાવ થાય છે ત્યારે જડપદાર્થ ચેતનપદાર્થ બને છે, એટલે જડ અને ચેતનનો વિભાગ સ્વીકારવાની જરૂર નથી. ચિત્ અને અચિત્ એ બન્ને ચેતનબ્રહ્મના જ નિત્ય પ્રકારો છે, અને તેથી 'ઉપાધિ' નામનો પદાર્થ સ્વીકારવાની જરૂર નથી. આત્મા અને દેહને અભિન્ન માનવાથી જીવને સંસાર પ્રાપ્ત થાય છે, અને જ્ઞાન અને કર્મથી મોક્ષ મળે છે. મોક્ષાવસ્થામાં જીવનો વિનાશ થતો નથી પણ જીવ અને બ્રહ્મના ઐક્યનો અનુભવ થાય છે. ભાસ્કરાચાર્યની માફક યાદવપ્રકાશ પણ શાંકરદર્શનની જીવન્મુક્તિ સ્વીકારતા નથી, અને નિર્ગુણવાદ અને માયાવાદનું ખણ્ડન કરે છે.

**રામાનુજાચાર્ય** (ઈ. સ. ૧૦૧૭–૧૧૩૭) પ્રથમ યાદવપ્રકાશના શિષ્ય હતા; પણ યાદવપ્રકાશના વિચારો અનુકૂલ ન લાગવાથી તેમનો ત્યાગ કરીને તે અન્યત્ર ગયા અને તેમણે વિશિષ્ટાદ્વૈતની સ્થાપના કરી, અને શ્રીરંગમમાં યામુનાચાર્યની પછી પીઠ ઉપર આવ્યા. યામુનાચાર્યની આજ્ઞાથી રામાનુજાચાર્યે બૌધાયનવૃત્તિને અનુસરીને બ્રહ્મસૂત્ર ઉપર 'શ્રીભાષ્ય' નામનું ભાષ્ય રચ્યું, અને 'વેદાન્તસાર' અને 'વેદાન્તદીપ' નામની બે લઘુ ટીકાઓ રચી; અને 'વેદાર્થસંગ્રહ', ભગવદ્ગીતાભાષ્ય, નિત્યગ્રન્થ અને ગદ્યત્રય પણ રચ્યાં. શ્રીભાષ્યમાં રામાનુજાચાર્યે શંકરાચાર્યના નિર્ગુણવાદ, અવિદ્યાવાદ, વિવર્તવાદ વગેરે સિદ્ધાન્તોનું સવિસ્તર ખણ્ડન કર્યું છે, અને કોઈ કોઈ પ્રસંગે ભાસ્કરાચાર્યના ભેદાભેદવાદનું પણ ખણ્ડન કર્યું છે. રામાનુજાચાર્ય જડ, જીવ અને ઈશ્વર એ ત્રણ તત્ત્વો સ્વીકારે છે. જીવ ત્રણ પ્રકારનો છેઃ બદ્ધ, મુક્ત અને નિત્ય. ઈશ્વર હેયગુણરહિત અને અનેક દિવ્યગુણવાળો છે, અને તેથી તે સવિશેષ છે; અને જડ અને જીવનો અન્તર્યામી થઈને તેમનું નિયમન કરે છે. જીવ અને ઈશ્વરનો ભેદ ઔપાધિક નથી, કારણ કે મોક્ષાવસ્થામાં જીવ અને ઈશ્વરનો ભેદ રહેલો હોય છે. બીજી રીતે વિચાર કરતાં રામાનુજાચાર્ય છ દ્રવ્યો સ્વીકારે છેઃ ઈશ્વર, જીવ, નિત્યવિભૂતિ, જ્ઞાન, પ્રકૃતિ અને કાલ. જીવ, નિત્યવિભૂતિ, પ્રકૃતિ અને કાલ એ ચાર ઈશ્વરનું શરીર છે. ઈશ્વરનું સ્વરૂપ, જ્ઞાન અને શરીર એ ત્રણે ય વ્યાપક છે. ઈશ્વર–પરમાત્મા–બ્રહ્મ–પાંચ પ્રકારનો છેઃ પર, વ્યૂહ, વિભવ, અન્તર્યામી અને અર્ચાવતાર. વૈકુણ્ઠમાં લક્ષ્મીની સાથે રહીને અનન્ત, ગરુડ વગેરે નિત્ય જીવો સાથે જે ક્રીડા કરે છે તે પર કહેવાય છે, અને મુક્ત જીવો આ સ્વરૂપને જ પ્રાપ્ત કરે છે. પર જ ઉપાસનાને માટે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર અવસ્થાઓ ધારણ કરે છે, અને આ ચાર વ્યૂહ કહેવાય છે. મત્સ્ય, કૂર્મ વગેરે વિભવ કહેવાય છે. દરેકના હૃદયમાં રહેલું તત્ત્વ અન્તર્યામી કહેવાય છે, અને ભક્તો સ્થાપિત કરેલી પ્રતિમા અર્ચાવતાર કહેવાય છે. નિત્યવિભૂતિ એ શુદ્ધસત્ત્વાત્મક સ્વયંપ્રકાશ દેશ છે. પ્રકૃતિ નિત્ય છે, સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોવાળી છે, અને સર્વ જગતનું મૂલ છે. આ પ્રકૃતિને જ માયા, અવિદ્યા, અક્ષર

ઇત્યાદિ કહેવામાં આવે છે. પરમાત્મા શરીરી છે, અને ચિત્ અને અચિત્ શરીર છે, અને આ શરીરવાદ બૃહદારણ્યકના અન્તર્યામિબ્રાહ્મણને (૩. ૭) આધારે સ્વીકારવામાં આવેલો છે. જેમ શરીર અને શરીરીનો ભેદ છે તેમ શરીરિ પરબ્રહ્મ અને શરીર ચિત્અચિત્નો પણ ભેદ છે, અને આ રીતે ત્રણ તત્ત્વો સ્વીકારવામાં આવે છે. સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કારણ છે, અને સ્થૂલચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ કાર્ય છે; અને તે બન્ને વિશિષ્ટોનું ઐક્ય હોવાથી રામાનુજાચાર્યનો સિદ્ધાન્ત 'વિશિષ્ટાદ્વૈત' અથવા 'પ્રકાર્યદ્વૈત' તરીકે ઓળખાય છે. પરમાત્મામાં જ્ઞાન, શક્તિ, બલ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ એ છ ગુણો રહેલા છે. આ છ ગુણો પરમાત્માનું સ્વરૂપ નથી પણ તે પરમાત્મામાં રહેલા છે એટલે પરમાત્માથી ભિન્ન છે. આ પ્રકારે પરમાત્મામાં સજાતીયભેદ, વિજાતીયભેદ અને સ્વગતભેદ એમ ત્રણ પ્રકારના ભેદો રહેલા છે, અને તેથી રામાનુજીય દર્શન શાંકરદર્શનથી સર્વથા વિરુદ્ધ છે. પરમાત્મા શરીરદ્વારા બહુ થવાનો સંકલ્પ કરે છે, અને પરમાત્માનું સૂક્ષ્મ અચિત્રૂપ શરીર જગદ્રૂપે પરિણામ પામે છે, અને સૂક્ષ્મચિદ્રૂપ શરીર જીવરૂપે જગતમાં પ્રકટ થાય છે; અને આ પ્રકારે રામાનુજાચાર્ય પરિણામવાદી છે. જીવ નિત્ય, અનેક અને અણુ છે; અને જગત્ સત્ય છે. પંચીકરણપ્રક્રિયાને લીધે સર્વ વસ્તુ સર્વમાં હોય છે, અને તેથી શુક્તિરજતભ્રમની અંદર પણ સત્ય રજત હોય છે. આ પ્રકારે રામાનુજાચાર્ય 'સત્ખ્યાતિ' સ્વીકારે છે. રામાનુજાચાર્ય ત્રણ પ્રમાણ સ્વીકારે છે. પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ. શબ્દ પ્રમાણમાં વેદ અને સ્મૃતિ ઉપરાંત પાંચરાત્ર સંહિતાઓની પણ ગણના કરવામાં આવેલી છે, અને એ રીતે 'આગમ' સાહિત્યનું પ્રામાણ્ય સ્વીકારી આગમ અને નિગમનો સમન્વય સાધવામાં આવ્યો છે. વેદનો પૂર્વભાગ કર્મનું પ્રતિપાદન કરે છે. અને આ બન્નેય કાણ્ડો અને તેના ઉપરની બન્નેય પૂર્વ અને ઉત્તર મીમાંસાઓ મળીને એક શાસ્ત્ર થાય છે. કર્મનું જ્ઞાન થયા પછી બ્રહ્મનો વિચાર કરવામાં આવે છે; અને ભક્તિયુક્ત અન્તઃકરણથી પરમાત્માની આરાધના કર્યા પછી જીવને મુક્તિ મળે છે. મુક્તિમાં જીવ ભગવાનના જેવો થાય છે અને ભગવાનનું દાસ્ય કરે છે, અને આ રીતે મુક્તિમાં પણ બ્રહ્મ અને જીવનો ભેદ રહેલો હોય છે. આ મુક્તિ આપણા જીવનમાં સંભવતી ન હોવાથી રામાનુજાચાર્ય શંકરાચાર્યની 'જીવન્મુક્તિ' સ્વીકારી શકતા નથી. કર્મ કરવાથી પ્રથમ ચિત્તશુદ્ધિ થાય છે, અને પછી આત્મા પ્રકૃતિથી વિયુક્ત છે એ પ્રમાણેનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. કર્મ જ્ઞાનદ્વારા અથવા સાક્ષાત્ ભક્તિને ઉત્પન્ન કરે છે, અને જ્ઞાન પણ ભક્તિ ઉત્પન્ન કરે છે. રામાનુજાચાર્યની ભક્તિ એ તેલની ધારાની માફક અવિચ્છિન્ન સ્મૃતિપ્રવાહરૂપ છે અને તેનાં યમ, નિયમ વગેરે આઠ અંગો છે. આ ભક્તિ શાસ્ત્રમાં વેદન, ધ્યાન, ઉપાસના વગેરે શબ્દોથી ઓળખાય છે. ભક્તિના બે પ્રકાર છે; સાધનભક્તિ અને ફલભક્તિ. સાધનભક્તિ વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ, અનવસાદ અને અનુદ્ધર્ષ એ સાત સાધનોથી ઉત્પન્ન થાય છે; જ્યારે ફલભક્તિ પરમાત્માની કૃપાથી ઉત્પન્ન થાય છે. મોક્ષ મેળવવાનું બીજું સાધન પ્રપત્તિ છે, અને એનાં પાંચ અંગો છેઃ (૧) અનુકૂલ પદાર્થનો સંકલ્પ, (૨) પ્રતિકૂલ પદાર્થનો ત્યાગ, (૩) પરમાત્મા રક્ષણ કરશે એવો વિશ્વાસ, (૪) સર્વદા પરમાત્માની પ્રાર્થના અને (૫) આત્મનિક્ષેપયુક્ત દીનતા. કેટલાક વિચારકો આત્મનિક્ષેપ અને દીનતાને છૂટા પાડીને પ્રપત્તિ અથવા શરણાગતિનાં છ અંગો દર્શાવે છે. આ પ્રમાણે પ્રાચીન એકાયન માર્ગ ઉપર રચાએલા આ રામાનુજદર્શનમાં ભક્તિ અને પ્રપત્તિ એ બેજ મોક્ષપ્રાપ્તિનાં સાધનો છે; અને તેથી જ્ઞાનકર્મસમુચ્ચયવાદી ભાસ્કરાચાર્ય અને યાદવપ્રકાશના મતથી રામાનુજાચાર્યનો સિદ્ધાન્ત ભિન્ન છે એમ સ્પષ્ટ જણાય છે.

રામાનુજાચાર્યની પછી તરતજ અને મધ્વાચાર્યની પહેલાં **નિમ્બાર્કાચાર્ય**નો પ્રાદુર્ભાવ (ઇ. સ. બારમું શતક) થએલો છે એવી સામાન્ય માન્યતા છે. નિમ્બાર્કાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર 'વેદાન્તપારિજાત-સૌરભ' નામનું ભાષ્ય રચેલું છે અને તેમાં દ્વૈતાદ્વૈત અથવા ભેદાભેદનો સિદ્ધાન્ત સ્થાપિત કરેલો છે. સામ્પ્રદાયિક આખ્યાયિકા પ્રમાણે ભગવાને હંસરૂપે સનક, સનાતન, સનન્દન અને સનત્કુમારને ભેદાભેદના તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરેલો છે, અને પછી નારદે એ પરંપરા ચાલુ રાખેલી છે. નિમ્બાર્કાચાર્યના દર્શનમાં રામાનુજાચાર્યના સિદ્ધાન્તની અસર થએલી છે. ઉપનિષદમાં આવેલાં અદ્વૈતપ્રતિપાદક વાક્યોને

સર્વથા પ્રમાણ તરીકે સ્વીકારીને નિમ્બાર્કાચાર્યે વાસ્તવિક દ્વૈતાદ્વૈતના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરેલું છે. રામાનુજદર્શનની માફક આ દર્શનમાં પણ પરમાત્મા સવિશેષ અને દિવ્ય ગુણોવાળા અને પ્રાકૃતગુણરહિત છે, તેથી પરમાત્માને માટે ભગવાન્, ઈશ્વર, રમાકાન્ત, કૃષ્ણ, પુરુષોત્તમ વગેરે શબ્દો વાપરવામાં આવેલા છે. પરમાત્માને વ્યૂહ, અવતાર વગેરે અનેક સ્વરૂપો છે. વાસુદેવ, સંકર્ષણ વગેરે વ્યૂહો છે; અને ગુણાવતાર, પુરુષાવતાર અને લીલાવતાર એમ ત્રણ પ્રકારના અવતારો છે. લીલાવતારના પણ ભેદો અને પ્રભેદો છે. ચિત્ અને અચિત્ એ બે પરમાત્માનાં સ્વરૂપો છે. ચિત્ અને અચિત્ પરમાત્માથી સ્વતંત્ર રીતે રહી શકતાં નથી, તે પરતંત્ર છે, અને તેથી તેઓ પરમાત્માથી અભિન્ન છે. પત્ર અને વૃક્ષ, પ્રકાશ અને પ્રદીપ જેમ ભિન્ન અને અભિન્ન છે તેમ જીવ અને જગત્ પરબ્રહ્મથી વાસ્તવિક રીતે ભિન્ન અને અભિન્ન છે. પરમાત્માએ લીલા માટે જગત્ ઉત્પન્ન કર્યું છે, જગત્ પરમાત્માની શક્તિનું–પ્રકૃતિનું–પરિણામ છે, અને સત્ય છે. જીવ નિત્ય, અણુ, અનન્ત અને પરબ્રહ્મનો અંશ–શક્તિ–છે. અવિદ્યા અને કર્મના સંબંધથી તેને સંસાર પ્રાપ્ત થાય છે. આ સંસારરૂપી બંધમાંથી મુક્ત થવાને માટે તેને પ્રથમ કર્મ, મંત્રજપ વગેરે કરીને પરમાત્માનું જ્ઞાન મેળવવું પડે છે. જીવનપર્યન્ત નિત્યકર્મ અને ઉપાસના કરીને ભગવાન્ વિષેનું જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત થાય છે, અને દેહપાત થયા પછી જ મોક્ષ મળે છે, એટલે જીવન્મુક્તિનો સંભવ રહેતો નથી. ભક્તોએ રાધા, રુક્મિણી, સત્યભામા અને વ્રજની અન્ય સ્ત્રીઓના મંડળમાં વિરાજમાન ગોપાલકૃષ્ણની ઉપાસના કરવાની હોય છે. ભક્તિથી અને પ્રપત્તિથી પરમાત્માની કૃપાથી જીવને સાયુજ્યાદિ મુક્તિ મળે છે. મોક્ષાવસ્થામાં પણ જીવ અને બ્રહ્મનો ભેદ રહેલો હોય છે, અને જીવ પરમાત્માની સાથેના ભેદમાં અભેદ જુવે છે. અર્થાત્ જીવની મુક્તિ એટલે ભગવદ્ભાવાપત્તિ. નિમ્બાર્કાચાર્ય પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણો સ્વીકારે છે, અને પાંચરાત્રસંહિતાદિને પણ પ્રમાણ માને છે; પંચીકરણપ્રક્રિયાને આધારે સત્ખ્યાતિવાદ સ્વીકારે છે; અને શંકરાચાર્યના માયાવાદનું ખણ્ડન કરે છે. જેમ શંકરાચાર્યના કેવલાદ્વૈત અને ભાસ્કરાચાર્યના ઔપાધિક ભેદાભેદ વચ્ચે સામ્ય છે તેમ વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતાદ્વૈતની વચ્ચે પણ ઘણું સામ્ય છે. ભાસ્કરાચાર્યનો ભેદાભેદ ઔપાધિક છે, જ્યારે નિમ્બાર્કાચાર્યનો ભેદાભેદ વાસ્તવિક છે. એટલે એ બેનું પાર્થક્ય તો સ્વતઃ સિદ્ધ જ છે.

**મધ્વાચાર્યનો** જન્મ ઈ. સ. ૧૧૯૯ માં થયો છે એવી સામાન્ય માન્યતાને આધારે નિમ્બાર્કાચાર્યની પછી મધ્વાચાર્યના દ્વૈત સિદ્ધાન્તનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. 'મધ્વમુખમર્દન' નામનો અપ્રસિદ્ધ ગ્રન્થ નિમ્બાર્કાચાર્યે રચેલો છે એમ માનવામાં આવે છે, અને જો આ માન્યતા સત્ય હોય તો પછી મધ્વાચાર્યનો પ્રાદુર્ભાવ નિમ્બાર્કાચાર્યની પહેલાં થયો છે એમ સ્વીકારવું પડે. (દાસગુપ્ત ભા. ત. ભાગ ૩ પૃ. ૩૯૯–૪૦૦). મધ્વાચાર્ય વાયુનો ત્રીજો અવતાર ગણાય છે, અને તેમને માટે પૂર્ણપ્રજ્ઞાચાર્ય, આનન્દતીર્થ અને મધ્યમન્દિર એ ત્રણ વિશેષનામોનો પ્રયોગ થએલો છે, અને મધ્વાચાર્યનો સમ્પ્રદાય 'બ્રહ્મસમ્પ્રદાય' કહેવાય છે. મધ્વાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય, અનુવ્યાખ્યાન અને અણુભાષ્ય એમ ત્રણ ટીકાઓ લખેલી છે; ઉપનિષદ્, ગીતા, મહાભારત વગેરે ઉપર ભાષ્ય અને તાત્પર્ય–નિર્ણય લખેલા છે; અને બીજા અનેક સ્વતંત્ર ગ્રન્થો રચેલા છે. તે પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણો સ્વીકારે છે, અને તે ત્રણેયને આધારે ભેદવાદનું સ્થાપન કરે છે. તત્ત્વ બે પ્રકારનું છેઃ સ્વતંત્ર અને પરતંત્ર. ભગવાન્ વિષ્ણુ એ સ્વતંત્ર તત્ત્વ છે, નિર્દોષ અને સર્વસદ્ગુણોવાળા છે. ચેતન જીવો અને અચેતન પદાર્થો પરતંત્ર છે. પરબ્રહ્મને અલૌકિક વિગ્રહ છે; તેમની પાસે લક્ષ્મી વિરાજમાન છે; તેમને વ્યૂહો અને અવતારો હોય છે. તે જગતને પ્રકૃતિમાંથી ઉત્પન્ન કરે છે, એટલે પાશુપતદર્શનમાં છે તે પ્રમાણે દ્વૈતદર્શનમાં પરમાત્મા જગતનું નિમિત્તકારણ જ છે, ઉપાદાન કારણ નથી; જગતનું ઉપાદાન કારણ તો પ્રકૃતિ છે. આ બાબતમાં મધ્વાચાર્ય બીજા બધા વૈષ્ણવ આચાર્યોથી જુદા પડે છે. શંકરાચાર્ય માને છે તે પ્રમાણે જગત્ માયિક નથી; તેમ બીજા વૈષ્ણવ આચાર્યો માને છે તે પ્રમાણે બ્રહ્મનું પરિણામ પણ નથી; પરંતુ તે પ્રકૃતિનું પરિણામ છે, અને તે સત્ય છે. જગતમાં પાંચ પ્રકારનો ભેદ રહેલો છેઃ (૧) જીવ–ઈશ્વર, (૨) જડ–ઈશ્વર, (૩) જીવ–જીવ, (૪) જડ–જીવ, અને (૫) જડ–જડ. પરમાત્માની

ઇચ્છાથી અચેતન પ્રકૃતિમાં ક્ષોભ થાય છે, અને સાંખ્યદર્શનમાં છે તે પ્રમાણે મહત્, અહંકાર વગેરે તત્ત્વો પ્રકટ થાય છે. અચેતન પ્રકૃતિ પરમાત્માથી સર્વથા ભિન્ન છે. લક્ષ્મી એ પ્રકૃતિની અધિષ્ઠાત્રી છે, અને લક્ષ્મીનાં ત્રણ સ્વરૂપો–શ્રી, ભૂ અને દુર્ગા–પ્રકૃતિના ત્રણ ગુણોનું નિયમન કરે છે. પ્રલય વખતે જગત્ પ્રકૃતિમાં લીન થઈ જાય છે. જીવો અનેક, નિત્ય અને અણુ છે; અને બ્રહ્મથી તદ્દન ભિન્ન છે અને સત્ય છે; પરંતુ પરમાત્માને અધીન છે. તે સ્વભાવે આનન્દી છે, પણ કર્મજન્ય શરીરના સંબંધથી દુઃખી થાય છે. અવિદ્યા એ પ્રકૃતિનું જ એક સ્વરૂપ છે, અને તે બે પ્રકારની છેઃ જીવાચ્છાદિકા અને પરમાચ્છાદિકા. પ્રથમ પ્રકારની અવિદ્યાથી જીવના દિવ્ય ગુણોનું આવરણ થાય છે, અને દ્વિતીય પ્રકારની અવિદ્યાથી જીવ પરમાત્માનું દર્શન કરી શકતો નથી. શાસ્ત્રમાં દર્શાવેલા જ્ઞાનથી જીવને પોતાની દીનતા જણાય છે અને પરમાત્માના પ્રતિ ભક્તિ ઉત્પન્ન થાય છે. જીવને ત્રણ પ્રકારની સેવા કરવાની હોય છેઃ અંકન, નામકરણ અને દસ પ્રકારનું ભજન. આ સેવાના પરિણામે ભગવાન્ વિષ્ણુ જીવ ઉપર કૃપા કરે છે અને તેથી જ જીવને સમ્પૂર્ણ મુક્તિ મળે છે. મોક્ષાવસ્થામાં જીવ પોતાના સ્વરૂપથી જ સ્થિતિ કરે છે; અને ભગવાનનો દિવ્ય આનન્દ અનુભવે છે. મધ્વદર્શનમાં જીવન્મુક્તિ સ્વીકારવામાં આવેલી નથી. આ પ્રમાણે દ્વૈતપ્રતિપાદક શ્રુતિઓનો સ્વીકાર કરીને, અદ્વૈતપ્રતિપાદક શ્રુતિઓનું તાત્પર્ય સાદૃશ્ય દર્શાવવામાં છે એમ જણાવીને મધ્વાચાર્યે દ્વૈત સિદ્ધાન્તનું પ્રતિપાદન કરેલું છે. વળી, તેમણે સાંખ્ય, ન્યાય અને વૈશેષિક દર્શનોની યુક્તિઓનો સારો ઉપયોગ કરેલો છે, અને પોતાના ગ્રન્થોમાં ઘણી અપ્રસિદ્ધ શ્રુતિઓ આપેલી છે. તેમણે ઋગ્વેદના વિષ્ણુદેવતાને મુખ્ય સ્થાન આપીને વિષ્ણુપૂજાને અતિ બળવાન્ બનાવી છે, અને વેદાન્તદર્શનના ઇતિહાસમાં એક અપૂર્વ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

ઈ. સ. ના અગીઆરમા શતકમાં **વીરશૈવ** અથવા **લિંગાયત** મતની સ્થાપના થએલી છે, અને બારમા શતકમાં **શ્રીપતિ પણ્ડિત** અને **બસવ** (ઈ. સ. ૧૧૬૦) જેવા તત્ત્વચિન્તકોએ તેને વ્યવસ્થિત રૂપ આપેલું છે. લિંગાયત મતનું શૈવસિદ્ધાન્ત અને ત્રિક અથવા પ્રત્યભિજ્ઞા દર્શન સાથે ઘણું સામ્ય છે, અને કેટલાક વિચારકોને મતે વીરશૈવદર્શનની ઉત્પત્તિ શૈવસિદ્ધાન્તમાંથી થએલી છે. શ્રીપતિ પણ્ડિતે (ઈ. સ. ૧૧૬૦) બ્રહ્મસૂત્ર ઉપર 'શ્રીકર ભાષ્ય' લખેલું છે, અને તેમાં વીરશૈવ દર્શનના સિદ્ધાન્તોનું બ્રહ્મસૂત્રને આધારે સમર્થન કરેલું છે. વીરશૈવમતમાં શિવ નામનો નિત્ય, વ્યાપક અને સર્વાતીત એક પદાર્થ સ્વીકારવામાં આવેલો છે, અને તે જ પરમ તત્ત્વ ગણાય છે. લિંગ એ શિવનું પ્રત્યક્ષ સ્વરૂપ છે, અને તે હમ્મેશાં ધારણ કરવાથી જીવના ત્રિવિધ દોષો દૂર થાય છે. લિંગની ઉપાસના કરવાથી શિવનો સાક્ષાત્કાર થાય છે. શિવની માયા નામની એક સત્ય શક્તિ છે, અને આ શક્તિમાંથી ભૌતિક જગત્ ઉત્પન્ન થાય છે. કલાશક્તિ અને ભક્તિશક્તિ એ પ્રમાણે, કાર્યની દૃષ્ટિએ, બે શક્તિઓ સ્વીકારવામાં આવેલી છે. ઉપાધિઓને લીધે પરમ શિવ જ જીવ બને છે. જીવો નિત્ય અને વ્યાપક છે; અને અવિદ્યાને લીધે તેમને સંસાર પ્રાપ્ત થાય છે. અવિદ્યા અનાદિ પણ સાન્ત છે. પરમ શિવનાં—પરબ્રહ્મનાં—બે રૂપો છેઃ (૧) અંગ અને (૨) લિંગ. અંગરૂપ એ જીવ છે, ઉપાસક છે; અને લિંગરૂપ એ પરબ્રહ્મ છે, ઉપાસ્ય છે. પરબ્રહ્મ એક જ છે; પણ અવિદ્યામાં તેનું પ્રતિબિમ્બ પડવાથી, જલમાં ચન્દ્રનાં પ્રતિબિમ્બ પડવાથી અનેક રૂપો થાય છે તેમ, અનેક રૂપો જણાય છે, અને બ્રહ્મનાં આ રૂપો જ જીવાત્માઓ છે. અવિદ્યાને લીધે જીવ પોતાનું શુદ્ધ સ્વરૂપ—પરબ્રહ્મથી અભિન્ન સ્વરૂપ—ભૂલી જાય છે. જગત્ નિરાલમ્બ બ્રહ્મરૂપી શૂન્યમાંથી ઉત્પન્ન થાય છે. પરમ શિવ ક્રીડાને માટે જગત્ ઉત્પન્ન કરે છે, એટલે જગત્ શિવની લીલા છે, સત્ય છે. શિવ એ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. મુક્તિમાં જીવ શિવની સાથે એક બને છે. મુક્તિના સાધન તરીકે જ્ઞાન અને ક્રિયાનો સમુચ્ચય સ્વીકારવામાં આવેલો છે. (૧) ગુરુ, (૨) લિંગ, (૩) વિભૂતિ, (૪) રુદ્રાક્ષ, (૫) યંત્ર, (૬) જંગમ, (૭) તીર્થ, અને (૮) પ્રસાદ એ આઠ સાધનો શ્રદ્ધાને વધારનારાં છે. આધ્યાત્મિક ઉન્નતિને માટે મુમુક્ષુને છ ભૂમિકાઓ હોય છે, અને તેને માટે 'ષટ્સ્થલ' એ પારિભાષિક શબ્દ વાપરવામાં આવે છે. આ ષટ્સ્થલોનાં નામ આ પ્રમાણે છેઃ (૧) ભક્તિ સ્થલ, (૨) મહેશ્વર સ્થલ,

(૩) પ્રસાદ સ્થલ, (૪) પ્રાણલિંગી સ્થલ, (૫) શરણ સ્થલ, અને (૬) ઐક્ય સ્થલ. પ્રથમની ત્રણ ભૂમિકાઓમાં જીવ અને ઈશ્વરનો ભેદ ચાલુ રહેલો હોય છે; જ્યારે પછીની ત્રણ ભૂમિકાઓમાં તે ભેદ ધીમે ધીમે જતો રહે છે, અને ઐક્યની ભૂમિકામાં જીવ અને શિવનું ઐક્ય થાય છે, અને આને જ મોક્ષ, અથવા કૈવલ્ય, અથવા નિર્વાણ કહેવામાં આવે છે. સાધક પોતાના જીવનમાં પણ મુક્તિ પ્રાપ્ત કરી શકે છે, એટલે શંકરદર્શનની જીવન્મુક્તિ લિંગાયતદર્શનમાં પણ સ્વીકારવામાં આવેલી છે. વીરશૈવમત ભેદથી આરંભીને અભેદમાં પરિણામે છે, એટલે કેટલાક તેને ભેદાભેદ અથવા વિશેષાદ્વૈત તરીકે ઓળખાવે છે. વીરશૈવદર્શન વિચારની દૃષ્ટિએ શંકરદર્શન અને રામાનુજદર્શન એ બે દર્શનોની વચમાં રહેલું છે. ભક્તિની અને શરણ ભાવનાની દૃષ્ટિએ વૈષ્ણવ દર્શનોની સાથે લિંગાયતમતની તુલના કરી શકાય એમ છે. બીજી દૃષ્ટિએ શૈવસિદ્ધાન્ત અને ત્રિકદર્શનની સાથે પણ વીરશૈવમતનું સામ્ય આકર્ષક છે. વીરશૈવમતમાં આધ્યાત્મિક અને સામાજિક બાબતોનો સારો સમન્વય કરવામાં આવેલો છે; વર્ણ અને જાતિનો ભેદ સ્વીકારવામાં આવ્યો નથી; અને તત્ત્વજ્ઞાન કરતાં નીતિમય અને આધ્યાત્મિક જીવનને વધારે પ્રાધાન્ય આપવામાં આવેલું છે. આ પ્રકારે લિંગાયતમતમાં શિવભક્તિ-માર્ગનું વ્યાપક અને વિશ્વભોગ્ય સ્વરૂપ જોવામાં આવે છે.

ઈ. સ. ના અગીઆરમા શતકમાં શ્રીકણ્ઠે બ્રહ્મસૂત્રભાષ્ય રચીને શિવાદ્વૈતનું પ્રતિપાદન કરેલું છે. શ્રીકણ્ઠના ટીકાકાર અપ્પય્ય દીક્ષિતના ( ઈ. સ. ૧૬ મું શતક ) અભિપ્રાયે શ્રીકણ્ઠ શંકરાચાર્યની પછી અને રામાનુજાચાર્યની પહેલાં થએલા છે, જ્યારે શુદ્ધાદ્વૈતવાદી પુરુષોત્તમજી[૩૬] અને રામકૃષ્ણ-ભટ્ટના[૩૭] અભિપ્રાયે શ્રીકણ્ઠે રામાનુજાચાર્યની જ વિચારપ્રણાલિકા સ્વીકારીને વિષ્ણુને સ્થાને શિવની પરમ તત્ત્વ તરીકે સ્થાપના કરેલી છે અને તેથી વસ્તુતઃ શ્રીકણ્ઠ એ 'રામાનુજમતચૌર' છે. અર્વાચીન વિદ્વાનો[૩૮] એમ માને છે કે શ્રીકણ્ઠ અને રામાનુજાચાર્ય એ બે સમકાલીન વિચારકો છે, અને બન્નેએ બોધાયનવૃત્તિ જેવા એક પ્રાચીન ગ્રન્થનો આધાર લીધો છે જેને પરિણામે બન્નેના વિચારોમાં અને શબ્દોમાં સામ્ય જણાય છે; અથવા તો શ્રીકણ્ઠ અને રામાનુજાચાર્ય એ બન્ને એક બીજાના સમાગમમાં આવેલા હોય અને તેથી તેમના વિચારોની અસર એક બીજા ઉપર થએલી હોય, અને તેથી તેઓના વિચારમાં અને શબ્દમાં સામ્ય આવ્યું હોય. જ્યાં જ્યાં શ્રીકણ્ઠ અને રામાનુજાચાર્ય વચ્ચે ભેદ નથી ત્યાં ત્યાં રામાનુજાચાર્યની 'વેદાન્તસાર' નામની બ્રહ્મસૂત્રવૃત્તિનાં જ વાક્યો શ્રીકણ્ઠભાષ્યમાં જોવામાં આવે છે. વાસ્તવિક રીતે શ્રીકણ્ઠે રામાનુજાચાર્યની વિચારસરણી જ સ્વીકારી પોતાના શિવવિશિષ્ટાદ્વૈતનું સમર્થન કરેલું છે એમ જણાય છે. શ્રીકણ્ઠ અને રામાનુજદર્શન વચ્ચે ઘણું સામ્ય છે, તે એટલે સુધી કે શ્રીકણ્ઠના તત્ત્વજ્ઞાનને સામાન્ય રીતે શૈવ વિશિષ્ટાદ્વૈત કહેવામાં આવે છે, જ્યારે રામાનુ-જાચાર્યના તત્ત્વજ્ઞાનને વૈષ્ણવ વિશિષ્ટાદ્વૈત કહેવામાં આવે છે. પરંતુ બીજી એક બાબત પણ આપણું ધ્યાન ખેંચે છે, અને તે એ કે કેટલીક બાબતોમાં શ્રીકણ્ઠનું તત્ત્વજ્ઞાન તામિલ શૈવસિદ્ધાન્ત અને શંકરાચાર્યના સિદ્ધાન્તને મળતું આવે છે. અર્થાત્ શ્રીકણ્ઠ સર્વતઃ ગુણગ્રાહી જણાય છે, અને તેથી તેમના દર્શનમાં અનેક પ્રકારનાં તત્ત્વજ્ઞાનોનું મિશ્રણ થએલું છે. શ્રીકણ્ઠ પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમાં પોતાના મતને વિશિષ્ટાદ્વૈત તરીકે ઓળખાવે છે.[૩૯] અપ્પય્ય દીક્ષિત તો કહે છે કે શ્રીકણ્ઠ વાસ્તવિક રીતે શંકરદર્શનનો સ્વીકાર કરે છે; પણ આ અભિપ્રાય સર્વથા સ્વીકારી શકાય એમ નથી.

શ્રીકણ્ઠે આગમસાહિત્યનું અને વેદનું પ્રામાણ્ય સ્વીકાર્યું છે, અને આગમો વેદતુલ્ય છે એમ સિદ્ધ કરવા સારો પ્રયત્ન કરેલો છે.[૪૦] ઉમાપતિ નીલકણ્ઠ શિવ એ એક જ પરમ તત્ત્વ છે, અને નારાયણ,

---

૩૬ અણુભાષ્યપ્રકાશ ( કાશી ), પૃ. ૪૮, ૧૫૩.

૩૭ શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ પ્રકાશ ( કાશી ), પૃ. ૩૨, ૩૮.

૩૮ પ્રો. એસ. એસ. સૂર્યનારાયણ શાસ્ત્રી : શ્રીકણ્ઠનું શિવાદ્વૈત, મદ્રાસ, ૧૯૩૦.

૩૯ શ્રીકણ્ઠભાષ્ય ( મૈસુર ), પૃ. ૧૨૮.

૪૦ શ્રીકણ્ઠભાષ્ય, ૨. ૨. ૩૮.

વિષ્ણુ, બ્રહ્મા વગેરે શિવથી નીચલી કોટિના છે. શ્રીકણ્ઠે ઘણાં પ્રમાણો આપીને સિદ્ધ કર્યું છે કે ચિત્-શક્તિયુક્ત શિવ જ બ્રહ્મ છે. આ ચિતશક્તિ એ બ્રહ્મની પરા શક્તિ છે, અને જડ અને ચેતન જગતનું કારણ છે. રામાનુજદર્શનની માફક શિવાદ્વૈતમાં પણ શિવને શરીર છે, તેમનામાં અનેક કલ્યાણ ગુણો રહેલા છે અને ત્યાજ્ય ગુણોનો અભાવ છે. બ્રહ્મ વિશ્વરૂપ છે છતાં વિશ્વાધિક છે. બ્રહ્મ સૂક્ષ્મ ચિદચિદ્વિ-શિષ્ટ છે, અને તે પોતે સ્થૂલચિદચિદ્વિશિષ્ટ રૂપે જગત્ થાય છે. બ્રહ્મ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. જગત્ બ્રહ્મનું પરિણામ છે, બ્રહ્મની લીલા છે, સત્ય છે, મિથ્યા નથી. જગતની ઉત્પત્તિને અંગે છત્રીસ તત્ત્વોનો સ્વીકાર કરવામાં આવેલો છે. સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ અને અનુગ્રહ એ પાંચ બ્રહ્મનાં કાર્યો છે. બ્રહ્મની 'તિરોભાવ' શક્તિને લીધે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર સંભવે છે; અને બ્રહ્મની 'અનુગ્રહ' શક્તિને લીધે જગતની તે ત્રણ ક્રિયાઓ બંધ થાય છે. જીવ અનેક અને નિત્ય છે. તે બ્રહ્મનો અંશ છે, અને અણુ છે. અને શિવની આઠ મૂર્તિઓમાંની એક મૂર્તિ છે. જીવ અને શિવની વચ્ચે, રામાનુજદર્શનમાં છે તે પ્રમાણે, શરીરશરીરિભાવ છે. (૧) બ્રહ્મની આજ્ઞાનું જીવે કરેલું ઉલ્લંઘન, અથવા (૨) જીવની ન્યૂનતા અથવા (૩) જીવનો દોષ એને માટે 'અપચાર' નામનો પારિભાષિક શબ્દ વાપરવામાં આવેલો છે. આ અપચાર અનાદિ છે; અને આ અપચારને લીધે બ્રહ્મની ઇચ્છાથી જીવ પોતાનું શુદ્ધ સ્વરૂપ ભૂલી જાય છે, અને પરિણામે સંસાર પ્રાપ્ત કરે છે. જીવની અશુદ્ધિ દૂર કરવાને માટે શિવે જગત્ ઉત્પન્ન કરેલું છે. કર્મ અને જ્ઞાનના સમુચ્ચયથી શિવની કૃપાને લીધે જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે. જ્ઞાન એ ઉપાસનાત્મક છે, અને પરમેશ્વરના ધ્યાનથી જીવને પોતાના પશુ-ત્વનું—બંધનું—વિસ્મરણ થાય છે. પોતાના જીવનમાં પણ જીવ, શિવના અનુગ્રહથી, મુક્ત બની શકે છે. મુક્તિમાં જીવના પશુભાવનો નાશ થાય છે, અને જ્ઞાન અને ભોગની બાબતમાં જીવ બ્રહ્મની તુલ્ય બને છે, અને આનન્દપ્રચુર થાય છે. ઉપાસનાના આરંભમાં જીવ અને શિવનો ભેદ રહેલો હોય છે; પણ અંતમાં ધ્યાનનો જે પ્રકાર દર્શાવવામાં આવેલો છે તેમાં જીવ અને શિવના અભેદની ભાવના જોવામાં આવે છે, અને આ વિષયમાં શ્રીકણ્ઠ રામાનુજ સિદ્ધાન્તનો ત્યાગ કરીને શંકરસિદ્ધાન્ત સ્વીકા-રતા હોય એમ જણાય છે. વાસ્તવિક રીતે તો મુક્તિમાં બ્રહ્મ અને જીવની તુલ્યતા દર્શાવવામાં આવેલી છે; તો પછી એ તુલ્યતા સાથે અભેદભાવનાનો સમન્વય કેવી રીતે કરવો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અપ્પય્ય દીક્ષિત તો કહે છે કે શ્રીકણ્ઠ આપાતતઃ વિશિષ્ટાદ્વૈતવાદી છે, પણ વાસ્તવિક રીતે તે શંકરા-ચાર્યના કેવલાદ્વૈતને જ સ્વીકારે છે.

**વિજ્ઞાનેન્દ્રભિક્ષુ** અથવા વિજ્ઞાનભિક્ષુએ 'વિજ્ઞાનામૃત' નામનું બ્રહ્મસૂત્રભાષ્ય રચેલું છે; અને ઈશ્વરગીતાટીકા, સાંખ્યપ્રવચનભાષ્ય, સાંખ્યસાર, યોગવાર્તિક, યોગસૂત્ર અને ઉપદેશરત્નમાલા ઇત્યાદિ મહત્ત્વના ગ્રન્થો પણ રચેલા છે. બ્રહ્મસૂત્રભાષ્યમાં વિજ્ઞાનભિક્ષુ ચિત્સુખાચાર્યના (ઈ. સ. ૧૩મું શતક) વાક્યોનો ઉપન્યાસ કરે છે, અને પ્રકાશકાર પુરુષોત્તમજીના અભિપ્રાયે[૪૧] વલ્લભાચાર્ય (ઇ. સ. ૧૪૭૩–૧૫૨૫) પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમાં (૧. ૧. ૨) વિજ્ઞાનભિક્ષુના મતનું ખણ્ડન કરે છે. તેથી વિજ્ઞાન-ભિક્ષુ ઈ. સ. પંદરમા શતકમાં થયા હોય અથવા તો વલ્લભાચાર્યના સમકાલીન હોય એમ જણાય છે.[૪૨] ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વિજ્ઞાનભિક્ષુનું સ્થાન મહત્ત્વનું છે, કારણ કે તેમણે બધાં આસ્તિક દર્શનોનો સારો સમન્વય કરી સિદ્ધ કર્યું છે કે વેદાન્ત અને બીજાં આસ્તિક દર્શનો વચ્ચે વિરોધ નથી, વેદાન્તને માત્ર બૌદ્ધદર્શન સાથે જ વિરોધ છે, અને તેથી બ્રહ્મસૂત્રકાર ફક્ત બૌદ્ધદર્શનની જુદી જુદી શાખાઓનું જ ખણ્ડન કરે છે. જેમ ગૌડપાદાચાર્યે વિજ્ઞાનવાદ અને ઔપનિષદ દર્શન વચ્ચેનું અંતર ઓછું કરવા પ્રયત્ન કરેલો છે, તેમ વિજ્ઞાનભિક્ષુએ સાંખ્યયોગ અને વેદાન્ત વચ્ચેનું અંતર દૂર કરવા

---

૪૧ અણુભાષ્યપ્રકાશ, પૃ. ૭૮

૪૨ વિજ્ઞાનભિક્ષુનો સમય ઇ. સ. ૧૬ મું શતક છે એમ રાધાકૃષ્ણન (ભા. ત. ભા. ૨. પૃ. ૨૫૬, ૪૫૧ ટિ), દાસગુપ્ત (ભા. ત. ભા. ૧, પૃ. ૨૧૨), કીથ (સાં. દ. પૃ. ૧૦૪), મેકડોનલ (ભારતનો ભૂતકાલ, પૃ. ૧૫૨). પરંતુ દાસગુપ્ત અન્ય સ્થળે (ભા. ત. ભાગ ૩, પૃ. ૪૮૨) કહે છે કે વિજ્ઞાનભિક્ષુનો સમય ઈ. સ. નું ચૌદમું શતક છે. દાસગુપ્તના ગ્રન્થોમાં આમ પરસ્પરવિરોધ છે. તેમનો સત્ય અભિપ્રાય કયો ?

પ્રયત્ન કરેલો છે. એટલું જ નહિ પણ સાંખ્યયોગની પ્રક્રિયાનો વેદાન્તમાં સ્વીકાર કરીને તેમણે એક અભિનવ દર્શન જ જગતને આપ્યું છે. ઉપનિષદો, મહાભારત, પુરાણો અને સ્મૃતિઓમાંથી અનેક પ્રમાણો આપીને વિજ્ઞાનભિક્ષુ સિદ્ધ કરે છે કે સાંખ્ય વેદપ્રતિપાદિત છે, અથવા તો અવૈદિક નથી. તત્ત્વજ્ઞાનના અભ્યાસકને આ બધાં વાક્યો એક દૃષ્ટિએ અતિ ઉપયોગી છે.

વિજ્ઞાનભિક્ષુએ બીજા આચાર્યોની માફક કોઈ પણ પ્રકારનો સમ્પ્રદાય સ્થાપ્યો હોય એમ જણાતું નથી. તેમના નામ ઉપરથી એટલું જણાય છે કે તે પોતે સંન્યાસી હતા; અને પણ્ડિતોની સામ્પ્રદાયિક આખ્યાયિકા પ્રમાણે તે ગૌડ દેશના હતા. તેમનો સિદ્ધાન્ત '**અવિભાગાદ્વૈત**' તરીકે પ્રસિદ્ધ થએલો છે. દ્વૈત અને અદ્વૈતનું પ્રતિપાદન કરનારાં શ્રુતિ અને સ્મૃતિનાં વાક્યોનો તેમણે સમન્વય કર્યો છે. દ્વૈતપ્રતિપાદક વાક્યોનું યથાર્થ વ્યાખ્યાન કરીને તે કહે છે કે અદ્વૈતપ્રતિપાદક વાક્યોનું તાત્પર્ય એ છે કે પ્રકૃતિ અને પુરુષ એ બે પરસ્પર ભિન્ન છે અને બ્રહ્મથી પણ ભિન્ન છે, છતાં તે બન્ને—પ્રકૃતિ અને પુરુષ—બ્રહ્મથી છૂટાં રહી શકતાં જ નથી, એટલે અવિભાગની દૃષ્ટિએ અદ્વૈત જ છે. વાસ્તવિક રીતે કેટલાક અંશમાં વિજ્ઞાનભિક્ષુનો સિદ્ધાન્ત અન્ય વિચારકોના-ભર્તૃપ્રપંચ, ભાસ્કર, રામાનુજ, નિમ્બાર્ક ઇત્યાદિના-ભેદાભેદ સિદ્ધાન્તને મળતો છે. બ્રહ્મ નિત્ય, નિર્ગુણ, કૂટસ્થ, શુદ્ધ અને ચિન્માત્ર છે. તેમાં કાલ, પ્રકૃતિ અને પુરુષ અન્તર્હિત—ગુપ્ત—રહેલાં છે. આ પ્રકૃતિ અને પુરુષ બ્રહ્મથી ભિન્ન છે, અને વ્યાપક છે. પ્રકૃતિના અતિશુદ્ધ સત્ત્વ ગુણના સત્ત્વમય શરીરના—'માયા' નામની ઉપાધિના-આશ્રયથી મૂલ ચિન્માત્ર બ્રહ્મ ઈશ્વર બને છે અને પોતાની ઇચ્છાથી, અગ્નિમાંથી વિસ્ફુલિંગ નીકળે તે પ્રમાણે, જીવોને બહાર પ્રકટ કરે છે, એક બીજાથી વિભક્ત કરે છે અને ક્રિયા કરવા પ્રેરે છે. જીવો નિત્ય, વ્યાપક અને બ્રહ્મથી ભિન્ન છે, પણ ઈશ્વરની ઇચ્છાથી જ્યારે તેઓ પ્રકૃતિના સંબંધમાં આવે છે ત્યારે ઉપાધિને લીધે તેઓ મર્યાદિત બને છે. જીવ વાસ્તવિક રીતે નિષ્ક્રિય છે, પણ પ્રકૃતિના સંબંધથી સક્રિય જેવો જણાય છે. બ્રહ્મ અને જીવ વચ્ચે, પિતા અને પુત્રની વચ્ચે છે એ પ્રમાણે, અંશાંશિભાવ રહેલો છે. પુત્ર પોતાના જન્મ પહેલાં પિતામાં જ હતો, અને પિતામાંથી જ તેનો જન્મ થાય છે; તે પ્રમાણે જીવ બ્રહ્મમાં જ હતો અને બ્રહ્મમાંથી જ તે પ્રકટ થાય છે, અને પ્રલય સમયે પાછો બ્રહ્મમાં રહે છે. એટલે જીવ બ્રહ્મનો અંશ છે. મૂલ અવસ્થામાં જીવ બ્રહ્મથી વિયુક્ત થઇ શકતો નથી, તેથી તે બેની વચ્ચે અવિભાગાત્મક અભેદ છે. ઈશ્વરની ઇચ્છાથી જ પ્રકૃતિ અને પુરુષનો સંબંધ થાય છે,-અને આ બાબતમાં ભિક્ષુ સાંખ્યોથી ભિન્ન પડે છે-, અને પ્રકૃતિમાંથી, સાંખ્યદર્શનમાં છે તે પ્રમાણે, મહત્ ઇત્યાદિ ક્રમે જગત્ ઉત્પન્ન થાય છે. જગત્ એ પ્રકૃતિનું પરિણામ છે; એટલે વિજ્ઞાનભિક્ષુના અભિપ્રાયે બ્રહ્મ એ જગતનું ઉપાદાન અને નિમિત્તકારણ નથી પણ અધિષ્ઠાનકારણ છે, જ્યારે પ્રકૃતિ જગતનું ઉપાદાન અને નિમિત્તકારણ છે,-અને આ બાબતમાં ભિક્ષુ યોગદર્શનથી ભિન્ન પડે છે. પ્રકૃતિ બ્રહ્મમાં અવિભક્ત છે અને બ્રહ્મથી ઉપષ્ટબ્ધ થઈને જગત્ ઉત્પન્ન કરે છે તેથી બ્રહ્મને જગતનું અધિષ્ઠાન કારણ કહેવામાં આવે છે. શાંકરદર્શનમાં પણ બ્રહ્મ જગતનું અધિષ્ઠાનકારણ બને છે, પણ ત્યાં જગત્ એ ભ્રાન્તિરૂપ છે જ્યારે ભિક્ષુના સિદ્ધાન્તમાં જગત્ એ પ્રકૃતિનું સત્ય પરિણામ છે. પ્રકૃતિ જગદ્રૂપે પરિણામ પામે છે તેમાં કોઈ જાતનું પ્રયોજન રહેલું હોતું નથી, અને આ દૃષ્ટિએ ભિક્ષુની પ્રક્રિયા સાંખ્યપ્રક્રિયાથી ભિન્ન પડે છે. રાગદ્વેષને લીધે પુરુષનો 'હું બુદ્ધિથી ભિન્ન છું' એ પ્રમાણેનો વિવેક જતો રહે છે. આ અવિવેકથી પુરુષને સંસારની પ્રાપ્તિ અને સુખદુઃખનો અનુભવ થાય છે. યોગના સાધનથી જ્યારે અવિવેકનો નાશ થાય છે ત્યારે સુખ અને દુઃખ એ બન્નેનો અનુભવ પણ નાશ પામે છે. મનુષ્ય, શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરીને, યોગ અને ભક્તિથી પોતાના જીવનમાં પણ મોક્ષ મેળવી શકે છે. સગુણોપાસના અને નિર્ગુણોપાસનાને અવસ્થાભેદે સાધન તરીકે સ્વીકારીને જીવને ધ્યાન કરવાનું હોય છે કે 'હું બ્રહ્મ છું'; અને આ પ્રકારના જ્ઞાનથી, અસમ્પ્રજ્ઞાત સમાધિથી, તે જીવને મોક્ષ મળે છે. પરમેશ્વરની ભક્તિથી સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. અને સમ્યક્ જ્ઞાન એ મોક્ષનો સાક્ષાત્ હેતુ છે. ગરુડપુરાણના શ્લોકનું પ્રમાણ આપીને ભિક્ષુ કહે છે કે 'ભક્તિ' શબ્દમાં જે भज् ધાતુ છે તેનો અર્થ 'સેવા' થાય છે. પ્રેમલક્ષણા ભક્તિ અતિ ઉત્તમ છે, અને આ પ્રકારની ભક્તિથી જીવ, નદી સમુ-

દ્રમાં લય પામે છે તે પ્રમાણે, બ્રહ્મમાં લય પામે છે. મોક્ષાવસ્થામાં જીવને સુખનો અથવા આનન્દનો અનુભવ થતો નથી. સુખદુઃખનો અનુભવ ન થાય એજ પરમ ધ્યેય છે. મોક્ષાવસ્થામાં જીવ બ્રહ્મની સાથે એકરૂપ થતો નથી પણ બ્રહ્મમાં ચિન્માત્ર સ્વરૂપે રહે છે. વલ્લભાચાર્ય અને ચૈતન્યની પ્રેમલક્ષણા ભક્તિની સાથે વિજ્ઞાનભિક્ષુની પ્રેમલક્ષણા ભક્તિ સરખાવવા જેવી છે. પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ સમજાવવાને માટે વિજ્ઞાનભિક્ષુ ભાગવતનું પ્રમાણ અનેક વાર આપે છે. આ પ્રમાણે પ્રેમલક્ષણા ભક્તિના ઇતિહાસમાં વિજ્ઞાનભિક્ષુ, વલ્લભાચાર્ય અને ચૈતન્યના પુરોગામી તરીકે, આપણું ધ્યાન ખેંચે છે. વિજ્ઞાનભિક્ષુનું માનસ સમન્વયપ્રિય છે, એટલે એમણે સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક અને પાંચરાત્રનો યોગ્ય સ્વીકાર કરીને કર્મ, જ્ઞાન અને ભક્તિની સારી સંગતિ દર્શાવી છે. વિજ્ઞાનભિક્ષુની દૃષ્ટિએ બ્રહ્મની 'માયા' નામની ઉપાધિ અનિર્વચનીય નથી, જગત્ અસત્ય નથી અને જીવ બ્રહ્મથી અભિન્ન નથી, એટલે તે પોતાના બ્રહ્મસૂત્રભાષ્યમાં અનેક સ્થળે શંકરાચાર્યને 'આધુનિક' કહીને તેમના મતનું સારૂં ખણ્ડન કરે છે, અને 'શૂન્યવાદની અંતરંગભૂમિકા' છે એમ કહે છે.[૪૩] ઇશ્વરગીતા ઉપરની ટીકામાં અને સાંખ્યપ્રવચન ભાષ્યમાં તો તે પદ્મપુરાણના શ્લોકો આપીને કહે છે કે શંકરાચાર્યનો 'માયાવાદ' એ પ્રચ્છન્ન બૌદ્ધદર્શન છે. વળી, ભિક્ષુના અભિપ્રાયે નારાયણ, વિષ્ણુ અથવા કૃષ્ણુ એ બ્રહ્મનો અંશ છે, એટલે બ્રહ્મથી ભિન્ન છે. ભિક્ષુનો આ સિદ્ધાન્ત મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, ચૈતન્ય ઇત્યાદિ તત્ત્વચિન્તકોના સિદ્ધાન્તથી સ્પષ્ટ રીતે ભિન્ન પડે છે.

**શ્રીકૃષ્ણચૈતન્ય** અથવા ગૌરાંગ મહાપ્રભુ (ઈ. સ. ૧૪૮૫–૧૫૩૩) આ જ સમયમાં બંગાળામાં પ્રાદુર્ભૂત થયા છે, અને જેમ ઉત્તર અને પશ્ચિમ હિન્દુસ્તાનમાં વલ્લભાચાર્યે ભક્તિમાર્ગનો ઉપદેશ કરીને પ્રચાર કરેલો છે તેમ પૂર્વ હિન્દુસ્તાનમાં ચૈતન્યે ભક્તિમાર્ગનો પ્રચાર કરેલો છે, અને તે જ સમયે આસામમાં શંકરદેવે પણ ભક્તિમાર્ગનો પ્રચાર કરેલો છે. ચૈતન્યે બહુ ગ્રન્થો રચેલા નથી, કારણ કે તે પોતે અસાધારણ પણ્ડિત હોવા છતાં પણ મુખ્યત્વે પ્રેમલ ભક્ત હતા, અને તેથી તેમનો બધો સમય ભગવત્કથા અને કીર્તન અને ઉપદેશમાં જતો હતો. તેઓ એમ માનતા હતા કે શ્રીમદ્ભાગવત પુરાણ જ એ એક એવો ગ્રન્થ છે કે જે વેદ, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રનું યથાર્થ વ્યાખ્યાન કરે છે, અને તેથી દરેકે ભાગવતનો જ વિચાર કરવો. આ દૃષ્ટિથી જ 'ભાગવતભાષ્ય' નામનો ગ્રન્થ પ્રસિદ્ધ થએલો છે.[૪૪] સામ્પ્રદાયિક સાહિત્યની ન્યૂનતા તેમના શિષ્યોએ દૂર કરેલી છે. રૂપગોસ્વામીના અનેક ગ્રન્થોમાં ભક્તિરસામૃતસિન્ધુ અને ઉજ્જ્વલનીલમણિ એ બે ગ્રન્થો મુખ્ય છે. સનાતન ગોસ્વામીએ હરિભક્તિવિલાસ,[૪૫] વૈષ્ણવતોષિણી નામની ભાગવત ઉપરની ટીકા અને ભાગવતામૃત એ ત્રણ મુખ્ય ગ્રન્થો લખ્યા છે. અને તેમના ભત્રીજા જીવ ગોસ્વામીએ ચૈતન્ય સમ્પ્રદાયને અતિ વિપુલ સાહિત્ય આપ્યું છે. તેમાં ષટ્સંદર્ભ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે, અને તે ગ્રન્થોએ બ્રહ્મસૂત્રભાષ્યનું કાર્ય કરેલું છે. ઈ. સ. અરાઢમા શતકના આરંભમાં જ બલદેવ વિદ્યાભૂષણે બ્રહ્મસૂત્ર ઉપર 'ગોવિન્દભાષ્ય' નામનું ભાષ્ય અને પ્રમેયરત્નાવલી નામનો સ્વતંત્ર ગ્રન્થ રચીને સામ્પ્રદાયિક સાહિત્યમાં સારો ઉમેરો કરેલો છે. આ જ સમયમાં વિશ્વનાથ ચક્રવર્તીએ (લગભગ ઈ. સ. ૧૭૦૪) ભાગવત ઉપર એક ટીકા લખેલી છે. સંસ્કૃત સાહિત્ય ઉપરાંત બંગાલી ભાષામાં ચૈતન્યસમ્પ્રદાયનું અતિ વિશાલ સાહિત્ય રચાએલું છે.

ગીતગોવિન્દકાર જયદેવ (ઈ. સ. ૧૨ મું શતક), વિદ્યાપતિ, ઉમાપતિ અને ચણ્ડીદાસ (ઈ. સ. ૧૪ મું શતક) નાં કાવ્યો ઉપરથી સ્પષ્ટ થાય છે કે ચૈતન્યની પહેલાં બંગાળ અને બિહારમાં રાધાકૃષ્ણનો ભક્તિમાર્ગ પ્રચરિત થઈ ગએલો હતો. આ જ વાતાવરણમા ચૈતન્યનો પ્રાદુર્ભાવ થએલો છે, અને તેને પરિણામે ચૈતન્યના સિદ્ધાન્તો ઉપર તેમના પુરોગામીઓના વિચારોની ઘણી અસર થએલી

---

૪૩ ભિક્ષુભાષ્ય, બ્ર. સૂ. ૩. ૨. ૨ (પૃ. ૪૩૫).

૪૪ બ્રહ્મસૂત્રમ્, શ્રીમદ્ભાગવતભાષ્યસમેતમ્, કલકત્તા ઓરિએન્ટલ સિરિઝ, નં. ૧૫.

૪૫ કેટલાક વિદ્વાનોના અભિપ્રાયે હરિભક્તિવિલાસના કર્તા ગોપાલ ભટ્ટ છે. (ડૉ. સુશીલ કુમાર દે: વૈષ્ણવ ધર્મ અને સમ્પ્રદાય, પૃ. ૧૦૬ કલકત્તા, ૧૯૪૨).

છે. વલ્લભાચાર્ય અને ચૈતન્ય એ બે સમકાલીન, વલ્લભાચાર્ય ચૈતન્યથી બાર વર્ષે મોટા; અને આ બન્નેના વિચારોમાં બહુ સામ્ય છે. ચૈતન્યસમ્પ્રદાયમાં શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે. તે સચ્ચિદાનન્દ છે, આનન્દમય છે, દિવ્યગુણોપેત છે, અને પ્રાકૃતગુણરહિત છે. તે અતિમનોહર છે અને પ્રેમ ઉત્પન્ન કરે છે. તેમની શક્તિઓ અનન્ત છે, અને તેમાં ત્રણ શક્તિઓ–ચિત્‌શક્તિ, માયાશક્તિ અને જીવશક્તિ–મુખ્ય છે. ચિત્‌શક્તિ એ પરબ્રહ્મની બુદ્ધિ અને ઇચ્છા છે, અને તેના પૂર્ણ આવિર્ભાવને હ્લાદિની શક્તિ કહેવામાં આવે છે. માયાશક્તિ મોહ ઉત્પન્ન કરે છે અને તેને લીધે જગત્ ઉત્પન્ન થાય છે. જીવશક્તિમાંથી જીવોનો ઉદ્ગમ થાય છે. કૃષ્ણની બીજી એક શક્તિ છે અને તેને વિલાસશક્તિ કહેવામાં આવે છે. આ વિલાસશક્તિ બે પ્રકારની છેઃ–(૧) પ્રાભવવિલાસ, અને (૨) વૈભવવિલાસ. 'પ્રાભવવિલાસ' શક્તિને લીધે કૃષ્ણ રાસલીલામાં અનેક રૂપો ધારણ કરે છે; અને 'વૈભવવિલાસ' શક્તિને લીધે તે ચાર વ્યૂહો–વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ–નું સ્વરૂપ ધારણ કરે છે. ચૈતન્યે આ ચાર વ્યૂહોનાં જે લક્ષણો આપ્યાં છે તે રામાનુજાચાર્યે આપેલાં લક્ષણોથી ભિન્ન છે. એટલું જ નહિ પણ દરેક વૈષ્ણવ આચાર્યે આ વ્યૂહોનાં લક્ષણો પોત પોતાના સિદ્ધાન્તની દૃષ્ટિએ જ આપેલાં છે અને તેથી આ વિષયમાં ભિન્ન ભિન્ન મતો પ્રચરિત થએલા છે. વિષ્ણુ, બ્રહ્મા અને શિવ એ કૃષ્ણના સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનાં સ્વરૂપો છે. કૃષ્ણે પોતે આ જગત્ પોતાની માયાશક્તિમાંથી ક્રીડાને માટે ઉત્પન્ન કરેલું છે. જીવ અણુ છે, બ્રહ્મનો અંશ છે, બ્રહ્મને અધીન છે, અને બ્રહ્મથી ભિન્ન છે. માયાશક્તિને લીધે જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે, અને તેથી તેને સંસાર પ્રાપ્ત થાય છે. જીવ અને જગત્ પરબ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે એ વિષયનો નિર્ણય થઈ શકે એમ નથી. આ વિષય અચિન્ત્ય છે, તેથી ચૈતન્યના દર્શનને અચિન્ત્ય ભેદાભેદ કહેવામાં આવે છે. જગત્ પરબ્રહ્મનું–પરબ્રહ્મની શક્તિનું–પરિણામ છે, અને સત્ય છે. પરબ્રહ્મ પોતાની પરા શક્તિદ્વારા જગતનું નિમિત્તકારણ બને છે, અને અપરા શક્તિ અને અવિદ્યાશક્તિ-દ્વારા ઉપાદાન કારણ બને છે. જીવ અને જગત્ એ પરબ્રહ્મની શક્તિનો જ આવિર્ભાવ છે. ચૈતન્યસમ્પ્ર-દાયમાં રાધાનું સ્થાન મુખ્ય છે. રાધા સ્વકીયા છે કે પરકીયા એ વિષયમાં બે મતો પ્રચરિત થએલા છે. રાધા એ સર્વોત્કૃષ્ટ પ્રેમની–મહાભાવની–મૂર્તિ છે, અને ભક્તોનો આદર્શ છે. સાયુજ્ય, સાલોક્ય ઇત્યાદિ મુક્તિ કૃષ્ણ વિષેની ભક્તિથી જ મળી શકે છે. નારદે અને શાણ્ડિલ્યે પોતાનાં ભક્તિસૂત્રોમાં ભક્તિની જે ભિન્ન ભિન્ન ભૂમિકાઓ દર્શાવેલી છે તેને આધારે ચૈતન્યસમ્પ્રદાયમાં પાંચ ભૂમિકાઓ સ્વીકારવામાં આવેલી છેઃ (૧) શાન્ત, (૨) દાસ્ય, (૩) સખ્ય, (૪) વાત્સલ્ય અને (૫) માધુર્ય. માધુર્ય ભક્તિમાં ભક્ત ભગવાનને પોતાના કાન્ત માને છે. ભક્તનો આ કાન્તભાવ અથવા મધુરા રતિ સર્વોત્કૃષ્ટ છે. બીજી દૃષ્ટિએ ભક્તિના બે પ્રકારો આપવામાં આવેલા છેઃ (૧) વૈધી, અને (૨) રાગા-નુગા. વૈધી ભક્તિ શાસ્ત્રમાં દર્શાવેલા નિયમો પ્રમાણે થાય છે અને તેથી તે વલ્લભાચાર્યની 'મર્યાદાભક્તિ'ને ઘણી ખરી મળતી છે. રાગાનુગા ભક્તિમાં શાસ્ત્રનો નિયમ હોતો નથી. તે સ્નેહમૂલક છે અને તેનો દૃષ્ટાન્ત ગોપીજનો છે. રાગાનુગા ભક્તિ વલ્લભાચાર્યની 'પુષ્ટિભક્તિ'ને મળતી છે. ભક્તિ એ સ્વતંત્ર રસ છે એમ પ્રમાણપુરઃસર સિદ્ધ કરવામાં આવેલું છે. વાસ્તવિક રીતે શ્રીકૃષ્ણ જ પુરુષ છે અને બધા જીવો સ્ત્રી છે એ પ્રકારની ભાવના ચૈતન્યસમ્પ્રદાયમાં સ્વીકારવામાં આવેલી છે. ભગવાન્ વિષેના પ્રેમનું નિરંતર પાન થયા જ કરે એ ભક્તનું ધ્યેય છે. ભગવાનની રાસલીલા ગોલોકમાં નિત્ય ચાલ્યા જ કરે છે. તેમાં અનેક પ્રકારનાં ગોપીજનો છે. જેમ ભ્રમરી મધથી જુદી છે, તેની આજુબાજુ ફરે છે અને તેનું પાન કરીને મધરૂપ બની જાય છે તેમ જીવ કૃષ્ણથી ભિન્ન છે, કૃષ્ણનું ભજન અને કીર્તન કરે છે અને કૃષ્ણના માધુર્યનું પાન કરીને પોતાનું સ્વરૂપ ભૂલી જઈ કૃષ્ણરૂપ જેવો બની જાય છે. કૃષ્ણની રાસ-લીલાનો આનન્દ લેવો એ ભક્તનો આદર્શ છે. ચૈતન્ય પ્રથમ મધ્વસમ્પ્રદાયના હતા અને તેથી ચૈતન્યનો સમ્પ્રદાય મધ્વસમ્પ્રદાયમાંથી ઉત્પન્ન થએલો છે એવી કેટલાક પ્રાચીન વિચારકોની માન્યતા છે, પણ મધ્વદર્શન અને ચૈતન્યદર્શન એ બેની વચ્ચે એટલો બધો મહત્ત્વનો ભેદ રહેલો છે કે એ માન્યતા સ્વીકાર્ય નથી. ચૈતન્યદર્શન કેટલેક અંશે રામાનુજદર્શન અને નિમ્બાર્કદર્શન સાથે મળતું છે, પણ વધારે પ્રમાણમાં તો તે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતદર્શન અને પુષ્ટિમાર્ગ સાથે મળતું આવે છે.

**વલ્લભાચાર્યનું** પ્રાકટ્ય ઈ. સ. ના પંદરમાં શતકમાં થએલું છે. ( ઈ. સ. ૧૪૭૩–૧૫૨૫ ).[૪૬] તેમણે વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવત એ ચારને પ્રસ્થાન તરીકે સ્વીકારીને કેવલ શબ્દપ્રમાણને આધારે જ પોતાના સિદ્ધાન્તનું સ્થાપન કરેલું છે. વેદના અર્થમાં સંદેહ પડે તો ગીતાની મદદથી તે સંદેહ દૂર કરવો; ગીતામાં સંદેહ પડે તો બ્રહ્મસૂત્રની મદદથી દૂર કરવો; અને બ્રહ્મસૂત્રમાં સંદેહ પડે તો ભાગવતની મદદથી દૂર કરવો; આ પ્રમાણે ભાગવત અન્ય પ્રસ્થાનોના વ્યાખ્યાનરૂપ છે એમ વલ્લભાચાર્યનું મંતવ્ય છે. તેમણે અનેક મહત્ત્વના ગ્રન્થો રચેલા છે: 'અણુભાષ્ય' નામનું બ્રહ્મસૂત્રભાષ્ય, પૂર્વમીમાંસાભાષ્ય, સપ્રકાશ તત્ત્વદીપનિબન્ધ, 'સુબોધિની' નામની ભાગવતટીકા અને ષોડશગ્રન્થો, ઇત્યાદિ. બ્ર. સૂ. ૩. ૨. ૩૩ સુધીનું અણુભાષ્ય વલ્લભાચાર્યનું રચેલું છે, અને બાકીનું તેમના દ્વિતીય પુત્ર વિઠ્ઠલનાથજીનું રચેલું છે.[૪૭] અણુભાષ્યની રચનાશૈલી, 'અણુભાષ્ય' એ નામ અને વલ્લભાચાર્યના અન્ય ગ્રન્થોમાં આવેલાં કેટલાંક સાધક પ્રમાણો એમ સૂચવે છે કે વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર એક સવિસ્તર ભાષ્ય– જેને આપણે 'બૃહદ્‌ભાષ્ય' તરીકે ઓળખાવી શકીએ તે–રચેલું હોવું જોઈએ.[૪૮] બ્ર. સૂ. ૨. ૧. ૧ ના અણુભાષ્યમાં જે શ્લોક જોવામાં આવે છે–અને આ શ્લોક થોડા ફેરફાર સાથે ભાગવત ૧૦. ૮૫. ૨૫ ઉપરની સુબોધિની ટીકામાં પણ જોવામાં આવે છે–તે મધ્વાચાર્યના 'અણુભાષ્ય' નામના શ્લોકબદ્ધ બ્રહ્મસૂત્રભાષ્યમાં છે, અને મને એમ લાગે છે કે વલ્લભાચાર્યે આ શ્લોક મધ્વાચાર્યના અણુભાષ્યમાંથી લીધો છે. મધ્વાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ત્રણ પ્રકારનાં વ્યાખ્યાનો રચેલાં છે.[૪૯] વલ્લભાચાર્યે પણ વિસ્તૃત અને સંક્ષિપ્ત એ પ્રકારના ગ્રન્થો રચેલા છે. તેથી એમ અનુમાન થાય છે કે મધ્વાચાર્યની 'અણુભાષ્ય' સંજ્ઞા જોઈને વલ્લભાચાર્યે પોતાના સંક્ષિપ્ત બ્રહ્મસૂત્રભાષ્યને 'અણુભાષ્ય' સંજ્ઞા આપી હોય. આચાર્યનું બૃહદ્‌ભાષ્ય અત્યારે અપ્રાપ્ત છે.

વલ્લભાચાર્યે રચેલા પૂર્વમીમાંસાભાષ્યમાંથી આજે કારિકાઓ અને ભાવાર્થપાદભાષ્ય જેટલો અલ્પ ભાગ જ પ્રાપ્ત થાય છે. તત્ત્વદીપનિબન્ધનાં ત્રણ પ્રકરણો છે: (૧) શાસ્ત્રાર્થ, (૨) સર્વનિર્ણય અને (૩) ભાગવતાર્થ. ભાગવત ઉપરની 'સુબોધિની' ટીકા અપૂર્ણ છે. પ્રથમ ત્રણ સ્કન્ધ, દશમ સ્કન્ધ અને એકાદશ સ્કન્ધના ચાર અધ્યાય અને પંચમ અધ્યાયના એક શ્લોક ઉપર જ 'સુબોધિની' ટીકા પ્રાપ્ત છે. આચાર્યે સોળ નાના પ્રકરણ ગ્રન્થો રચેલા છે, જેને 'ષોડશ ગ્રન્થો' કહેવામાં આવે છે. આ ગ્રન્થો લઘુ છે છતાં સિદ્ધાન્તનું જ્ઞાન મેળવવાને માટે અતિ ઉપયોગી છે. આચાર્યના બીજા પણ કેટલાક ગ્રન્થો છે: પુરુષોત્તમનામસહસ્ર, પત્રાવલંબન, ગાયત્રીભાષ્ય, દશમસ્કન્ધાર્થાનુક્રમણિકા, ત્રિવિધલીલાનામાવલી, શ્રુતિગીતા, ભગવત્પીઠિકા, શિક્ષાશ્લોક ઇત્યાદિ. અન્ય સમ્પ્રદાયોમાં શિષ્યપરમ્પરા સ્વીકારાએલી છે, જ્યારે શુદ્ધાદ્વૈતસમ્પ્રદાયમાં પુત્રપરમ્પરા સ્વીકારાએલી છે. વલ્લભાચાર્યની પછી તેમના વંશજોએ–ગોસ્વામી મહારાજાઓએ-અને શિષ્યોએ સામ્પ્રદાયિક સાહિત્યની સમૃદ્ધિ કરેલી છે.[૫૦] તેમાં નવ લાખ શ્લોકનું સાહિત્ય રચનાર પુરુષોત્તમજીનું (જન્મ આશરે ઈ. સ. ૧૬૬૮) નામ અતિ પ્રસિદ્ધ છે. તેમણે અણુભાષ્ય ઉપર 'પ્રકાશ' નામની ટીકા લખેલી છે અને તેમાં તુલનાત્મક દૃષ્ટિએ અન્ય ભાષ્યકારોનાં વ્યાખ્યાનોની સમીક્ષા કરીને શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તનું સારું સમર્થન કરેલું છે. 'પ્રકાશ' ઉપર યોગી ગોપેશ્વરજીએ (જન્મ આશરે ઈ. સ. ૧૭૭૯) 'રશ્મિ' નામની વિદ્વત્તાપૂર્ણ ટીકા રચેલી છે. અણુભાષ્ય ઉપર અન્ય ટીકાઓ પણ લખાએલી છે: દા. ત. મથુરાનાથજીનો 'ભાષ્યપ્રકાશ'; રઘુનાથાત્મજ વ્રજનાથની (જન્મ આશરે ઈ. સ. ૧૬૮૮) 'વેદાન્તચન્દ્રિકા'; બાલકૃષ્ણ અથવા લાલૂભટ્ટની (પ્રકાશકાર પુરુષોત્તમજીના સમકાલીન) 'ગૂઢાર્થદીપિકા'; મુરલીધરજીની 'વ્યાખ્યા'; ઇચ્છારામ

---

૪૬ ગો. હ. ભટ્ટ: વલ્લભાચાર્યનો પ્રાદુર્ભાવ સમય, નવમ પ્રા. પ. પૃ. ૫૯૫–૬૦૨.

૪૭ ગો. હ. ભટ્ટ: અણુભાષ્યનું દ્વિકર્તૃત્વ, ચતુર્થ પ્રા. પ. પૃ. ૭૯૯–૮૦૬.

૪૮ આ વિષય એક સ્વતંત્ર લેખરૂપે ચર્ચવાનો છે.

૪૯ જુવો ઉપોદ્‌ઘાત, પૃ. ૧૬.

૫૦ આ વિષયનું નિરૂપણ કરનારું પુસ્તક થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

ભટ્ટનો (આશરે ઈ. સ. ના અસઢમા શતકનો ઉત્તરાર્ધ) 'પ્રદીપ'; ગિરિધરજીનું (ઈ. સ. ના અરાઢમા શતકનો અન્ત્ય ભાગ અને ઓગણીસમા શતકનો આરંભ) 'વિવરણ'. પ્રકાશકાર પુરુષોત્તમજીના કાકા કૃષ્ણચન્દ્રજીએ 'ભાવપ્રકાશિકા' નામની વૃત્તિ લખેલી છે. રાણા જયસિંહની આજ્ઞાથી વ્રજનાથ ભટ્ટે 'મરીચિકા' નામની બ્રહ્મસૂત્રવૃત્તિ રચેલી છે. ગોપેશ્વરજી રશ્મિમાં (બ્ર. સૂ. ૧. ૪. ૧૭, પૃ. ૯૨૮) મરીચિકાનો નિર્દેશ કરે છે, એટલે વ્રજનાથ ભટ્ટ ગોપેશ્વરજીના પહેલાં થઈ ગયા એમ સ્પષ્ટ થાય છે. પુરુષોત્તમજીએ 'વેદાન્તાધિકરણમાલા', અને નિર્ભયરામ ભટ્ટે (આશરે ઈ. સ. ના અરાઢમા શતકનો ઉત્તરાર્ધ) 'અધિકરણસંગ્રહ' રચીને બ્રહ્મસૂત્રના અભ્યાસમાં સરલતા કરી આપી છે.

વલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનમાં સચ્ચિદાનન્દ બ્રહ્મ જ પરમ તત્ત્વ છે. બ્રહ્મ રસાત્મક, સાકાર—આનન્દાકાર-વ્યાપક, સર્વશક્તિવાળું, સર્વધર્મવાળું, સર્વજ્ઞ, સર્વકર્તૃ, વિરુદ્ધધર્મોવાળું, અને પ્રાકૃતગુણરહિત છે. ક્રીડાને માટે 'હું બહુ થાઉં' અને ઉત્પન્ન થાઉં' એવી ઇચ્છા થતાં બ્રહ્મે પોતે પોતાના સ્વરૂપમાંથી જ જગત્ ઉત્પન્ન કરેલું છે. બ્રહ્મ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. બ્રહ્મ અનેક પ્રકારે સૃષ્ટિ કરે છે; સાક્ષાત્, પુરુષદ્વારા, માયાથી ઇત્યાદિ. જગત્ બ્રહ્મના સ્વરૂપનું પરિણામ છે છતાં પણ બ્રહ્મમાં કોઈપણ પ્રકારનો વિકાર પ્રાપ્ત થતો નથી એમ શ્રુતિ સ્મૃતિ પ્રમાણને આધારે જ સ્વીકારવામાં આવ્યું છે. આ સિદ્ધાન્તને અવિકૃતપરિણામવાદ કહેવામાં આવે છે. જગત્ સત્ય છે, ભ્રાન્તિરૂપ નથી અને બ્રહ્મથી અનન્ય છે એમ આ સિદ્ધાન્ત ઉપરથી ફલિત થાય છે. જીવની અવિદ્યાથી જે અહંતામમતાત્મક સંસાર ઉત્પન્ન થાય છે તે મિથ્યા છે, અને સત્ય જગતથી ભિન્ન છે. જગત્ અને સંસારનો આ મહત્ત્વનો ભેદ યાદ રાખવા જેવો છે. જગતમાં બ્રહ્મનો સત્ અંશ પ્રકટ થએલો છે, જ્યારે બાકીના બે અંશો–ચિત્ અને આનન્દ–તિરોહિત રહેલા છે. બ્રહ્મની આવિર્ભાવ અને તિરોભાવ એ બે શક્તિઓ છે, અને તેને પરિણામે પદાર્થોમાં કેટલાક ધર્મો પ્રકટ થાય છે, જ્યારે બીજા કેટલાક ધર્મો અપ્રકટ રહે છે. વળી, આવિર્ભાવશક્તિથી બ્રહ્મ પોતાનામાં રહેલું કાર્ય બહાર પ્રકટ કરે છે, અને તિરોભાવશક્તિથી તે કાર્યને પોતાનામાં પાછું તિરોહિત કરી દે છે; અર્થાત્ તિરોભાવથી કાર્ય કારણરૂપે રહે છે અને આવિર્ભાવથી કાર્ય કાર્યતરીકે પ્રકટ થાય છે. અગ્નિમાંથી વિસ્ફુલિંગ નીકળે છે તે પ્રમાણે બ્રહ્મમાંથી જીવોનો ઉદ્ગમ થાય છે, જીવમાં બ્રહ્મના સત્ અને ચિત્ એ બે અંશો પ્રકટ છે, જ્યારે આનન્દ અંશ અપ્રકટ છે. જીવ નિત્ય અને અણુ છે; બ્રહ્મનો અંશ છે, અને બ્રહ્મથી અનન્ય છે. તેનો ચૈતન્યગુણ પ્રસરણશીલ છે. બ્રહ્મના આનન્દ અંશમાંથી અંતર્યામીનો આવિર્ભાવ થાય છે. જેમાં ગણિત–મર્યાદિત–આનન્દ છે તે 'અક્ષરબ્રહ્મ' કહેવાય છે. પરબ્રહ્મનો આનન્દ અગણિત છે. બ્રહ્મ, ભગવાન્ અને પરમાત્મા એ ત્રણ શબ્દો પર્યાયરૂપ છે. ભગવાન્ શ્રીકૃષ્ણ જ પરમાત્મા છે, પરબ્રહ્મ છે. આ પ્રમાણે જડ, જીવ અને અંતર્યામી એ ત્રણ, બ્રહ્મના સત્, ચિત્ અને આનન્દ એ ત્રણ અંશમાથી જ અનુક્રમે પ્રકટ થાય છે. અર્થાત્ કારણ બ્રહ્મ છે અને કાર્ય પણ બ્રહ્મરૂપ છે. બ્રહ્મના બધા ધર્મોનો આવિર્ભાવ થતાં સર્વ બ્રહ્મ જ છે. માયા ઇત્યાદિ પદાર્થની કલ્પના કર્યા વિના, કેવલ શબ્દપ્રમાણને અનુસરીને જ આચાર્યે સિદ્ધ કર્યું છે કે બ્રહ્મ પોતે જ જગદ્રૂપ થએલું છે. શુદ્ધ બ્રહ્મ જ, માયાશબલ બ્રહ્મ નહિ, કાર્યકારણરૂપ છે. 'બ્રહ્મને માયાનો સંબંધ નથી થતો તેથી તે શુદ્ધ કહેવાય છે. તેથી આચાર્યના સિદ્ધાન્તને 'શુદ્ધાદ્વૈત'[૫૧] કહેવામાં આવે છે, અને એ રીતે શંકરાચાર્યના સિદ્ધાન્તથી ભેદ દર્શાવવામાં આવે છે. 'શુદ્ધાદ્વૈત' પદમાં (शुद्धं च तदद्वैतम् એ પ્રમાણે) કર્મધારય અથવા (शुद्धयोः कार्यकारणयोः अद्वैतम् એ પ્રમાણે) ષષ્ઠી તત્પુરુષ સમાસ છે. આ શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદથી જ ઉપનિષદમાં વર્ણવેલી સર્વવિજ્ઞાનપ્રતિજ્ઞા સંભવે છે, અને શ્રુતિનું યથાર્થ વ્યાખ્યાન થઈ શકે છે. જેમ સુવર્ણનો અંશ સુવર્ણરૂપ છે તેમ બ્રહ્મનો અંશ–જગત્ અને જીવ–બ્રહ્મરૂપ જ છે એમ तत्त्वमसि શ્રુતિનું તાત્પર્ય છે.

---

૫૧ સંક્ષેપ શારીરક (૩. ૨૧૮–૨૨૦) ઉપરની ટીકામાં મધુસૂદન સરસ્વતી પોતાના વિવર્તવાદને માટે 'શુદ્ધાદ્વૈત' શબ્દ વાપરે છે. અહીં સામાન્ય અર્થમાં જ એ શબ્દ વપરાએલો છે.

બ્રહ્મની અચિન્ત્ય અને અનન્ત શક્તિઓ છે. 'માયા' નામની બ્રહ્મની સર્વભવનસામર્થ્યરૂપ શક્તિ છે અને તે બ્રહ્મમાં જ રહેલી છે. આ 'માયા' શક્તિ શંકરાચાર્યની 'માયા' થી સર્વથા ભિન્ન છે. માયાથી 'વિદ્યા' અને 'અવિદ્યા' એ બે પ્રકારની બ્રહ્મની શક્તિઓનું નિર્માણ થાય છે. વિદ્યાનાં પાંચ પર્વ છેઃ (૧) વૈરાગ્ય, (૨) સાંખ્ય, (૩) યોગ, (૪) તપ, અને (૫) કેશવની ભક્તિ. અવિદ્યાનાં પણ પાંચ પર્વ છેઃ (૧) સ્વરૂપનું અજ્ઞાન, (૨) દેહાધ્યાસ, (૩) ઇન્દ્રિયાધ્યાસ, (૪) પ્રાણાધ્યાસ, અને (૫) અન્તઃકરણાધ્યાસ. બ્રહ્મની સર્વનો સર્વ પ્રકારે ભોગ કરવાની ઇચ્છાથી જીવના ભગવદ્ધર્મોનો તિરોભાવ થાય છે, અને તેથી બન્ધ અને વિપર્યય થતાં તેને–જીવને–સંસાર પ્રાપ્ત થાય છે. બ્રહ્મ પોતાના સ્વરૂપમાંથી જ બધી સૃષ્ટિ કરેલી છે–આત્મસૃષ્ટિ છે–તેથી બ્રહ્મને વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ પ્રાપ્ત થતો નથી. વિદ્યાથી–તત્ત્વજ્ઞાનથી–પંચપર્વા અવિદ્યાનો નાશ થાય છે, અને તેને પરિણામે અહંતામમતાત્મક સંસાર પણ નાશ પામે છે; જગત્–પ્રપંચ–નો નાશ થતો નથી, કારણ કે તે બ્રહ્માત્મક છે અને બ્રહ્મનું માહાત્મ્ય દર્શાવે છે.

ભગવાનના યજ્ઞ–કર્મ–સ્વરૂપનું વર્ણન પૂર્વકાણ્ડમાં કરવામાં આવેલું છે, બ્રહ્મ–જ્ઞાન–સ્વરૂપનું વર્ણન ઉત્તરકાણ્ડમાં કરવામાં આવેલું છે; અને અવતારી જ્ઞાનક્રિયાવિશિષ્ટ કૃષ્ણનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં કરવામાં આવેલું છે. તેથી રામાનુજાચાર્યની માફક વલ્લભાચાર્ય પણ પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડને એક શાસ્ત્ર તરીકે સ્વીકારે છે; અને આ જ કારણથી તેમણે બન્ને–પૂર્વ અને ઉત્તર–મીમાંસા ઉપર ભાષ્ય રચેલું છે. મોક્ષપ્રાપ્તિના સાધન તરીકે કર્મ, જ્ઞાન અને ભકિત એ ત્રણ સાધનો સ્વીકારવામાં આવેલાં છે. બ્રહ્મજ્ઞાન વિના અગ્નિહોત્ર ઇત્યાદિ નિત્ય કર્મો કરવાથી ચિત્તશુદ્ધિ થતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, અને તેથી કર્મ કરનાર આત્મસુખરૂપી સ્વર્ગનો અનુભવ કરે છે. પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને જો નિત્ય કર્મો કરવામાં આવે તો તે પુરુષને ભગવદાનન્દરૂપ ફલ પ્રાપ્ત થાય છે, કારણ કે બ્રહ્મજ્ઞાનીના યજ્ઞમાં ઉપનિષત્પ્રતિપાદિત અને કર્મકાણ્ડપ્રતિપાદિત અગ્નિહોત્રાદિ પાંચ પ્રકારનું ભગવત્સ્વરૂપ એમ છ પ્રકારના ભગવાન્ પ્રકટ થાય છે. આ પ્રમાણે જ્ઞાનકર્મસમુચ્ચયનો પણ ઉપદેશ કરવામાં આવેલો છે. જ્ઞાન અને કર્મથી ભક્તિ શ્રેષ્ઠ છે. જેની દૃષ્ટિમાં સર્વ બ્રહ્મ જ છે, જેને સર્વત્ર સદા ભગવાનની સ્ફૂર્તિ થાય છે, તે ઉત્તમ શુદ્ધાદ્વૈતજ્ઞાની છે. જે એમ માને છે કે જેવા ભગવાન્ તેવું આ બધું વિશ્વ છે, વિશ્વ બ્રહ્મનું કાર્ય છે, બ્રહ્મની ઇચ્છાથી જ વિશ્વ કાર્યરૂપે બ્રહ્મથી ભિન્ન છે, બ્રહ્મ અને વિશ્વ વચ્ચે ભેદ ઐચ્છિક છે, ઔપાધિક તથા સ્વાભાવિક નથી, ભેદસહિષ્ણુ અભેદ છે, તે મધ્યમ જ્ઞાની છે. જે જ્ઞાની છે તેને પોતાના જ્ઞાનનો વિષય 'અક્ષરબ્રહ્મ' છે. આ જ્ઞાનીનો મોક્ષાવસ્થામાં અક્ષરબ્રહ્મમાં લય થાય છે. બ્રહ્મભાવ થયા પછી સનકાદિઓની માફક આ જીવનમાં મુક્તિ સંભવી શકે છે; પણ આ બધા જીવન્મુક્તો સગુણ છે, અને બ્રહ્મભાવ પછી જીવન્મુક્તિ થાય છે એ પક્ષ ગૌણ છે. મુખ્ય પક્ષ તો એ છે કે બ્રહ્મભાવ પછી ભક્તિ થાય છે. કૃષ્ણ પૂર્ણફલનું દાન કરે છે તેથી તેમની જ ભક્તિ કરવાની હોય છે.

શાસ્ત્રનું અધ્યયન કરીને શ્રવણ ઇત્યાદિ નવ પ્રકારની જે ભક્તિ કરવામાં આવે છે તેને શાસ્ત્રીય અથવા મર્યાદા ભક્તિ કહેવામાં આવે છે. અને શાસ્ત્રના જ્ઞાન વિના કેવલ ભગવાનની કૃપાથી સ્નેહમૂલક જે ભક્તિ થાય છે તેને પુષ્ટિભક્તિ કહેવામાં આવે છે. માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સુદૃઢ, સર્વથી અધિક જે સ્નેહ તેને શાસ્ત્રમાં ભક્તિ કહેવામાં આવે છે, અને ભક્તિનું આ લક્ષણ મર્યાદાભક્તિને લાગુ પડે છે. પુષ્ટિભક્તિ ભગવત્કૃપાથી જ થાય છે, કોઈ પણ પ્રકારના સાધનથી થતી નથી. ઉપનિષદમાં આવેલાં સૃષ્ટિપ્રતિપાદક વાક્યો ભગવાનનું માહાત્મ્ય દર્શાવે છે, અને तत्त्वमसि જેવાં અભેદપ્રતિપાદક વાક્યો 'બ્રહ્મ પોતાનો આત્મા હોવાથી સ્નેહપાત્ર છે' એમ સિદ્ધ કરે છે. આ પ્રમાણે ઉપનિષદનાં સર્વ વાક્યો–સૃષ્ટિપ્રતિપાદક અને અભેદપ્રતિપાદક વાક્યો–મળીને ભક્તિનું પ્રતિપાદન કરે છે. ઉપનિષદમાં એવાં પણ વાક્યો છે કે જેમાં ભગવત્પ્રાપ્તિને માટે, અન્યત્ર દર્શાવેલાં સાધનોનો નિષેધ કરીને, કેવલ ભગવાનની કૃપા–વરણ, અનુગ્રહ–નો ઉપદેશ કરવામાં આવેલો છે. આ વાક્યોની વ્યવસ્થા કરવાને માટે

વલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ–અનુગ્રહમાર્ગ, પુષ્ટિભક્તિ–નો સ્વીકાર કરેલો છે, અને એ પ્રકારે શ્રુતિને ન્યાય આપેલો છે. જીવની કૃતિથી સિદ્ધ થતું જે જ્ઞાનભક્તિરૂપી સાધન છે તેનો શાસ્ત્ર બોધ કરે છે, અને આ શાસ્ત્રવિહિત જ્ઞાન અને ભક્તિથી જે મુક્તિ મળે છે તે મર્યાદા કહેવાય છે. જ્ઞાન અને ભક્તિ વિનાના જીવોને પણ જ્યારે ભગવાન્ પોતાના સ્વરૂપના બલથી પોતાની પ્રાપ્તિ કરાવે ત્યારે તે પુષ્ટિ કહેવાય છે.[૫૨] અર્થાત્ સાધન વિના પોતાના સ્વરૂપબલથી જ્યારે ભગવાન્ કાર્ય કરે ત્યારે એ પુષ્ટિ કહેવાય છે. આ શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત પુષ્ટિમાર્ગ કેવલ ભગવાનની કૃપાથી જ સિદ્ધ થાય છે, અને પ્રમાણમાર્ગ–મર્યાદામાર્ગ–થી વિલક્ષણ છે. 'પુષ્ટિ' વેદના મંત્રોમાં અનેકવાર સામાન્ય અર્થમાં આવે છે. પુષ્ટિ એટલે પોષણ અને પોષણનો અર્થ ભગવાનનો અનુગ્રહ. (ભાગ. ૨. ૧૦. ૪). પુષ્ટિમાર્ગનો દૃષ્ટાન્ત ગોપીજન છે. ગોપીજન જેવાં નિસ્સાધન જીવોનો ઉદ્ધાર પૂર્ણ પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણ જ પોતાના સ્વરૂપ-બલથી જ કરી શકે છે, કારણ કે ભગવાન્ શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય વિશેષતઃ નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરવાને માટે છે. શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધમાં ભગવાનની બાલ્યકાલની વ્રજમાં નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરનારી લીલાનું વર્ણન છે. આ લીલામાં ભગવાનનું જે સ્વરૂપ છે તે સર્વથા પુષ્ટિસ્વરૂપ છે, અને તેથી તે જ સ્વરૂપની સેવા કરવાની પ્રાપ્ત થાય છે.

જ્ઞાનનિષ્ઠાથી સર્વજ્ઞતા આવે છે, ધર્મનિષ્ઠાથી ચિત્તની પ્રસન્નતા થાય છે, અને ભક્તિનિષ્ઠાથી કૃષ્ણ પ્રસન્ન થાય છે. કલિયુગમાં આ ત્રણ માર્ગો સંભવિત નથી, તેથી ભક્તિથી કૃષ્ણની સેવા કરવાથી–પ્રપત્તિથી–કલિયુગ પણ ફલરૂપ થઈ જાય છે. જે જ્ઞાની ભક્ત છે અને જેની દૃષ્ટિએ અક્ષરબ્રહ્મ એ ભગવદ્ગૃહ અથવા ધામ છે તેનો ભગવાનમાં–પૂર્ણ પુરુષોત્તમમાં–લય થાય છે, અને જે કેવલ ભક્ત છે તેનો પુરુષોત્તમની સાથે સાયુજ્ય થાય છે, અને પછી ભગવાનની કૃપાથી જ તે નિત્યલીલાનો–ભજનાનન્દનો–આસ્વાદ કરે છે, ભગવાનની રાસલીલાનો આનન્દ ભોગવે છે.[૫૩] આનન્દ ત્રણ પ્રકારનો હોય છેઃ વિષયાનન્દ, બ્રહ્માનન્દ અને ભજનાનન્દ. વિષયાનન્દ કરતાં બ્રહ્માનન્દ શ્રેષ્ઠ છે, અને બ્રહ્માનન્દ કરતાં ભજનાનન્દ શ્રેષ્ઠ છે. આચાર્ય કહે છે કે બ્રહ્મભાવ કરતાં ભગવદ્ભક્તોનું ઘર ઉત્તમ છે. ભક્ત પોતાના જીવનમાં, ગૃહસ્થાશ્રમમાં રહીને, ભગવાનની સેવાથી અહંતામમતાત્મક સંસારનો નાશ થતાં, પોતાના ઘરને ભગવન્મય બનાવીને આ જગતમાં દિવ્ય આનન્દ મેળવી શકે છે. પોતાના ચિત્તને ભગવાનમાં પરોવવું એનું નામ સેવા છે, અને માનસી સેવા ઉત્તમ છે. માનસી સેવા સિદ્ધ કરવાને માટે તનુજા અને વિત્તજા એ બે પ્રકારની ગૌણ સેવાઓ છે. તનુજા સેવાથી અહંતાનો નાશ થાય છે, જ્યારે વિત્તજા સેવાથી મમતાનો નાશ થાય છે. પોતાના શરીરનો ભગવત્સેવામાં સર્વ પ્રકારે વિનિયોગ કરવો એનું નામ તનુજા સેવા છે. પોતાના કુટુમ્બ, દ્રવ્ય અને સર્વ પદાર્થોનો ભગવત્સેવામાં વિનિયોગ કરવો એનું નામ વિત્તજા સેવા છે. સેવા કરવાનો અધિકાર બ્રહ્મસંબંધથી સર્વ પ્રકારે શુદ્ધ થયા પછી જ પ્રાપ્ત થાય છે. श्रीकृष्णः शरणं मम એ શરણમંત્રનો ગુરુ પાસેથી ઉપદેશ લઈને બાલ્યાવસ્થામાં જ વૈષ્ણવત્વ સિદ્ધ કરવાનું હોય છે. પછી આત્મનિવેદન કરીને ભગત્સેવાનો અધિકાર પ્રાપ્ત કરવાનો હોય છે. શ્રાવણ શુકલ એકાદશીની રાત્રીએ ભગવાને વલ્લભાચાર્યને આજ્ઞા કરી કે જીવો બ્રહ્મથી છૂટા પડી ગએલા છે અને તેથી દુઃખ થયા કરે છે; તેમને ફરીથી બ્રહ્મની સાથે સંબંધ કરાવીને સર્વ દોષોની નિવૃત્તિ કરીને સેવા-માર્ગમાં પ્રવર્તાવો. બ્રહ્મસંબંધ કરતી વખતે જે મંત્ર બોલવામાં આવે છે તે ગદ્યમંત્ર કહેવાય છે.[૫૪] તેનું

---

૫૨ પુષ્ટિમાર્ગની વધારે માહિતી માટે જુવો ગો. હ. ભટ્ટઃ વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ, ઇન્ડિ. હિસ્ટો. ક્વાર્ટલી, વર્ષ ૯, ૧૯૩૩, પૃષ્ઠ ૩૦૦–૩૦૬; પ્રો. મ. ગ. શાસ્ત્રીઃ શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ (બીજી આવૃત્તિ), પૃષ્ઠ ૧૪૧–૨૦૪.

૫૩ રાસલીલાના સ્વરૂપ અને તાત્પર્ય માટે જુવો ગો. હ. ભટ્ટઃ તામસફલપ્રકરણ સુબોધિનીનો ગુજરાતી અનુવાદનો ઉપોદ્ઘાત. પ્રો. મ. ગ. શાસ્ત્રી, શુદ્ધાદ્વૈત° પૃષ્ઠ ૧૬૫–૨૦૪.

૫૪ આ મન્ત્ર નીચે પ્રમાણે છેઃ—

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहम्, कृष्ण तवास्मि ।

તાત્પર્ય આ છેઃ–હજારો વર્ષથી કૃષ્ણથી છૂટા પડેલા જીવનો આનન્દ તિરોહિત થઈ ગએલો છે; તેથી તે જીવ ભગવાન્ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે હે ભગવન્ કૃષ્ણ! દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અને અન્તઃકરણ; આ બધાના ધર્મો; સ્ત્રી, ગૃહ, પુત્ર, કુટુમ્બ, ધન ઇત્યાદિ—આ બધું મારા આત્મા સાથે આપને હું સમર્પણ કરૂં છું; હું દાસ છું; હે કૃષ્ણ! હું તમારો છું. આ પ્રકારે જીવે યોગ્ય ગુરુ[૫૫] પાસેથી બ્રહ્મસંબંધ લઈને પોતાનું સર્વસ્વ ભગવાન્ શ્રીકૃષ્ણને જ, બીજા કોઈ પદાર્થને નહિ, સમર્પિત કરવાનું હોય છે. આત્મનિવેદન, આત્મસમર્પણ, કર્યા પછી બધા પદાર્થોની શુદ્ધિ થતાં જીવે ભગવાનના સેવક તરીકે જ પોતાનું જીવન ગાળવાનું હોય છે. ભગવત્સેવા જ મુખ્ય છે અને અન્ય સર્વ ગૌણ છે. આચાર્યે દર્શાવેલું ભક્તનું આ આદર્શજીવન સર્વથા સ્પૃહણીય છે. કલિયુગમાં ભગવત્પ્રાપ્તિના સર્વ માર્ગો નષ્ટ થઈ ગએલા છે તેથી ભગવાન્ શ્રીકૃષ્ણના શરણ વિના બીજો કોઈ માર્ગ અત્યારે સંભવિત નથી એમ વલ્લભાચાર્ય બહુ સ્પષ્ટતાથી કહે છે. ભગવાનને પ્રસન્ન કરવાનું એક જ સાધન છે અને તે દૈન્ય, શરણ અથવા પ્રપત્તિ.

જેમ તત્ત્વચિન્તકોએ જગતનું પૃથક્કરણ કરીને સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારો દર્શાવેલા છે તેમ વલ્લભાચાર્યે પણ એક અભિનવ દૃષ્ટિથી જનસમાજનું નિરીક્ષણ કરીને જીવોના પુષ્ટિ, મર્યાદા અને પ્રવાહ એ ત્રણ પ્રકારો આપેલા છે. પુષ્ટિ જીવો ભગત્કૃપાથી ભગવાનની સ્નેહાત્મક સેવા કરે છે; મર્યાદા જીવો શાસ્ત્રમાં જણાવેલા વિધિ અને નિષેધના નિયમોનું પાલન કરીને શાસ્ત્રની મર્યાદા પ્રમાણે, ભગવાનની માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભક્તિ કરે છે; અને પ્રવાહજીવો સંસારમાં તન્મય બનીને પ્રવાહમાં તણાયા કરે છે. પુષ્ટિભક્તમાં પણ ચાર અવાન્તર વિભાગો હોય છેઃ (૧) શુદ્ધ, (૨) પુષ્ટિ, (૩) મર્યાદા, અને (૪) પ્રવાહ. શુદ્ધ પુષ્ટિભક્તમાં કેવલ નિરુપધિક પ્રેમ હોય છે અને ગોપીજનોની માફક તે અતિદુર્લભ છે. પુષ્ટિ પુષ્ટિભક્ત સર્વજ્ઞ હોય છે; મર્યાદા પુષ્ટિભક્ત ગુણજ્ઞ હોય છે; જ્યારે પ્રવાહ પુષ્ટિભક્ત ભગવદ્વિષયક ક્રિયામાં આસક્ત હોય છે.

આ પ્રમાણે શુદ્ધાદ્વૈતવેદાન્તનાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલનો અતિસંક્ષેપમાં વિચાર કર્યા પછી એક પ્રશ્નનો વિચાર કરવા જેવો છે. અને તે એ કે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વલ્લભાચાર્યનું વૈશિષ્ટ્ય શું? વલ્લભાચાર્યની પહેલાં, અને શંકરાચાર્યની પહેલાં પણ, સવિશેષબ્રહ્મવાદ, બ્રહ્મપરિણામવાદ, જગત્સત્યત્વ, અને જ્ઞાનકર્મસમુચ્ચયના સિદ્ધાન્તો પ્રચલિત હતા, અને તેમનો સ્વીકાર ઓછા વત્તા પ્રમાણમાં રામાનુજાચાર્ય ઇત્યાદિ વૈષ્ણવ આચાર્યોએ કરેલો છે. અદ્વૈતની એક પ્રકારની ભાવનામાં પણ ભાસ્કરાચાર્યનો સિદ્ધાન્ત અસ્તિત્વમાં હતો. પ્રપત્તિ, અનુગ્રહ અને ભક્તિના સિદ્ધાન્તો એક રૂપમાં કે બીજા રૂપમાં સુવિદિત હતા. વલ્લભાચાર્યે આ બધા વિચારોની સમાલોચના કરીને પોતાના તત્ત્વજ્ઞાનમાં નીરક્ષીરન્યાયે સ્વાભાવિક રીતે ઉપયોગ કરેલો છે. રામાનુજાચાર્ય ઇત્યાદિ આચાર્યોની માફક વલ્લભાચાર્ય પણ શંકરાચાર્યને માટે 'માધ્યમિકનો અપર અવતાર' (અણુભાષ્ય ૨. ૩. ૧૮); 'ભગવાનનો નવમ અવતાર' (અણુ૦ ૧. ૧. ૧૨); 'મહાસાહસિક' (અણુ૦ ૧ ૧. ૩); 'અન્તઃપ્રવિષ્ટચોર' 'અતિધૃષ્ટ' (અણુ૦ ૨. ૧. ૧૪); 'મન્દમતિ' (અણુ૦ ૨. ૧. ૨૭) ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ કરે છે, અને 'પ્રચ્છન્ન બૌદ્ધ' છે એમ દર્શાવનારૂં પુરાણનું વાક્ય પણ આપે છે. (અણુ૦ ૨. ૨. ૨૬). આ પ્રમાણે વેદાન્તદર્શનનો કેટલોક વારસો વલ્લભાચાર્યને મળેલો છે. સમ્પ્રદાયમાં પ્રાચીન કાલથી એવી માન્યતા છે કે વલ્લભાચાર્ય વિષ્ણુસ્વામીના મતને અનુસરનારા છે. વાસ્તવિક રીતે વલ્લભાચાર્ય શુદ્ધાદ્વૈતવેદાન્ત અને પુષ્ટિમાર્ગની બાબતમાં સર્વથા સ્વતંત્ર છે, કારણ કે આચાર્ય પોતાના ગ્રન્થોમાં કહે છે કે 'હું અગ્નિનો અવતાર છું, અને મને વ્યાસના ગ્રન્થો–ભાગવત અને બ્રહ્મસૂત્રો–નું યથાર્થ વ્યાખ્યાન કરવાને માટે કૃષ્ણે આજ્ઞા કરી છે', (અણુ૦ ૨. ૨. ૨૬; સુબોધિની ૧. ૧. ૧, કારિકા ૫); વિષ્ણુસ્વામીના મતને તામસ કહીને પોતાના મતને નિર્ગુણ કહે છે, (સુબોધિની ૩. ૩૨. ૩૭); અને સર્વોત્તસ્તોત્ર જેવી આચાર્યની નામાવલીમાં કોઈ પણ સ્થળે વિષ્ણુસ્વામીની સાથે

---

૫૫ વલ્લભાચાર્ય ગુરુનું લક્ષણ આ પ્રમાણે આપે છેઃ—

कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम्। श्रीभागवततत्त्वज्ञं भजेत् जिज्ञासुरादरात्॥

(તત્ત્વદીપનિબન્ધ, સર્વનિર્ણયપ્રકરણ, શ્લોક ૨૨૫)

સંબંધ દર્શાવનારું પદ નથી.[૫૬] વલ્લભાચાર્ય તૈત્તિરીય શાખાના હોવાથી નૈસર્ગિક રીતે તેમણે તૈત્તિરીય ઉપનિષદનો પરિપૂર્ણ વિચાર કરેલો છે, અને તેથી ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તેમણે શ્રુતિમૂલક અપૂર્વ સિદ્ધાન્તો દર્શાવીને એક મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું છે. પરબ્રહ્મનું રસાત્મક આનન્દમય સ્વરૂપ, પરબ્રહ્મનું વિરુદ્ધધર્માશ્રયત્વ, જીવનો પરબ્રહ્મ પ્રતિ અત્યુત્કટ નિરુપધિક સ્નેહ, પરબ્રહ્મ જ એક પુરુષ અને સર્વ જીવો સ્ત્રી એ ભાવના, પ્રેમલ ભક્તિ, નિત્યલીલાવાદ, જીવાત્માનો રસાત્મક પરબ્રહ્મની સાથે દિવ્ય આનન્દનો અનુભવ, પરબ્રહ્મના અનુગ્રહ ઉપર સર્વથા અવલંબન, જગતને બ્રહ્મની લીલાનું સ્થાન–ક્રીડાભાણ્ડ–માનીને ભોગવાતું આનન્દમય જીવન, જગત્ એ પરબ્રહ્મના સ્વરૂપનું જ પરિણામ–સ્વરૂપપરિણામવાદ–, અવિકૃતપરિણામવાદ, અક્ષરબ્રહ્મ, અને શ્રુતિના સર્વ ભાગને પ્રમાણ તરીકે સ્વીકારીને સિદ્ધ કરેલું યથાર્થ વૈદિકત્વ; આ અને આવા અન્ય સિદ્ધાન્તો શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તની વિશિષ્ટતા છે, અને તેમાં વલ્લભાચાર્યની મૌલિકતા રહેલી છે એ સ્પષ્ટ જણાય છે. વલ્લભાચાર્યના અભિપ્રાયે ઉપનિષદો અદ્વૈતનું જ પ્રતિપાદન કરે છે; તેથી અદ્વૈતને સમ્પૂર્ણતઃ ન સ્વીકારનારા વૈષ્ણવ આચાર્યો એકદેશી છે. શંકરાચાર્ય અદ્વૈત સ્વીકારે છે એટલે તે વલ્લભાચાર્યની અતિ સમીપ જ આવે છે. પરંતુ માયા અથવા અવિદ્યાનું શરણ લઈને શંકરાચાર્ય અદ્વૈતનું જે પ્રકારે સમર્થન કરે છે તે પ્રકાર શ્રુતિપ્રમાણવાદી વલ્લભાચાર્યને ઇષ્ટ નથી. તેથી વલ્લભાચાર્ય શંકરાચાર્યને જ પ્રધાનમલ્લ તરીકે સ્વીકારે છે, અને તેમના સિદ્ધાન્તોનું ખણ્ડન કરે છે. જ્યાં શંકરાચાર્યનો અભિપ્રાય સ્વીકાર્ય જણાયો છે ત્યાં વલ્લભાચાર્યે વિના સંકોચે તે અભિપ્રાય સ્વીકાર્યો છે, અને તેથી જ વલ્લભાચાર્યના બ્રહ્મસૂત્રભાષ્યમાં અનેક સ્થળે શંકરાચાર્યના બ્રહ્મસૂત્રભાષ્યની પંક્તિઓનો સંક્ષેપ જોવામાં આવે છે. અર્થાત્ તત્ત્વજ્ઞાનના વિચારોની બાબતમાં વલ્લભાચાર્યની સમીપ જો કોઈ પણ આચાર્ય આવી શકતા હોય તો તે શંકરાચાર્ય છે. બન્ને આચાર્યો રેલ્વેના બે પાટાઓની માફક સાથે સાથે ચાલે છે. બન્ને આચાર્યોની વચ્ચે મુખ્ય ભેદ એ છે કે શંકરાચાર્ય સ્વતંત્ર તર્કથી સિદ્ધાન્ત સિદ્ધ કરીને શ્રુતિથી સમર્થન કરે છે, જ્યારે વલ્લભાચાર્ય તર્કની સર્વથા ઉપેક્ષા કરીને શ્રુતિમાં જે પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે સિદ્ધાન્ત સ્વીકારે છે. વલ્લભાચાર્ય બ્રહ્મસૂત્રકારને અનુસરીને સ્પષ્ટ રીતે કહે છે કે તત્ત્વજ્ઞાનનું શાસ્ત્ર યૌક્તિક નથી પણ શ્રૌત છે. આચાર્ય કહે છે કે (અણુ૦ ૧. ૨. ૨૮) બાદરાયણ આચાર્ય શબ્દબલવિચારક છે, જૈમિનિ શબ્દ અને અર્થ એ બેના વિચારક છે, આશ્મરથ્ય શબ્દને ગૌણ માનીને અર્થના વિચારક છે, અને બાદરિ કેવલ અર્થના વિચારક છે. આ પ્રમાણે પ્રાચીન કાલમાં પણ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ વિચાર કરનારા મહાપુરુષો થઈ ગએલા છે. અને તે જ પ્રમાણે શંકરાચાર્ય અને વલ્લભાચાર્યના દૃષ્ટિભેદને લીધે અદ્વૈતના બે પ્રકારો અસ્તિત્વમાં આવેલા છે. વળી શ્રુતિ સ્મૃતિમાં રહેલો અક્ષરબ્રહ્મનો સિદ્ધાન્ત વલ્લભાચાર્યે જ પ્રથમ વાર સ્પષ્ટરૂપે જગત્ આગળ મૂક્યો છે, તેથી વાસ્તવિક રીતે તે બાબતનો યશ વલ્લભાચાર્યને જ ઘટે છે. તેથી કેટલાક અર્વાચીન વિદ્વાનો[૫૭] જે એમ માને છે કે અક્ષરબ્રહ્મની ભાવના ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વિસ્મૃત થએલી છે અને હાલમાં તેમણે પોતે જ આ બાબત પ્રકાશમાં આણી છે, તે સ્વીકાર્ય નથી. આત્મનિવેદન, ભગવદનુગ્રહ અને પ્રેમલભક્તિ એ ત્રણ બાબતોમાં વલ્લભાચાર્યે જીવની જે ઉચ્ચ કોટિ દર્શાવેલી છે તે ઉપરથી દરેક તટસ્થ વિચારકને સ્પષ્ટ પ્રતીત થશે કે વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત–પુષ્ટિમાર્ગમાં લૌકિક વિષયવાસનાને જરા પણ અવકાશ નથી. આચાર્યના સિદ્ધાન્તમાં જે લોકો વિષયવાસના અને રંગલાપણું જુવે છે તેઓ આચાર્યને અન્યાય કરે છે. વસ્તુતઃ આચાર્યનો માર્ગ ત્યાગપ્રધાન છે, ભોગપ્રધાન નથી. આચાર્યનો અંતિમ ઉપદેશ પણ આ જ વાતનું સમર્થન કરે છે.[૫૮]

**ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ**

---

૫૬ આ વિષયનો સવિસ્તર ચર્ચા માટે જુઓ ગો. હ. ભટ્ટ: વિષ્ણુસ્વામી અને વલ્લભાચાર્ય, સપ્તમ પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૪૪૯–૪૬૫; અષ્ટમ પ્રા. પ. રિપોર્ટ, પૃ. ૩૨૨–૩૨૮.

૫૭ ડૉ. પ્રતાપરાય મોદી: અક્ષર, ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસનું એક વિસ્મૃત [illegible]રણ.

૫૮ ગો. હ. ભટ્ટ: વલ્લભાચાર્યનો અંતિમ ઉપદેશ; એનાલ્સ, ભા. ઓ. રિ. ઇ. ગ્રન્થ ૨૩, પૃ. ૬૭–૭૦, પૂના.

# अणुभाष्यानुवाद

## જિજ્ઞાસાધિકરણ

### अथातो ब्रह्मजिज्ञासा ।१।१।१।

**(કર્મ કરતાં જ્ઞાન અધિક છે) તેથી બ્રહ્મનો વિચાર આરંભાય છે.**

**ભાષ્ય:—**

વેદાન્તોનો—ઉપનિષદોનો-વિચાર આરંભવો કે નહિ તે પ્રશ્નનો વિચાર અહીં કરવામાં આવે છે. ત્યારે શું પ્રાપ્ત થયું?

(પૂર્વપક્ષ) ન આરંભવો જોઈએ. કેમ? અંગસહિત વેદનું અધ્યયન કરી તેનો અર્થ જાણવો જોઈએ. વળી, (વેદના) શબ્દો (અર્થના) બોધક છે અને તેના અર્થો લૌકિક શબ્દના અર્થોની માફક વ્યાકરણશાસ્ત્રની મદદથી સંદેહ ન રહે એવી રીતે સ્ફુટ થાય છે. અર્થ-જ્ઞાન માટે વિચારશાસ્ત્રનો આરંભ કરવો જોઈએ. હવે આ અર્થ (વેદનો અર્થ) બ્રહ્મરૂપ છે અને આ બ્રહ્મરૂપ અર્થના જ્ઞાનથી (મોક્ષરૂપ) પુરુષાર્થ સિદ્ધ થાય છે. તેથી બ્રહ્મનો વિચાર કરવો જોઈએ નહિ; કારણ કે વિચારશાસ્ત્રની મદદ વિના પણ અંગસહિત વેદના અધ્યયનથી જ અર્થનું (બ્રહ્મરૂપ વેદાર્થનું) જ્ઞાન થાય છે. (અર્થાત્ બ્રહ્મજ્ઞાન મોક્ષનું સાધન છે, પણ બ્રહ્મનો વિચાર મોક્ષનું સાધન નથી; અને બ્રહ્મનું જ્ઞાન તો અંગસહિત વેદનું અધ્ય-યન કરવાથી વ્યાકરણશાસ્ત્રથી જ થઈ જશે, એટલે બ્રહ્મનો વિચાર કરવાની જરૂર નથી, બ્રહ્મમીમાંસાની જરૂર નથી). વળી અર્થજ્ઞાન અવિહિત છે—તેનું વિધાન કરવામાં આવ્યું નથી—અને શબ્દનો વિચાર કરવામાં ન આવે તો તે અર્થનો બોધ કરી શકે નહિ, (તેથી વિચારશાસ્ત્ર આવશ્યક છે) એમ માનવું નહિ, કારણ કે 'જાણવું જોઈએ' એમ શાસ્ત્રમાં વિધાન છે; અને "ગાનાર, ઉતાવળ કરનાર, માથું હલાવનાર, લખેલું જ વાંચનાર, અર્થ ન જાણનાર અને ઝીણાકંઠવાળો-આ છ જાતના અભ્યાસકો અધમ છે" (પા. શિ. ૩૨) એ પ્રમાણે શાસ્ત્રનો બાધ પ્રાપ્ત થાય છે. શબ્દ, ચક્ષુ વગેરે ઇન્દ્રિયોની માફક, સંદિગ્ધ અર્થનું પ્રતિપાદન કરતો નથી. અને જેમ લૌકિક વાક્યમાં વ્યાકરણ વગેરે શાસ્ત્રોની મદદથી શબ્દના અર્થનો નિશ્ચય થાય છે તેમ વેદના વાક્યોમાં પણ વ્યાકરણાદિશાસ્ત્રથી શબ્દના અર્થનો નિશ્ચય થઈ શકે છે. તેની (વ્યાકરણ વગેરેની) વિરુદ્ધ (વેદના શબ્દના અર્થનો) નિર્ણય ન કરવો, કારણ કે એમ કરવાથી તે નિર્ણય અપ્રામાણિક થઈ જાય. તેથી વેદાર્થના જ્ઞાન માટે વિચારશાસ્ત્રનો આરંભ કરવો જોઈએ નહિ, (અર્થાત્ વિચારશાસ્ત્રની જરૂર નથી).

(એકદેશી) અહીં કોઈ નીચે પ્રમાણે શંકા કરે—વિચારશાસ્ત્ર વેદાર્થના જ્ઞાન માટે જ નથી પણ બ્રહ્મજ્ઞાન માટે છે. આ બ્રહ્મ આત્મરૂપ હોવાથી અને આત્મા અવિદ્યાવચ્છિન્ન હોવાથી દેહ એજ આત્મા એ ભાવનાની દૃઢ પ્રતીતિ થાય છે. અને આનાથી (દેહનાથી) ભિન્ન બ્રહ્મ ન હોવાથી એકલા વેદથી જ (હું અલ્પજીવ પરબ્રહ્મ નથી એવી) અસંભાવના

અને (દેહ જ આત્મા છે એવી) વિપરીત ભાવનાને દૂર કરે એવું જ્ઞાન ઉત્પન્ન થતું નથી, પણ ઉલટું દેહાત્મભાવનાની દૃઢ પ્રતીતિથી શ્રુતિમાં આરોપિત અર્થ અથવા સ્તુતિ છે એવી કલ્પના કરવામાં આવશે. (તેથી બ્રહ્મનો વિચાર આવશ્યક છે.)

(આ એકદેશીના મતનો પરિહાર કરતાં પૂર્વપક્ષી કહે છે કે) ના, એ પ્રમાણે નહિ; (કારણ કે) "વેદનો અર્થ અલૌકિક છે અને તેથી યુક્તિથી તેનું પ્રતિપાદન થઈ શકે નહિ, પણ તપથી, વેદમાં જણાવેલી યુક્તિથી અને પરમાત્માની કૃપાથી (વેદાર્થનું જ્ઞાન થઈ શકે છે)" (શાસ્ત્રા. ૫૬). પોતાની બુદ્ધિથી વેદનો અર્થ કલ્પીને તે કલ્પિત અર્થને માટે વિચાર કરવો એશકય નથી. પણ ઉપનિષદોમાં જે પ્રકારે બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે તે જ પ્રકારે તેને માનવું જોઈએ: જરા પણ જુદે પ્રકારે કલ્પના કરવામાં આવે તો દોષ પ્રાપ્ત થાય છે; કારણ કે "એક પ્રકારના આત્માને જે બીજે પ્રકારે સમજે છે તે આત્માનું અપહરણ કરનાર ચોર કયું પાપ નથી કરતો"? (મહા. ૧૨. ૨૨૧. ૨૭); અને "આ (વેદવિષયક) મતિને તર્કથી દોરવી નહિ" (કઠ. ૧. ૨. ૯) એમ શ્રુતિ કહે છે. વળી વિરુદ્ધ વાક્યોના શ્રવણથી તેનો નિર્ણય કરવાને માટે વિચારશાસ્ત્રની જરૂર છે એમ કહી શકાશે નહિ, કારણ કે બન્નેય પ્રકારનાં વાક્યો એક સરખી રીતે પ્રમાણભૂત હોવાથી એક પ્રકારનો નિર્ણય થઈ શકશે નહિ; અને વળી અચિન્ત્ય અને અનન્ત શક્તિ વાળા, અને બધું જ થઈ શકે એવા બ્રહ્મને વિષે કોઈ પણ પ્રકારનો વિરોધ હોઈ શકે નહિ. માટે જ ઉપનિષદોમાં જૂદાં જૂદાં ઉપાખ્યાનોમાં બોધ ન થતો હોય ત્યારે અથવા તો ઔપાધિક બોધ થતો હોય ત્યારે તપનો જ ઉપદેશ (કરવામાં આવે છે). તપનો અર્થ વિચાર ન કરવો, કારણ કે એમ કરવામાં પૂર્વના કરતાં કોઈ પણ જાતની અધિકતા નથી આવતી. માટે તપ શબ્દનો અર્થ તપશ્ચર્યા જ કરવો. (અર્થાત્ સાંગવેદાધ્યયન કર્યા પછી શિષ્ય પોતે ઉપનિષદ્વાક્યોનો વિચાર કરી શકે છે, અને જ્યારે તેમાં તેને શંકા પડે ત્યારે તે ગુરુની પાસે જાય છે, અને ગુરુ તેને વિચાર કરવાનું કહે તો તેમાં ગુરુએ પહેલાનાં કરતાં શું અધિક કહ્યું? પણ જ્યારે શિષ્ય ગુરુની પાસે સમાધાન માટે જાય છે ત્યારે ગુરુનો ઉત્તર સમાધાન આપે એવો હોવો જોઇએ. તેથી ગુરુ જે તપનો ઉપદેશ આપે છે તેનો અર્થ તપશ્ચર્યા કરવો ઘટે છે). વળી ઉપાખ્યાનોને મિથ્યા કહી શકાય નહિ, કારણ કે એમ કરવામાં વિશેષના અભાવે (બધુંય એક સરખી રીતે ઉપનિષદમાં આવેલું હોવાથી ઉપનિષદોમાં) સર્વત્ર જ મિથ્યાત્વ પ્રાપ્ત થશે; અને જેમ લોકમાં થાય છે તેમ (અહીં પણ) અપ્રામાણિકે કહેલી વિધિમાં અથવા ઉપાખ્યાનમાં અથવા બ્રહ્મસ્વરૂપમાં કોઇને પણ વિશ્વાસ આવશે નહિ. તેથી વેદમાં અક્ષરમાત્ર પણ અસત્ય અર્થનો પ્રતિપાદક ન હોવાથી વૈદિકોને સંદેહ પણ થતો નથી, તો પછી વિરુદ્ધ અર્થની કલ્પનાનો પ્રસંગ જ ક્યાંથી?

(વેદનાં અંગોરૂપી) વિદ્યાઓમાં પણ તેનું (વિચારશાસ્ત્રનું) નામ નથી. જો વેદાર્થના જ્ઞાન માટે વિચારશાસ્ત્રનો ઉપયોગ હોત તો વ્યાકરણની માફક અંગ તરીકે વિચારશાસ્ત્રની વેદાંગરૂપી વિદ્યાઓમાં ગણના કરવામાં આવી હોત. જો વિચારશાસ્ત્રને સ્વતંત્ર–વેદનિરપેક્ષ–(શાસ્ત્ર) માનવામાં આવે તો પુરાણ વગેરેની માફક મીમાંસા–બ્રહ્મમીમાંસા–પણ જૂદે પ્રકારે (બ્રહ્મનું) પ્રતિપાદન કરતી થઈ જાય; પણ 'તે ઉપનિષદ્રમ્ય પુરુષ વિષે પૂછું છું' (બૃ. ૩. ૯. ૨૬) એ શ્રુતિ વેદનિરપેક્ષ સ્વતંત્ર શાસ્ત્રનો નિષેધ કરે છે. (ઉપનિષદમાં જણાવેલા પ્રકારથી) બીજા પ્રકારનું જ્ઞાન ઉપનિષદમાં જણાવેલું ફળ આપી શકે નહિ. તેથી બ્રહ્મવિચા-

રશાસ્ત્રનો (ઉત્તરમીમાંસાનો) આરંભ ન જ કરવો જોઇએ. આ પ્રમાણે જ્યારે બ્રહ્મવિચારશાસ્ત્રની–ઉત્તરમીમાંસાની–અનાવશ્યકતા સિદ્ધ કરવામાં આવી ત્યારે તો ધર્મવિચારશાસ્ત્રની–પૂર્વમીમાંસાશાસ્ત્રની–પણ અનાવશ્યકતા સિદ્ધ જ થઈ ગઈ, કારણ કે વ્યાસરચિત બ્રહ્મમીમાંસાનું નિરાકરણ કરનારને (વ્યાસના શિષ્ય જૈમિનિએ રચેલી) ધર્મમીમાંસાનું નિરાકરણ કરવું બહુ કઠિન નથી. આ પ્રકારનો પૂર્વપક્ષ થયો.

(સિદ્ધાન્ત) પરંતુ સિદ્ધાન્ત (તો નીચે પ્રમાણે છે). મીમાંસાશાસ્ત્ર–વિચારશાસ્ત્ર–સંદેહને દૂર કરનારૂં છે અને સંદેહ (અનેક શાસ્ત્રોના અભ્યાસથી ઉત્પન્ન થતા) બુદ્ધિના દોષથી ઉત્પન્ન થાય છે. (ન્યાય વગેરે) વિરુદ્ધ શાસ્ત્રોના મિશ્રણથી (વ્યાકરણાદિ) વેદના અંગોથી (વેદના અર્થનો) નિશ્ચય થઈ શકે એમ નથી. તેથી સર્વ વસ્તુનો નિર્ણય (પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાનાં) સૂત્રોને અનુસરીને કરવો જોઇએ; નહિ તો મધ્યમ અને કનિષ્ઠ વર્ગનો અધિકારી સ્વાર્થથી (મોક્ષરૂપી પોતાના પુરુષાર્થથી) ભ્રષ્ટ થશે.

પાઠની માફક પરમ્પરાથી ગુરુમુખે જ અર્થનું પણ શ્રવણ કરવામાં આવે તો પણ પદાદિપાઠની માફક સમાનધર્મને લીધે મન્દ અને મધ્યમ અધિકારીને સંદેહ થાય, અને જેમ ત્યાં પ્રાતિશાખ્ય વગેરે ગ્રન્થોનો ઉપયોગ કરવામાં આવે છે તેમ જ અહીં મીમાંસાનો પણ ઉપયોગ થાય છે. આ જ વાત નીચે પ્રમાણે કહેવામાં આવી છેઃ—"વેદના અર્થમાં શંકા ન હોય છતાં પણ મીમાંસાનો નિર્ણય બુદ્ધિમાન્ પુરુષને માટે જેમ થાંભલો હલાવી હલાવીને રોપવામાં આવે છે તેમ મનાય છે. પરંતુ અલ્પ બુદ્ધિવાળા પુરુષને (સંદેહનું નિરાકરણ અને સિદ્ધાંતની દૃઢતા એ) બે (લાભ) મળે છે." (સર્વનિ૦ ૨૯). આ પ્રમાણે જ્યારે વિચાર આવશ્યક છે અને જ્યારે કોઈ પણ માણસે (આ વિષયમાં) નિર્ણય આપવાનો આવે ત્યારે હરિ પોતે વ્યાસરૂપ ધારણ કરી વિચારશાસ્ત્ર રચવાના આશયથી 'બ્રહ્મનો વિચાર કરવો જોઇએ' (બ્ર. સૂ. ૧. ૧. ૧) એમ કહી વિચારશાસ્ત્રનો આરંભ કરવો જોઇએ એ પ્રમાણે બોધ કરે છે. વળી (બ્રહ્મસૂત્ર) વ્યાસે રચ્યું છે તેથી પણ (બ્રહ્મવિચાર) કરવો જોઇએ.

(સૂત્રમાં) **कर्तव्य** (કરવું જોઇએ) પદ અધ્યાહાર રાખવાથી (બ્રહ્મવિચારશાસ્ત્રની) સ્વતંત્રતા–વેદનિરપેક્ષતા–રહેશે નહિ; નહિ તો જેમ **अथ योगानुशासनम्** (યોગશાસ્ત્રનો આરંભ થાય છે) (**यो. सू.** ૧. ૧) એમ કહેવાથી યોગશાસ્ત્ર ઉપનિષદથી સ્વતંત્ર થઈ જાય છે તેમ બ્રહ્મમીમાંસા પણ સ્વતંત્ર થઈ જાય, અને તેમ થાય તો (તે બ્રહ્મમીમાંસાના) જ્ઞાનનો ઉપયોગ થાય નહિ, કારણ કે 'તે ઉપનિષદમાં વર્ણવેલા પુરુષ વિષે હું પૂછું છું' (બૃ. ૩. ૯. ૨૬) એ શ્રુતિવાક્યથી જણાય છે કે બ્રહ્મ માત્ર ઉપનિષદોથી જ જાણી શકાય છે, બીજાં શાસ્ત્રોથી નહિ. તેથી જો બ્રહ્મમીમાંસા (ઉપનિષદથી) સ્વતંત્ર થાય તો બ્રહ્મમીમાંસામાંથી પ્રાપ્ત થયેલું જ્ઞાન (ઉપનિષદદ્વારા જાણવા યોગ્ય) બ્રહ્મનું જ્ઞાન થઈ શકે નહિ.

અથવા (**कर्तव्य** પદને) અધ્યાહાર રાખવા કરતાં (સૂત્રમાંના) **अथ** શબ્દનું અધિકારના-આરંભના-અર્થમાં જ વ્યાખ્યાન કરવું. વેદના અધ્યયનની પછી (બ્રહ્મવિચારનો આરંભ કરવો એ અર્થ) તો સિદ્ધ જ છે, કારણ કે વેદનું અધ્યયન ન કરેલું હોય એવો માણસ વિચાર કરવાને લાયક નથી. તેમાં (**अथ** નો અર્થ અધિકાર કરવામાં આવે એ પક્ષમાં) સ્વતંત્રતા (રૂપી દોષ) પ્રાપ્ત થાય. પણ 'વેદના અર્થરૂપ બ્રહ્મનો વેદને અનુકૂલ વિચાર' એમ (સમજાવી) અમે તેનું (સ્વતંત્રતા દોષનું) નિરાકરણ કરીશું. અહીં શું યુક્ત છે? વ્યાખ્યાન, કારણ કે (શિષ્ટ પુરુષોએ કરેલા) વ્યાખ્યાનથી વિશેષની પ્રતિપત્તિ–વિશિષ્ટ

અર્થનો નિશ્ચય–થાય છે. જે પ્રમાણે કર્મના વિષયમાં "પણ દર્શ અને પૂર્ણમાસ ઇષ્ટિનું અમે પ્રથમ વ્યાખ્યાન કરીશું" (આશ્વ. શ્રૌ. સૂ. ૧.૧.૩) અને "તેથી પ્રથમ દર્શ અને પૂર્ણમાસ ઇષ્ટિનું અમે વ્યાખ્યાન કરીશું" (આપ. શ્રૌ. સૂ. ૧.૧) એ પ્રમાણે **અથ** શબ્દનું અધિકારના અર્થમાં વ્યાખ્યાન કરવામાં આવ્યું છે (તે પ્રમાણે અહીં પણ **અથ** શબ્દનો અર્થ 'અધિકાર' કરવો).

અથવા આ વ્યાખ્યાનપક્ષમાં આ (નીચેનાં ચાર) પ્રયોજનો સિદ્ધ થાય છે; (૧) અધિકની આકાંક્ષા રહે નહિ, (૨) અધ્યાહાર (કરવો પડે) નહિ, (૩) પુરુષાર્થ સિદ્ધ થાય, અને (૪) ઉચ્છેદ થાય નહિ. કેવી રીતે? **અથ** શબ્દ ચાર અર્થમાં વપરાય છે: (૧) મંગલ, (૨) અધિકાર (આરંભ), (૩) આનન્તર્ય અને (૪) બીજા વિષયનો ઉપક્રમ. તેમાં (**અથ** શબ્દના) શ્રવણ માત્રથી જ મંગલની સિદ્ધિ થવાથી, અને પહેલાં કોઈ બીજા વિષયની ચર્ચા કરેલી ન હોવાથી પહેલા અને ચોથા અર્થની કલ્પના સંભવતી નથી. હવે બાકી રહ્યા બે અર્થ: આનન્તર્ય અને અધિકાર. પણ આનન્તર્યમાં તો, અધ્યયન સ્વતઃસિદ્ધ હોવાથી, બીજાની આકાંક્ષા રહે છે, અને તેમ તો બીજો કોઈ વિષય ન હોવાથી વિચારશાસ્ત્ર સિદ્ધ થાય નહિ. જુવો. પ્રથમ ધર્મવિચાર પછી જ બ્રહ્મવિચાર આવે એમ નથી, કારણ કે વિપરીત ક્રમ પણ સંભવિત છે. પાઠથી પણ (ક્રમ) નક્કી થતો નથી, કારણ કે ત્યાં પણ તેમ જ (વિપરીત ક્રમનો સંભવ) છે. આચારથી પણ વ્યવસ્થા થઈ શકે એમ નથી, કારણ કે તેમાં પણ અનિયમનો સંભવ છે, અને (વિહિત ક્રમ પ્રમાણે ન કરવાથી) પ્રત્યવાયનું શ્રવણ નથી. ધર્માનન્તર્યનો સંભવ હોય તો પણ તેનો અધ્યયનની માફક (**અથ** શબ્દથી) બોધ કરાવવો યોગ્ય નથી, (કારણ કે અન્યથાનુપપત્તિથી સિદ્ધ જ થઈ જાય છે). આમ છે તો તેનાથી પણ અન્યની આકાંક્ષા રહે છે.

વૈરાગ્ય, શમ, દમ વગેરે (બ્રહ્મજિજ્ઞાસાની) પહેલાં સિદ્ધ નથી, કારણ કે તેમનો અભાવ છે. જ્યારે તે સિદ્ધ થાય ત્યારે (વિચારશાસ્ત્રનો) આરંભ કરવો એમ પણ કહી શકાય નહિ, કારણ કે તે પ્રમાણે માનવાથી વિચારશાસ્ત્ર અસંભવિત થઇ જાય. જુવો. (ઉપનિષદનાં વાક્યોને આધારે) બ્રહ્મને પરમ પુરુષાર્થ તરીકે જાણી, તેના જ્ઞાનને જ સાધન તરીકે જાણી, યાગ વગેરેને તેના (બ્રહ્મજ્ઞાનના) અંગ તરીકે જાણી, તેને માટે કર્મ કરતાં ચિત્તની શુદ્ધિ થાય અને પછીથી વૈરાગ્ય વગેરે ઉત્પન્ન થાય. પણ આ (ઉપર દર્શાવેલું જ્ઞાન) તો ઉપનિષદોના વિચાર વિના સંભવતું નથી, તેથી આમાં અન્યોન્યાશ્રય (દોષનો પ્રસંગ આવે છે). અને જો ઉપનિષદોના અર્થનો નિર્ણય કરેલો હોય તો વિચારશાસ્ત્ર વ્યર્થ જ થઈ જાય. વળી વિચારશાસ્ત્રનું ફલ બ્રહ્મસાક્ષાત્કાર (પણ) નથી, કારણ કે તે (વિચારશાસ્ત્ર) શબ્દનું અંગ હોવાથી (વિચારશાસ્ત્રનું ફલ બ્રહ્મસાક્ષાત્કાર છે એ પ્રમાણે) કલ્પના કરવામાં કોઈ પ્રમાણ નથી. 'તું દશમો છું' ઇત્યાદિ વાક્યમાં પ્રત્યક્ષ સામગ્રી (શબ્દ સામગ્રી કરતાં) બલવાન્ હોવાથી અને દેહ વગેરે પ્રત્યક્ષ–ચક્ષુર્ગમ્ય–હોવાથી પોતાના દેહને જોઇને હું દશમો છું એમ તે (પુરુષ) માને છે. પણ પ્રકૃત–આપણા ચાલતા–વિષયમાં આ પ્રમાણે નથી, કારણ કે તેમ માનવામાં આવે તો મનન અને નિદિધ્યાસન વિધિઓ વ્યર્થ થઈ જાય. (શાબ્દજ્ઞાનથી ઉત્તમ પુરુષને બ્રહ્મસાક્ષાત્કાર થાય અને મન્દ પુરુષને માટે મનન એ પ્રમાણે) અધિકારીઓનો ભેદ પણ કલ્પવા યોગ્ય નથી, કારણ કે શબ્દજન્ય જ્ઞાનમાં તેની (અધિકારિભેદની) કલ્પના કરવામાં કોઈ જાતનું પ્રમાણ નથી. કારણ કે શબ્દ (વન્ધ્યાપુત્ર

જેવા) અત્યન્ત અસત્ય પદાર્થના વિષયનું પણ જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે, (પણ પ્રત્યક્ષ દર્શન થતું નથી). વળી, (શબ્દમાં જ શાબ્દત્વ અને સાક્ષાત્કારત્વ એ બન્નેય જો માનવામાં આવે તો) પ્રમાણમાં સાંકર્ય આવશે, (અને તેથી પ્રમાણ બાધિત થશે). મનથી જો સાક્ષાત્કાર થાય તો તેમાં પણ તે જ પ્રમાણે (પૂર્વોક્ત બે દૂષણની પ્રાપ્તિ) થશે. તેથી પ્રથમ (સર્વને) શાબ્દજ જ્ઞાન (થાય છે) એમ માનવું, કારણ કે તે (વાત) અનુભવસિદ્ધ છે; અને હાલના શમાદિરહિત પુરુષોને પણ વેદના અર્થનું નિઃસંદિગ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય છે. વળી, (શ્રુતિ કહે છે કે વેદાન્તના અર્થનો નિશ્ચય કર્યા પછી જ સંન્યાસ લઈ શકાય છે, અને જ્યારે વેદાન્તના અર્થનો વિચાર કરવામાં ન આવે તો) સંન્યાસ પણ ઘટી શકશે નહિ.

(**अथ** નો અર્થ 'આનન્તર્ય' કરવામાં આવે તો ચાર દોષ પ્રાપ્ત થાય છે એમ હવે ભાષ્યકાર કહે છે. પ્રથમ તો સૂત્રમાં) અધ્યાહાર કરવાનો રહ્યો અને તે **कर्तव्य** વગેરે પદોનો. જો બ્રહ્મમીમાંસાનો વિચાર કરવાનું કાર્ય પોતાને માટે જ હોય તો (પ્રથમ સૂત્રનું) વાક્ય વ્યર્થ જ થઈ જાય. જો બીજાને માટે હોય તો તે અશક્ય છે, કારણ કે તેઓ–બીજાઓ–વિચાર કરી શકશે નહિ, (કારણ કે મીમાંસાનો વિચાર કરવાનું કામ અતિ કઠિન છે), અને તેથી સૂત્રકારની પોતાની બ્રહ્મમીમાંસારૂપી કૃતિ વ્યર્થ થશે. (કોઈ ઉત્તમ અધિકારી પુરુષો બ્રહ્મમીમાંસાનો વિચાર કરશે એમ જો કહેવામાં આવે તો) આ સૂત્રની અસંગતિ પણ થશે, (કારણ કે સૂત્રકાર પોતે પ્રથમ સૂત્રમાં પ્રતિજ્ઞા કરે કે 'બીજાઓએ બ્રહ્મનો વિચાર કરવો' અને પછી સૂત્રકાર પોતે જ, બીજાઓ નહિ, પછીના સૂત્રોનો આરમ્ભ કરે છે. તેથી પ્રથમ સૂત્ર બાકીનાં સૂત્રો સાથે અસંગત થઈ જાય છે.) વળી, અધિકારપક્ષમાં (મોક્ષરૂપી) પુરુષાર્થ સિદ્ધ થાય છે, આનન્તર્યપક્ષમાં નહિ. કારણ કે પહેલાં કહ્યું છે તે પ્રમાણે આનન્તર્યપક્ષમાં અન્યોન્યાશ્રય દોષ આવવાથી વિચારશાસ્ત્રને અવકાશ રહેતો નથી. વળી, તેવો (શમદમાદિસાધનવાળો) અધિકારી (વેદાન્તસૂત્રનું) ફક્ત શ્રવણ કરવાથી જ કૃતાર્થ થઈ સમાધિમાં લીન થઈ જશે અને તેથી તે (વેદાન્તશાસ્ત્રનું) પ્રવચન કરી શકશે નહિ, એટલે (વેદાન્ત) શાસ્ત્રનો અંત આવશે. (શ્રવણમાત્રથી બ્રહ્મસાક્ષાત્કાર થાય એમ જો માનવામાં આવે તો) બ્રહ્મજિજ્ઞાસાશાસ્ત્રનો વિરોધ પ્રાપ્ત થશે, કારણ કે સૂત્રકારે પોતે જ આગળ ઉપર (તૃતીય અધ્યાયમાં) વૈરાગ્ય વગેરે સાધનોનું નિરૂપણ કરેલું છે. તેથી (આનન્તર્યપક્ષ) અનેક દોષવાળો હોવાથી અધિકારપક્ષ જ ઉત્તમ છે.

**जिज्ञासा** એટલે જાણવાની ઇચ્છા, તેનો આરંભ ન થઈ શકે (કારણ કે તે કૃતિસાધ્ય નથી), એમ કહેવું નહિ, કારણ કે અહીં **जिज्ञासा** પદનો અર્થ વિચાર છે. અને તેથી જ **जिज्ञासितुमिच्छेत्** (**शा. भा. १. १. १**) (જિજ્ઞાસાની–વિચારવાની–ઇચ્છા કરવી) એમ (શબરસ્વામી જેવા) પ્રાચીન વિદ્વાનોએ પ્રયોગ કરેલો છે. **जिज्ञासा** પદથી એમ બોધ થાય છે કે બ્રહ્મજ્ઞાન પુરુષાર્થનું સાધન હોવાથી ઇષ્ટ–ઇચ્છાનો વિષય–છે, અને તે (બ્રહ્મજ્ઞાન વિષેની) ઇચ્છા પૂરી કરવાને માટે વિચારશાસ્ત્ર આરંભાય છે.

કર્મ વગેરે કરતાં (બ્રહ્મ) જ્ઞાન જ (મોક્ષરૂપી) પુરુષાર્થનું સાધન છે, તેથી બ્રહ્મજ્ઞાન માટે વિચારશાસ્ત્રનો આરંભ કરાય છે એમ **अतः** શબ્દનો અર્થ છે.

(બ્રહ્મજિજ્ઞાસાનો) અધિકારી તો ત્રૈવર્ણિક જ (છે), કારણ કે વેદના અધિકારીથી અન્ય પુરુષ વેદના વિચારનો અધિકારી છે એમ કલ્પી શકાય નહિ. અલ્પબુદ્ધિવાળા માણ-

સને વેદનો અર્થ નહિ સમજાય, માટે ત્રૈવર્ણિકમાં બુદ્ધિવાળો (ત્રૈવર્ણિક) એમ અધિકારીનું વિશેષણ કલ્પવાની જરૂર નથી; (કારણ કે) કર્મમાં જેમ આંધળા, લૂલા વગેરે માણસો (ફલ મેળવી શકતા નથી) તેમ ઘર વગેરે સંસારના પદાર્થોમાં આસક્તિવાળા માણસો મનન વગેરે ન કરી શકવાથી બ્રહ્મસાક્ષાત્કાર કરી શકશે નહિ.

પૂર્વમીમાંસાથી બ્રહ્મમીમાંસાની ગરજ સરશે નહિ, કારણ કે પૂર્વમીમાંસામાં (બ્રહ્મવિચારની **अथातो ब्रह्मजिज्ञासा** એ પ્રમાણે) પ્રતિજ્ઞા કરવામાં આવી નથી, તેમ તેમાં તે વિષયનો વિચાર પણ જોવામાં આવતો નથી. જગતનું કારણ પરમાત્મા છે કે પ્રકૃતિ છે કે પરમાણુઓ છે એ સંદેહ ઉત્પન્ન થતાં પૂર્વમીમાંસામાં (તે સંદેહ દૂર કરનારૂં) એક પણ અધિકરણ નથી.

અહીં નીચે પ્રમાણે કોઈ પૂર્વમીમાંસક શંકા કરે છે. (પૂર્વમીમાંસામાં) **अथातो धर्मजिज्ञासा (पू. मी. सू. १. १. १)**–તેથી પછી ધર્મનો વિચાર કરવો જોઇએ–એમ ધર્મવિચારની પ્રતિજ્ઞા કરીને, (**सोमेन यजेत** ઇત્યાદિ) વિધિવાક્યોનો અર્થ યાગાનુકૂલ ભાવના છે એમ કહીને (**औत्पत्तिक० पू. मी. सू. ૧. ૧. ૫** એ સૂત્રમાં શબ્દની નિરપેક્ષતા દર્શાવી તેનું) પ્રામાણ્ય સિદ્ધ કરીને (શબ્દ અને અર્થ વિષેના) બધા સંદેહોનું નિરાકરણ કરવામાં આવ્યું છે. હવે બ્રહ્મજ્ઞાન પણ ધર્મ છે, કારણ કે (બ્રહ્મજ્ઞાન) 'આત્મા તરીકે જ ઉપાસના કરવી જોઈએ' (બૃ. ૧. ૪. ૭), 'સ્તુત્ય આત્માની ઉપાસના કરવી જોઈએ' (બૃ. ૧. ૪. ૧૫), 'તે બ્રહ્મ છે એમ ઉપાસન કરવું' (તૈ. ૩. ૧૦. ૪), 'અરે આત્માનું દર્શન કરવું જોઇએ' (બૃ. ૨. ૪. ૫) વગેરે વિધિવાક્યોનો જ અર્થ છે (અને વિધિવાક્યોનો અર્થ ધર્મ થતો હોવાથી બ્રહ્મજ્ઞાન પણ ધર્મ જ છે), અને 'યોગ વડે આત્માનું દર્શન કરવું એ જ પરમ ધર્મ છે' (યા. સ્મૃ. ૧. ૮) એ સ્મૃતિ પણ છે. (આ સ્મૃતિમાં તો આત્મદર્શનને સ્પષ્ટ રીતે ધર્મ કહેવામાં આવ્યું છે). સૃષ્ટિ વગેરેનું નિરૂપણ કરનારાં (**यतो वा इमानि भूतानि** જેવાં) વાક્યો અર્થવાદરૂપ છે, કારણ કે (તે સૃષ્ટ્યાદિવાક્યોમાં કેટલેક સ્થળે આત્માના કર્તૃત્વાદિ) ધર્મનો આરોપ કરવામાં આવ્યો છે, (અને કેટલેક સ્થળે) તેનો અપવાદ કરવામાં આવ્યો છે, અને તે પ્રકારે (તે સૃષ્ટ્યાદિવાક્યો) વિધેય ઉપાસનાના વિષય–આત્મા–ની સ્તુતિ કરે છે. (અર્થાત્ તે વાક્યોનું તાત્પર્ય સ્વાર્થમાં નથી). વળી, 'જ્ઞાન વગેરે, (ચક્ષુરાદિ) પ્રમાણ અને (ઘટ વગેરે) વસ્તુના ઉપર આધાર રાખતાં હોવાથી, કૃતિસાધ્ય નથી અને તેથી તેમનું વિધાન થઈ શકે નહિ', એમ કહેવું નહિ, કારણ કે તે (જ્ઞાન વગેરે) સર્વથા અસાધ્ય નથી. અને (કર્મ સાક્ષાત્ કૃતિસાધ્ય છે, જ્યારે જ્ઞાન તેવું નથી એ પ્રમાણે કર્મ અને જ્ઞાન એ બેમાં કલ્પવામાં આવતો) પ્રકારભેદ (જ્ઞાનનું વિધાન ન થઈ શકે એ વાત) સિદ્ધ કરી શકશે નહિ. પણ (યાગ અને તેનાથી ઉત્પન્ન થતું અપૂર્વ એ બધાય ધર્મના કારણભૂત ક્રિયાઓમાં પુરુષનો પ્રયત્ન હોય છે, તેથી અહીં (જ્ઞાનવિષયમાં પણ) (બુદ્ધિની વિશિષ્ટ અવસ્થારૂપ બ્રહ્માકાર) વૃત્તિને ઉત્પન્ન કરવામાં અથવા (ચક્ષુરાદિ ઇન્દ્રિયોરૂપી) પ્રમાણને અનુકૂલ કરવામાં (પુરુષના પ્રયત્નની અપેક્ષા હોવાથી) તે પુરુષકૃતિથી સાધ્ય છે. અન્યથા (જ્ઞાન સર્વથા–સાક્ષાત્ અને પરમ્પરયા–પુરુષકૃતિસાધ્ય નથી અને તેથી અવિધેય છે એમ માનવામાં આવે તો) વેદાન્તીના સિદ્ધાન્તમાં પણ મનન વગેરે શાસ્ત્ર વ્યર્થ થઈ જાય અને સાધનોનું પ્રતિપાદન કરનારી (**तपसा ब्रह्म विजिज्ञासस्व** જેવી) શ્રુતિઓનો વિરોધ પ્રાપ્ત થાય. જે (વાદી) એમ કહે છે કે (જ્ઞાન) કોઈ પણ ક્રિયાનું ફલ થઈ શકે નહિ (અર્થાત્ જ્ઞાન કોઈ

પણ રીતે કૃતિસાધ્ય નથી જ) તે વાદીને પણ જ્ઞાન માટે ગુરુ પાસે જવું વગેરે પ્રયત્નો તો કરવાના જ રહ્યા. (અર્થાત્ જ્ઞાન સર્વથા કૃતિ-અસાધ્ય નથી). માટે (વેદાન્તવાકયોમાં) જ્યાં વિધિનું શ્રવણ ન હોય ત્યાં પણ વિધિ કલ્પીને ત્યાંનાં વાકયોને અને પદોને વિધિના અંગ તરીકે ગણવાં; એટલે આ બ્રહ્મમીમાંસાનું પ્રયોજન નથી. આમ (સર્વત્ર વિધિ) નહિ માનો તો (પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડમાં ભિન્ન ભિન્ન વિષયોનું નિરૂપણ થશે અને તેથી બન્નેય કાણ્ડો એક જ શાસ્ત્ર છે એ સિદ્ધાન્તનો) વિરોધ પણ પ્રાપ્ત થશે.

અહીં એકદેશી નીચે પ્રમાણે કહે છે–બ્રહ્મવિચારનો જ આરંભ કરવો, ધર્મવિચારનો નહિ, કારણ કે સર્વ વેદનો વિભાગ કરનાર વેદવ્યાસે ધર્મવિચાર કર્યો નથી અને ધર્મવિચારનું ફલ (સ્વર્ગ, મોક્ષ કરતાં) તુચ્છ છે, (કારણ કે સ્વર્ગમાંથી પાછા આવવું પડે છે, જ્યારે મોક્ષ નિત્ય છે). વળી કલ્પસૂત્રમાં જણાવેલા પ્રકાર પ્રમાણે કોઈ પણ જાતના સંદેહ વિના યજ્ઞાદિ થઈ શકશે, (અને આમાં પણ જો સંદેહ પડે તો પછી) આચારની પરંપરા પ્રમાણે પણ યજ્ઞાદિ થઈ શકશે. આમાં પણ જો સંદેહ થાય તો પછી કલ્પસૂત્રના ભાષ્યને અથવા તો યાજ્ઞિકોને જ અનુસરવામાં આવે છે, પૂર્વમીમાંસકને નહિ, તેથી અંગસહિત વેદનું અધ્યયન કરનાર પુરુષ સંદેહ વિના યજ્ઞાદિ કરી શકે છે, એટલે પૂર્વમીમાંસાનું પણ કામ નથી. વળી, પરમ કૃપાળુ વેદે સંસારીઓને સંસારમાંથી મુક્ત કરવાને ચિત્તશુદ્ધિને માટે (અર્થાત્ ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ આપવાને માટે) કર્મો દર્શાવ્યાં છે એમ નિશ્ચય થાય છે, કારણ કે જો આ પ્રમાણે ન હોય તો કૂવામાં આંધળાઓને પાડનારો માણસ જેમ અપ્રામાણિક ગણાય છે તેમ વેદને પણ અપ્રામાણિક થવાનો ભય પ્રાપ્ત થાય છે. પૂર્વમીમાંસા તો વેદના તાત્પર્યથી વિપરીત અર્થનો–અનિત્ય સ્વર્ગનો–બોધ કરે છે; તેથી પણ તેનો આરંભ ન કરવો જોઈએ.

(પૂર્વમીમાંસક વાદી સમાધાન કરે છે કે) શું (પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્ને કાણ્ડોનો) વિચાર જ ન કરવો? કે (એકલા) પૂર્વકાણ્ડનો વિચાર ન કરવો? પ્રથમ વિકલ્પ સંભવતો નથી, કારણ કે (પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બન્ને પક્ષમાં સમાન દોષ હોવાથી, અથવા બન્નેનો વિચાર ન કરવાનો હોવાથી) તુલ્યતા છે અને (તમે ઉત્તરમીમાંસાવાળાઓએ જ વિચારનું) સમર્થન કરેલું છે. બીજા વિકલ્પમાં (**अक्ताः शर्करा उपदधाति** એ વિધિવાકયમાં ઘૃત, તેલ વગેરે દ્રવ્યોમાં અંજન કરવારૂપી સમાન ધર્મ હોવાથી) સામાન્ય ન્યાયથી–સમાન ધર્મથી–થતા સંદેહનું નિવારણ કરવા માટે પ્રાતિશાખ્યની માફક પૂર્વમીમાંસાનો ઉપયોગ પડશે. પૂર્વકાણ્ડમાં કર્મના ફળ તરીકે અનિષ્ટ–તુચ્છ–સ્વર્ગનું જે નિરૂપણ કરવામાં આવ્યું છે તે પૂર્વમીમાંસાનો દોષ નથી પણ પૂર્વમીમાંસાના વિચારકોનો–પૂર્વમીમાંસાસૂત્રના ભાષ્યકારોનો–છે, કારણ કે તેમના સ્વભાવમાં ભેદ છે. વળી, (યાગાદિનું જ્ઞાન આપવાને માટે પૂર્વમીમાંસા) આવશ્યક હોવાથી પણ (તેનો વિચાર કરવો જોઈએ), કારણ કે નિવૃત્ત થયેલા પુરુષોને પણ ચિત્તશુદ્ધિને માટે યાગાદિના જ્ઞાનની જરૂર છે. વળી, જુદા જુદા આશ્રમને માટે યજ્ઞના કાયિક, વાચિક અને માનસિક એવા જુદા જુદા પ્રકારો છે. તેમાં પ્રથમ આશ્રમવાળાને–બ્રહ્મચારીને–(સ્વાધ્યાયના અધ્યયનરૂપ) વાચિક યજ્ઞ, બીજા અને ત્રીજા આશ્રમવાળાને–ગૃહસ્થ અને વાનપ્રસ્થને–(અગ્નિહોત્રાદિરૂપ) કાયિક યજ્ઞ, અને ચોથા આશ્રમવાળાને–સંન્યાસીને–ધ્યાનરૂપી માનસિક યજ્ઞ–આ પ્રમાણે જુદા જુદા આશ્રમીઓને માટે જુદા જુદા યજ્ઞો છે. માટે એકલા ધર્મવિચારથી જ (મોક્ષ સુધીનું ફળ મળવાથી)

કામ સરી જાય છે તો પછી બીજા (બ્રહ્મવિચાર)ની શી જરૂર છે? આ પ્રમાણે (પૂર્વપક્ષ) પ્રાપ્ત થાય તાં (અમે-સિદ્ધાન્તી-નીચે પ્રમાણે) કહીએ છીએ.

(**आत्मेत्येवोपासीत** ઇત્યાદિ ઉપનિષદ્વાક્યોમાં) ઉપાસના ધર્મરૂપ હોવા છતાં પણ (તે ઉપાસનાનો વિષય) બ્રહ્મ ધર્મરૂપ નથી, કારણ કે તે બ્રહ્મ જ્ઞાનરૂપ છે (અને તેથી તે કૃતિથી સાધ્ય નથી). ધર્મ તો ક્રિયારૂપ છે. વળી, અર્થવાદોનો ઉપયોગ ધર્મની માફક બ્રહ્મમાં કરી શકાશે નહિ, કારણ કે (બ્રહ્મમાં) ઉત્પત્તિ, પ્રકાર અને ફલ એ ત્રણ પ્રકારની વિધિનો અભાવ છે, (કારણ કે બ્રહ્મ નિત્ય, સદા એકરસ અને પોતાનું જ ફલરૂપ છે.) અહીંઆં-બ્રહ્મકાણ્ડમાં-તો (સૃષ્ટ્યાદિવાક્યોનો) ઉપયોગ (બ્રહ્મના) માહાત્મ્યના જ્ઞાન માટે છે અને માહાત્મ્યજ્ઞાનનો જે પ્રકારે બ્રહ્મસાક્ષાત્કારમાં ઉપયોગ થાય છે તે પ્રકાર ચતુર્થાધ્યાયમાં (**आदित्यादिमतयः** ૪. ૧. ૬ એ સૂત્રમાં) કહેવામાં આવશે. ઉપાસના, દર્શન વગેરે પદો મનના વ્યાપારનો જ બોધ કરે છે, (અને મનોવ્યાપારનો વિષય બ્રહ્મ હોવાથી બ્રહ્મની મુખ્યતા જતી રહેતી નથી). વિચારશાસ્ત્રનો પણ બ્રહ્મજ્ઞાનમાં કેવી રીતે ઉપયોગ થાય છે તે આગળ ઉપર (**उभयव्यपदेशाधिकरण** માં ૩. ૨. ૩૭માં) કહેવામાં આવશે. વળી ઉપનિષદોએ પ્રતિપાદન કરેલું બ્રહ્મનું જ્ઞાન પણ કર્મમાં ઉપયોગી છે, કારણ કે (શ્રુતિ કહે છે કે) 'મનુષ્ય જે (કર્મ) વિદ્યા, શ્રદ્ધા અથવા ઉપનિષદથી કરે છે તે જ (કર્મ) વધારે વીર્યવાળું બને છે' (છા. ૧. ૧. ૧૦). તેથી જ જનક વગેરે બ્રહ્મવેત્તાઓના જ કર્મમાં સર્વે દેવો હાજર હોય છે. જો આ પ્રમાણે ન હોય તો ઉપનિષત્પ્રતિપાદ્ય બ્રહ્મના જ્ઞાનના અભાવે (કર્મ) આભાસરૂપ જ-નામનું જ-થઈ જાય છે (અને તેથી તે ફલ આપી શકતું નથી). બ્રહ્મરૂપ આત્માના વિજ્ઞાનથી દેહ વગેરેનો અધ્યાસ ન રહે અને તેથી કર્તૃત્વના અભાવે (બ્રહ્મવિદોનો) કર્મમાં અધિકાર હોઈ શકે નહિ, એમ પણ કહેવું નહિ, કારણ કે નિરધ્યસ્ત દેહાદિથી જ કર્મ કરી શકવાનો સંભવ છે, અને તેથી જ જીવન્મુક્તોને બધા વ્યાપારો હોય છે. સ્મૃતિ પણ તે જ કહે છે—"યોગી તત્ત્વવેત્તા જોતો હોય, સાંભળતો હોય, સ્પર્શ કરતો હોય, સુંઘતો હોય, ખાતો હોય, ગમન કરતો હોય, ઉંઘતો હોય, શ્વાસ લેતો હોય, બડબડતો હોય, વિસર્જન કરતો હોય, પકડતો હોય, (આંખો) ઉઘાડતો હોય અથવા મીંચતો હોય તો પણ તેણે 'ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં રમી રહી છે એમ ધારી હું કાંઈ જ પણ કરતો નથી એમ માનવું.' બ્રહ્મમાં અનુસંધાન કરી, સંગનો ત્યાગ કરીને જે માણસ કર્મો કરે છે તે (માણસ) જલથી નિર્લિપ્ત રહેલા જલકમલની માફક પાપથી લેપાતો નથી." (ભ. ગી. ૫. ૮-૧૦).

તેથી બ્રહ્મવિદોએ જ કરેલું કર્મ શુભ ફલવાળું હોય છે. માટે ધર્મના-કર્મના-વિચારકોને પણ બ્રહ્મનો વિચાર કરવાનો જ રહ્યો. તેથી (આ બ્રહ્મવિચારશાસ્ત્રની) ગતાર્થતા નથી, પૂર્વમીમાંસાથી ગરજ સરી જતી નથી, અને તેથી તેનો (બ્રહ્મમીમાંસાનો) અનુપયોગ પણ નથી.

(વૈરાગ્યની પછી બ્રહ્મમીમાંસાનો આરંભ કરવો એવું માનનારો આનન્તર્યપક્ષવાદી શંકા કરે છે)-અરે! (પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ) ફલને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો પુરુષ (બ્રહ્મમીમાંસાનો) અધિકારી છે. વિચારશાસ્ત્રનું ફલ શાબ્દજ્ઞાન છે, તેનું (શાબ્દજ્ઞાનનું ફલ) મનનાદિ દ્વારા અનુભવ-સાક્ષાત્કાર-છે, અને તેનું (સાક્ષાત્કારનું ફલ) અનર્થને-સંસારને-દૂર કરી પરમાનન્દની પ્રાપ્તિ છે. આ પ્રમાણે વિરક્ત અને અનર્થનો ત્યાગ કરવાની અને પરબ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો (માણસ) (વિચારશાસ્ત્રનો) અધિકારી કેમ ન થાય? કારણ કે

"શબ્દબ્રહ્મમાં નિષ્ણાત થએલો માણસ જો પરબ્રહ્મમાં નિષ્ણાત ન થાય તો જેમ વાંઝણી અથવા દૂધ ન આપનારી ગાયનું રક્ષણ કરનારને શ્રમરૂપી જ ફલ મળે છે તેમ તેને (પણ) ફલમાં શ્રમ જ મળે છે એમ હું માનું છું" (ભાગ. ૧૧. ૧૧. ૧૮). આ પ્રમાણે ભગવાનના વચનથી પરબ્રહ્મરૂપી ફલ વિનાના અને શાબ્દજ્ઞાનવાળા માણસની નિન્દા કરવામાં આવી છે. (અર્થાત્ વૈરાગ્યની પછી જ બ્રહ્મમીમાંસાનો આરંભ થાય છે).

(ઉપર પ્રમાણે શંકા કરવામાં આવે તો તેના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે) ના, ફલની ઇચ્છાનો (બ્રહ્મમીમાંસાના અધિકારનો નિર્ણય કરવામાં) ઉપયોગ નથી, કારણ કે (**ब्रह्मविदाप्नोति परम्** એ) બીજા વાક્યથી જ પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ ફલનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અર્થજ્ઞાન (**ज्ञेयः** એ પ્રમાણે વિધાન હોવાથી સંધ્યાની માફક) આવશ્યક-નિત્ય-છે, અને તેથી પણ ફલ મેળવવાની ઇચ્છાવાળો માણસ બ્રહ્મમીમાંસાનો અધિકારી થતો નથી, (કારણ કે નિત્ય કર્મમાં કામના સંભવી શકતી નથી). (ભાગવતમાં આવેલો) નિન્દારૂપી અર્થવાદ તો મનનાદિ વિધિવાક્યોના સંબંધમાં છે એમ માનવું.

(શંકા) (પ્રથમ સૂત્રમાં) બ્રહ્મના વિચારની પ્રતિજ્ઞા કરવામાં આવેલી હોવાથી (બીજા અધ્યાયમાં આવેલા) વિરોધનિરાકરણ વગેરેની પ્રતિજ્ઞા થઈ શકશે નહિ, અને (વિરોધ-નિરાકરણ વગેરે) ન કહેવું એમ પણ કહી શકાય નહિ, કારણ કે (તેમ કરવાથી) સંદેહ વિનાનું જ્ઞાન ઉત્પન્ન નહિ થાય એવો પ્રસંગ પ્રાપ્ત થશે.

(ઉત્તર) (ના, એમ નહિ થાય, કારણ કે) **ब्रह्मणः** (બ્રહ્મનું)માં કર્મવાચક ષષ્ઠી નથી, પણ શેષ-સંબંધ-વાચક ષષ્ઠી છે; અને તેથી બ્રહ્મની સાથે સંબંધવાળી અને બ્રહ્મજ્ઞાનને ઉપયોગી સર્વ જ (વસ્તુની) પ્રતિજ્ઞા થઈ છે એમ જાણવું. '(આ પ્રમાણે બ્રહ્મસંબંધી બાબતોનો વિચાર કરવામાં આવે તો બ્રહ્મને) ગૌણતા પ્રાપ્ત થશે અને તેની જિજ્ઞાસા કરવામાં નહિ આવે' એમ માનવું નહિ; કારણ કે એકલા બ્રહ્મમાં (તો) સંદેહ છે જ નહિ; અને જેમાં સંદેહ છે તે જ બાબતનો વિચાર કરવાનો હોય છે. ('બ્રહ્મસંબંધી બાબતોની જિજ્ઞાસા' એ પ્રમાણે અર્થ કરવાથી બ્રહ્મને જે ગૌણત્વ પ્રાપ્ત થાય છે તે) ગૌણત્વ તો શબ્દથી જ છે, અર્થથી નહિ. વેદનું પ્રામાણ્ય પણ બધાં (આસ્તિક) દર્શનોમાં સિદ્ધ હોવાથી તેનો વિચાર કરવામાં આવતો નથી. તેથી (સર્વધર્મવાળા) બ્રહ્મનો વિચાર કરવો જોઈએ એમ સિદ્ધ થયું. ૧

# જન્માદ્યધિકરણ

વળી, બ્રહ્મવિચારમાં કોઈને જિજ્ઞાસા થાય કે બ્રહ્મનું લક્ષણ અને પ્રમાણ શું? તો સૂત્રકાર કહે છે કે

## जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ।।१।१।२।।

**જેમાંથી આ જગતની ઉત્પત્તિ વગેરે છે (તે બ્રહ્મ); કારણ કે શાસ્ત્રમાં બ્રહ્મને જગતના કારણ તરીકે વર્ણવવામાં આવ્યું છે.**

(શંકા) આ બાબતમાં સંદેહ કેવી રીતે થાય? કારણ કે શ્રુતિ જ કહે છે કે "બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનન્ત છે." (તૈ. ૨. ૧). વળી, આ (સૂત્રમાં આપેલું કાર્યલક્ષણ) પણ

વિરુદ્ધ છે, કારણ કે જો બ્રહ્મનું સ્વરૂપલક્ષણ આપવામાં આવ્યું ન હોય તો કાર્યલક્ષણ આપી શકાય નહિ, અને તે (બ્રહ્મનું જગત્કર્તૃત્વ) હજુ વિવાદનો વિષય છે. બ્રહ્મ જગતનું કર્તૃ છે એ વાત બધા સ્વીકારતા નથી. વેદમાં (બ્રહ્મનું જગત્કર્તૃત્વ) કહેવામાં આવ્યું છે એટલે વેદ જ, (બીજું–અનુમાન વગેરે–નહિ), બ્રહ્મનું પ્રમાણ છે એમ કહી શકાય નહિ. વળી, આ પ્રકારનો વિચાર વ્યર્થ છે. વસ્તુનું જ્ઞાન લક્ષણ અને પ્રમાણથી જ થાય છે, અને તે (જ્ઞાન) તો સ્વરૂપલક્ષણથી જ થાય છે, તો આનું (સૂત્રોક્ત કાર્યલક્ષણનું) શું પ્રયોજન? માટે (આ સૂત્રમાં આપેલું બ્રહ્મનું કાર્યલક્ષણ) અયોગ્ય છે એમ અમને જણાય છે.

(ઉપરની શંકાનું સમાધાન) નીચે પ્રમાણે આપવામાં આવે છે:—

આ વ્યાસરચિત બ્રહ્મમીમાંસાશાસ્ત્ર વેદપ્રામાણ્યવાદીઓના સંદેહને દૂર કરે છે. પરબ્રહ્મમાં રહેલી ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ વિષે અહીં સંદેહ થાય છે.

સૂત્રકાર કાંઈ શ્રુતિનું વ્યાખ્યાન કરવા પ્રવૃત્ત થયા નથી, પણ સંદેહનું નિવારણ કરવાને. હવે "સત્ય, જ્ઞાન, અનન્ત" (તૈ. ૨. ૧), "નિત્ય, શુદ્ધ, મુક્તસ્વભાવવાળું (બ્રહ્મ)" (નૃ. ઉ. તા. ૯) વગેરે શ્રુતિથી બ્રહ્મ કર્તૃત્વ વગેરે પ્રાપંચિક ધર્મોથી રહિત છે એમ સમજાય છે; જ્યારે "જેમાંથી આ પ્રાણીઓ જન્મે છે, જન્મીને જેના વડે જીવે છે અને જેના તરફ જઈને પ્રવેશ કરે છે" (તૈ. ૩. ૧) એ શ્રુતિથી બ્રહ્મનું કર્તૃત્વ જણાય છે. આથી અહીં સંદેહ થાય છે કે બ્રહ્મ કર્તૃ છે કે અકર્તૃ? શું પ્રાપ્ત થયું? અકર્તૃ. કેવી રીતે? "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એ પ્રધાન વાક્ય છે, કારણ કે તેનો ફલની સાથે સંબંધ છે. ઋચાએ પણ તેનું વિવરણ કર્યું છે કે "બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનન્ત છે; જે (પુરુષ) હૃદયાકાશમાં સ્થાપેલા બ્રહ્મને જાણે છે તે પરમવ્યોમને વિષે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે." (તૈ. ૨. ૧). ફલને માટે બ્રહ્મજ્ઞાન છે, અને ફલ ફલવાક્યમાં કહેલા (પરત્વરૂપી) ધર્મના જ્ઞાનથી જ થાય છે, બીજે પ્રકારે નહિ. **पर** (તૈ. ૨. ૧) ના વિવરણ તરીકે જ બ્રહ્મને જગતના કર્તા તરીકે વર્ણવવામાં આવ્યું છે. **पर** કેવું છે એમ પ્રશ્ન થતાં તૈત્તિરીય શ્રુતિ કહે છે કે "જે સર્વાન્તર આનન્દ છે." તે (પરબ્રહ્મ) સર્વાન્તર કેવી રીતે છે એમ આકાંક્ષા થતાં તેનો પરિચય કરાવવાને માટે ભૂત અને ભૌતિક સૃષ્ટિનું વર્ણન કરીને તેના (પરબ્રહ્મના) ગૌણ આનન્તર્યનો (શ્રુતિમાં) પરિહાર કરવામાં આવ્યો છે; અને (અન્નબ્રહ્મોપાસનારૂપી) ગૌણ ઉપાસનાના ફલને મુખ્ય બ્રહ્મના જ્ઞાનનું (બ્રહ્માનન્દપ્રાપ્તિરૂપ) જે ફલ છે તેના અંગ તરીકે વર્ણવવામાં આવ્યું છે. ત્યાં બીજાના (પૂર્વકાણ્ડમાં વર્ણવેલા પ્રજાપતિના અથવા સાંખ્યોની પ્રકૃતિના) કર્તૃત્વનો બ્રહ્મમાં આરોપ કરીને તે આરોપનો અનુવાદ પણ સંભવે છે. તેથી "ખરેખર! ભૃગુ વારુણિ" (તૈ. ૩. ૧) એ ઉપાખ્યાનમાં પણ (તે ઉપાખ્યાન) બ્રહ્મનો પરિચય કરાવનારૂં હોવાથી, ગૌણ–આરોપિત–કર્તૃત્વનો જ અનુવાદ છે, કારણ કે તેમાં ફલનું વર્ણન કરવામાં આવ્યું નથી. (તેથી બ્રહ્મનું કાર્યલક્ષણ સંભવતું નથી) એ પ્રમાણે પૂર્વપક્ષ છે.

પણ સિદ્ધાન્ત નીચે પ્રમાણે છે:—

બ્રહ્મ ખરેખર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનાર છે, કારણ કે વેદે તે (કર્તૃત્વ) દર્શાવ્યું છે. તે કર્તૃત્વ અન્યથા–આરોપિત, ગૌણ–થવાને યોગ્ય નથી. (આમાં) શ્રુતિનો વિરોધ નથી; કલ્પસૂત્રનો પણ વિરોધ નથી; (કારણ કે) બ્રહ્મ સર્વભવનસમર્થ હોવાથી અચિન્ત્ય ઐશ્વર્યવાળું છે. ૭–૮

પ્રથમ તો વેદ જ કર્તૃત્વનો બોધ કરે છે અને વેદ પરમ આપ્ત–સત્યવક્તા–છે, અને (તેથી) તે અક્ષરમાત્ર પણ અન્યથા–આરોપિત અર્થ–કહેતા નથી. નહિ તો સર્વત્ર જ તેમાં–બ્રહ્મમાં–અવિશ્વાસ થવાનો પ્રસંગ આવે. વળી (બ્રહ્મના) કર્તૃત્વમાં (કોઈ જાતનો) વિરોધ નથી, કારણ કે સત્યત્વાદિ ધર્મોની માફક કર્તૃત્વ પણ ઘટી શકે છે. જો (બ્રહ્મ) સર્વથા ધર્મરહિત હોય તો સામાનાધિકરણ્યનો વિરોધ થાય–સામાનાધિકરણ્ય ઘટી શકે નહિ–કારણ કે (બ્રહ્મના સ્વરૂપલક્ષણમાં આવેલા) સત્ય, જ્ઞાન વગેરે પદોનું સામાનાધિકરણ્ય ધર્મભેદથી જ ઘટે છે. વળી, દેહ વગેરેના અધ્યાસથી કરવામાં આવેલું હોવાથી કર્તૃત્વ એ સંસારીનો–જીવનો–ધર્મ છે, એમ માનવું નહિ; (કારણ કે) પ્રાપંચિક કર્તૃત્વમાં તે જ પ્રમાણે–દેહાધ્યાસથી–કરાયેલું હોય છે. પણ અલૌકિક કર્તૃત્વમાં નહિ. તેથી જ (સૂત્રકાર) **अस्य** (આનું) એમ કહે છે. (સૂત્રમાં) **अस्य** પદ છે અને તે પ્રકારે **इदम्** શબ્દ આપણી આગળ દેખાતા જગતનો બોધ કરે છે. મનથી પણ જેની રચના કલ્પી શકાય નહિ એવા અનેક ભૂત, ભૌતિક, દેવ, તિર્યક્, મનુષ્ય તથા અનેક લોકની અદ્ભુત રચનાથી યુક્ત કોટિ બ્રહ્માણ્ડરૂપ (પ્રપંચ)ની અનાયાસે ઉત્પત્તિ, સ્થિતિ અને ભંગ કરવો એ લૌકિક (કાર્ય) નથી. પ્રતીતનો–જે વસ્તુ લોકમાં જણાય છે તેનો–નિષેધ કરવો યોગ્ય છે, લોકમાં ન જણાએલા તથા શ્રુતિમાં જણાવેલા પદાર્થનો નહિ. (શ્રુતિમાં જણાવેલા) સત્યત્વ વગેરે (ધર્મો) લૌકિક હોય, તો પછી સર્વનો નિષેધ થતાં બ્રહ્મ વિષેનું અજ્ઞાન જ પ્રાપ્ત થાય. વળી, 'સત્યત્વ વગેરે લોકમાં નથી જ, કારણ કે (તે તો) વ્યવહાર પૂરતાં જ છે, અને કારણમાં–બ્રહ્મમાં–રહેલું જ સત્યત્વ જગતમાં ભાસે છે' એમ કહેવું નહિ. જો એમ છે તો પછી કર્તૃત્વનો એવી રીતે કેમ સ્વીકાર કરવામાં આવતો નથી? (અને જો કર્તૃત્વ સ્વીકારવામાં આવે તો) "કર્તા, કરાવતા હરિ છે" એ સ્મૃતિનો પણ સ્વીકાર થાય છે. કર્તૃત્વ આરોપિત છે એમ કહી શકાય નહિ; જો એમ થાય તો કર્તૃત્વ બીજાનું–બ્રહ્મવ્યતિરિક્ત પદાર્થનું–થાય. પ્રથમ તો તે કર્તૃત્વ પ્રકૃતિનું સંભવતું નથી, કારણ કે આગળ સૂત્રકાર પોતે જ (ઈક્ષિત્યધિકરણમાં) તેનો નિષેધ કરનાર છે. વળી, તે જીવોનું પણ સંભવતું નથી, કારણ કે તેઓ સ્વતંત્ર નથી. બીજા (આધુનિક) પદાર્થોનું પણ તે સંભવતું નથી, કારણ કે જડ અને જીવ એ બન્નેનો નિષેધ કરવામાં આવ્યો છે. તેથી (શ્રુતિપ્રતિપાદિત અલૌકિક) કર્તૃત્વ બ્રહ્મનું જ છે. એ પ્રમાણે ભોક્તૃત્વ પણ (બ્રહ્મનું જ છે). વળી, કોઈ પણ શ્રુતિ (બ્રહ્મના) કર્તૃત્વનો નિષેધ કરતી નથી. (શ્રુતિપ્રતિપાદિત કર્તૃત્વ અને અકર્તૃત્વનો) વિરોધ જણાયાથી જો (કર્તૃત્વનો નિષેધ કરનારી) શ્રુતિ કલ્પવામાં આવે તો તે કલ્પિત શ્રુતિ લૌકિકનો–જીવના કર્તૃત્વનો–નિષેધ કરે છે (એમ જાણવું). ફલવાક્યમાં પણ નહિ દર્શાવેલા (કર્તૃત્વ વગેરે) ગુણોનો ઉપસંહાર કરવો જોઈએ.

હવે સૂત્રનો અર્થ આ પ્રમાણે છે. જન્મ (આવિર્ભાવ) છે પ્રથમ અવયવ જેમનો (એવા સ્થિતિ, પ્રલય અને અભિસંવેશ) એ પ્રમાણે અવયવસમાસ હોવાથી (અહીં) અતદ્ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ છે. અથવા, આદિ શબ્દ વડે જન્મથી માંડીને બધા ભાવવિકારોનું ગ્રહણ થાય છે. અર્થાત્ જન્મ અને આદિ એમ સમાહારદ્વન્દ્વ થયો. **आदि** શબ્દ પ્રાથમ્યરૂપ ધર્મનો વાચક છે અને તે પ્રાથમ્યરૂપ ધર્મ પોતાના સંબંધીનો–આશ્રય અને નિરૂપકનો–બોધ કરે છે. કારણ કે તે પ્રાથમ્યધર્મને ઉભયની–આશ્રય અને નિરૂપકની–અપેક્ષા રહે છે. ઉત્પત્તિનો બોધ (**जन्म** શબ્દથી) થએલો હોવાથી બીજા જ ભાવવિકારોનો બોધ (**आदि** શબ્દ) કરે છે, તેથી **आदि** શબ્દથી બીજા (પાંચ) ભાવવિકારોનું (લક્ષણાથી) ગ્રહણ થાય

છે. અથવા, જન્મનું આદિત્વ (સંભવી શકે) નહિ, કારણ કે જગતના જન્મ પહેલાં તે જન્મના આધારનો–જગતનો–અભાવ છે. બીજા (ભાવવિકારો) તો આદિમાન્ છે, કારણ કે તેમના પહેલાં તેમનો આધાર–જગત્–અસ્તિત્વમાં છે. તેથી **आदि** શબ્દ પોતાના આદિત્વનો–આધારરૂપી જે સત્ ધર્મ–અસ્તિત્વધર્મ–તેનો બોધ કરે છે, અને તેના ધર્મોનો (વિપરિણામ વગેરેનો પણ) ઉપલક્ષક છે. અથવા, ગમન અને પ્રવેશના મધ્યમાં (કાર્યનો કારણથી) ભેદ હોવાથી 'જન્મ છે આદિ જેમનો' એ પ્રમાણે વિગ્રહ કરવો; અને જાતિની (વિકારત્વની અથવા ક્રિયાત્વની) અપેક્ષાએ (**जन्मादि** એમ) એકવચન છે. જન્મ તો શ્રુતિમાં જણાવેલો હોવાથી સિદ્ધ છે.

અથવા, આ ગૌરવ વગેરે દોષવાળી કલ્પનાનું શું પ્રયોજન છે? (માટે) જન્મ છે આદ્યનો–આકાશનો–જેમાંથી (તે બ્રહ્મ, એ પ્રમાણે સૂત્રનો અર્થ કરવો). "ખરેખર, તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું" (તૈ. ૨. ૧) એ શ્રુતિનો જ (અહીં) વિચાર કરાય છે; કારણ કે તેનો ફલ સાથે સંબંધ છે. તેથી એક સ્થળે સિદ્ધ થએલો શાસ્ત્રાર્થ બીજા પ્રકારમાં પણ (સમજવો). "જેમાંથી ખરેખર આ" (તૈ. ૩. ૧) આ શ્રુતિમાં વિસ્ફુલિંગની (અગ્નિની ચણગારીઓની) માફક સર્વની ઉત્પત્તિ વર્ણવવામાં આવેલી છે; અહીં તો ક્રમવાર સૃષ્ટિ છે એ તફાવત છે. આ પ્રમાણે (**जन्माद्यस्य** એ શ્લિષ્ટ પ્રયોગથી) બધા જ પ્રકારોનું સૂચન થઈ ગયું એમ જાણવું. બ્રહ્મના વિચાર પ્રસંગે બ્રહ્મ પણ વિષય હોવાથી 'તે બ્રહ્મ' એમ એની મેળે સમજાય છે, એટલે **तद् ब्रह्म** એ પદોના અધ્યાહારની જરૂર નથી.

શાસ્ત્રમાં (પ્રતિપાદિત) યોનિ–કારણ–એટલે શાસ્ત્રયોનિ; અર્થાત્ શાસ્ત્રમાં (બ્રહ્મને જગતના) કારણ તરીકે કહેવામાં આવેલું છે તેથી (બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ વગેરે થાય છે). શાસન–આજ્ઞા–કરે છે તે શાસ્ત્ર, એટલે વેદ. પૂર્વકાણ્ડમાં આવેલાં પૂર્વસૃષ્ટિવાકયોનો સંગ્રહ કરવાને માટે (**शास्त्र** એ) સામાન્ય શબ્દ (સૂત્રમાં) વાપરવામાં આવ્યો છે. આ (બ્રહ્મ) જ (જગતનું) કારણ છે, બીજું નહિ, એ વાત અમે આગળ ઉપર (ત્રીજા સૂત્રમાં) સમજાવીશું. બીજા મતોમાં છે તેમ જન્મ વગેરે વિકારરૂપ નથી, પણ આવિર્ભાવ અને તિરોભાવ જ છે. આ વાત આગળ ઉપર તદનન્યત્વાધિકરણ (બ્ર. સૂ. ૨. ૧. ૧૪–૧૬) માં કહેવામાં આવશે. નામલીલાનો–શબ્દોનો–પણ જગતમાં જ સમાવેશ થઈ ગયેલો હોવાથી તેનું પૃથક્ નિરૂપણ કરવામાં આવ્યું નથી.

કેટલાક ભાષ્યકારો સૂત્રનો વિભાગ કરીને રૂપપ્રપંચ અને નામપ્રપંચની (બે) જૂદી પ્રતિજ્ઞા કરીને **समन्वय** વગેરે સૂત્રોને જ હેતુ તરીકે વર્ણવે છે અને અન્વય ઘટાવવાને માટે **अतति**–જે વ્યાપે છે તે–**अत**: શાસ્ત્રમાં વર્ણવેલી યોનિ–કારણ–બનનાર (બ્રહ્મ) એમ વ્યાખ્યાન કરે છે. આ (અર્થ) સૂત્રકારને સંમત નથી એમ (અમને) ભાસે છે. તેથી (બ્રહ્મ) જગતનું નિરંકુશ કર્તૃ હોવાથી સર્વજ્ઞ અને સર્વશક્તિવાળું છે એમ સિદ્ધ થાય છે.

(પૂર્વમીમાંસકોની શંકા) સર્વ વેદ બ્રહ્મના જગત્કર્તૃત્વમાં પ્રમાણ નથી, કારણ કે પૂર્વકાણ્ડનાં જૂદાં જૂદાં ઉપાખ્યાનોમાં તપ, યજ્ઞ વગેરેથી યુક્ત પ્રજાપતિ વગેરે જ જગતનું કારણ છે એમ જોવામાં આવે છે. તે–પ્રજાપતિ વગેરે—(નોકરની માફક) અવાન્તર કારણ છે એમ માની શકાય નહિ, કારણ કે (ત્યાં) પ્રજાપતિ વગેરેથી અન્યનું શ્રવણ નથી. ઉત્તરકાણ્ડમાં તો (કર્તૃત્વ અને અકર્તૃત્વ એમ) બેનું પ્રતિપાદન હોવાથી વિરોધ આવે છે, અને (તેથી) સંદેહ થાય છે. મીમાંસા સંદેહ દૂર કરે તો પણ (બેમાંથી) એકનો અપ્રમાણ થવાનો પ્રસંગ

આવે. જો બન્નેનું ( કર્તૃત્વ અને અકર્તૃત્વનું ) સમર્થન કરવામાં આવે તો વિચારશાસ્ત્ર નિરર્થક થઈ જાય, કારણ કે વેદના પ્રમાણથી જ તે બન્ને ( કર્તૃત્વ અને અકર્તૃત્વ ) સિદ્ધ થાય છે. વેદમાં બાધિત અર્થવાળું વચન નથી એમ પણ કહેલું જ છે.

વળી, ઉપનિષદો વેદનું–વેદોક્ત કર્મનું–અંગ છે કે વેદ–પ્રયોગ કરાવનારાં વેદવાક્યો–છે? પ્રથમ ( વિકલ્પ ) નહિ, કારણ કે ( યજ્ઞમાં ) ઉપનિષદોનો ઉપયોગ નથી. કોઈ પણ પ્રકરણનો ઉદ્દેશ ન હોવાથી–સર્વસાધારણ હોવાથી–ઉપનિષદોનો વેદોક્ત કર્મમાં ઉપયોગ કરવામાં આવે તો પૂર્વકાણ્ડના વિચારથી જ બધું કામ સરી જાય છે, (તેથી ઉત્તરમીમાંસા જ નકામી છે ), અને ( ચૌદ ) વિદ્યામાં તેમની ( ઉપનિષદોની ) ગણના કરવી યોગ્ય છે. બીજો ( વિકલ્પ પણ ) નહિ, કારણ કે ઉપનિષદો યજ્ઞનું પ્રતિપાદન કરતાં નથી, અને તેમનામાં મન્ત્ર અને બ્રાહ્મણના ભાગ નથી. તેથી વેદાન્તો વેદની ખારી ભૂમિ જેવા છે એટલે તેમનો વિચાર કરવાનું શું પ્રયોજન ?

( ઉત્તર ) એમ નહિ. ( ઉપનિષદો ) વેદ છે જ, કારણ કે તેમનું અધ્યયન વગેરે થાય છે, અને (તેમનું પણ સ્મરણ થાય છે, તે કોઈની કૃતિ નથી એમ) સ્મૃતિવાક્ય છે. (પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એમ) બધો જ વેદ પોતાના (મુખ્ય, અલૌકિક) અર્થમાં પ્રમાણ છે. (ઉત્તરકાણ્ડમાં) જો તે અર્થ યજ્ઞ ન હોય તો બ્રહ્મ હોય. આથી (યજ્ઞથી અતિરિક્ત બ્રહ્મનું પ્રતિપાદન કરવાથી ઉત્તરકાણ્ડનું ) વેદત્વ જતું રહેતું નથી, કારણ કે તે પ્રમાણે થાય તો ( અવેદત્વનો ) કોઈ પણ એકમાં અતિપ્રસંગ આવે. અગ્નિહોત્રાદિ વગેરેમાંના કોઈ પણ એકમાં સમાવેશ કર્યા વિના ( પણ ) (અર્થવાદ વગેરેનું) વેદત્વ કહી શકાય છે. તેથી બ્રહ્મનું પણ પ્રતિપાદન કરનારાં ઉપનિષદો વેદત્વરહિત નથી. (વેદમાં) મન્ત્ર અને બ્રાહ્મણનું લક્ષણ પણ અમે જોઈએ છીએ. ઋચા જ મન્ત્ર; જે બ્રહ્મનું પ્રતિપાદન કરે તે બ્રાહ્મણ; તેના ( બ્રાહ્મણના ) અંગ તરીકે સૃષ્ટિ વગેરેનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદો. જો કે ( બ્રહ્મજ્ઞાનનું ) વિધાન નથી છતાં પણ તેવા જ પ્રકારનું ( બ્રહ્મ જગત્કર્તૃ છે એવું ) જ્ઞાન ( પરપ્રાપ્તિરૂપ ) ફલ આપી શકે છે, તેથી ( બધું ) યુક્ત છે એમ અમને જણાય છે. ( ઉત્તરકાણ્ડની ) પૂર્વકાણ્ડથી ( વિધિ ન હોવા છતાં પણ વાક્યાર્થના જ્ઞાનથી ફલ પ્રાપ્ત થાય છે એ ) વિલક્ષણતા ભૂષણરૂપ છે. ( પૂર્વ અને ઉત્તર એ ) બન્ને કાણ્ડો પરસ્પર ઉપકારક છે એ બતાવવાને માટે ( સૂત્રમાં **शास्त्र** એવું ) સાધારણ પદ મૂકવામાં આવ્યું છે. "જે વિદ્યાથી કરે છે" ( છા. ૧. ૧. ૧૦ ) ઇત્યાદિ શ્રુતિથી બધું પૂર્વકાણ્ડનું અંગ છે એમ સિદ્ધ થાય છે. "તે આ ( પરમાત્માને ) બ્રાહ્મણો વેદાનુવચનથી જાણવાની ઇચ્છા કરે છે" ( બૃ. ૪. ૪. ૨૨ ) ઇત્યાદિથી બધું ઉત્તરકાણ્ડનું અંગ છે એમ સિદ્ધ થાય છે. કર્મકાણ્ડ અને બ્રહ્મકાણ્ડમાં ક્રિયા અને જ્ઞાન ધર્મિપરત્વે હોવાથી ઐક્ય છે, અને તેથી બધે ( પૂર્વ અને ઉત્તરકાણ્ડનાં ) વાક્યોમાં વિરોધ નથી. તેથી ( બ્રહ્મનું ) શાસ્ત્રમાં જણાવેલું ( જગતનું ) કર્તૃત્વ સિદ્ધ થાય છે.

( વૈશેષિકાદિ મતને અનુસરનારા ) કેટલાક ઈશ્વરના જગત્કર્તૃત્વની બાબતમાં જન્માદિ-સૂત્ર લક્ષણ દર્શાવનારૂં હોવાથી અનુમાન છે એમ સમજાવે છે. ( વિજ્ઞાનેન્દ્રભિક્ષુ જેવા ) બીજાઓ વળી કહે છે કે બ્રહ્મ સર્વજ્ઞ છે એ સિદ્ધ કરવામાં શ્રુતિને અનુસરતું અનુમાન પ્રમાણ છે અને તેથી ( આ **जन्मादि** સૂત્ર ) શ્રુતિનો અનુવાદ કરે છે. પણ આ અર્થનો ત્યાગ કરવો, કારણ કે "પેલા ઉપનિષદ્દગમ્ય પુરુષની હું પૃચ્છા કરૂં છું" ( બૃ. ૩. ૯. ૨૬ ) એ શ્રુતિથી ( બ્રહ્મ ) એકલા ઉપનિષદથી જ જાણી શકાય છે; અને પ્રમાણ તો ન જાણેલા

અર્થનું જ્ઞાન કરાવનારૂં હોય છે. મનન અને નિદિધ્યાસન શ્રવણનું અંગ છે. સંદેહ દૂર કરે છે માટે વિચારશાસ્ત્ર પણ તેનું (મનનનું) અંગ છે. ૨

# સમન્વયાધિકરણ

તેમાં (વિચારશાસ્ત્રમાં) આ પ્રમાણેનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ત્યાં (શ્રુતિમાં) બ્રહ્મ સમવાયિકારણ છે, કે નિમિત્તકારણ છે, કે કર્તૃ છે? આ વિચારથી શો લાભ? આ પ્રમાણે લાભ થાય. (બ્રહ્મ) જો સમવાયિ અને નિમિત્તમાંથી એક જ હોય તો (નિમિત્તકારણ સ્વીકારતાં) બ્રહ્મની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિનું બીજાની અપેક્ષા રાખ્યા વિના કાર્ય કરવાનું સામર્થ્ય જતું રહે. (બ્રહ્મને સમવાયિકારણ જ માનીએ તો) (સાંખ્ય વગેરે) બીજા મતોમાં છે તેમ (બ્રહ્મ) મૃત્તિકા વગેરેની કોટિમાં આવી જાય, (અને વિકારિ થઈ જાય). જ્યાં સુધી "જેમાંથી ખરેખર આ" (તૈ. ૩. ૧) ઇત્યાદિ શ્રુતિઓમાં (બ્રહ્મનું કારણત્વ) નિઃસંદિગ્ધ જોવામાં આવે છે ત્યાં સુધી (સમવાયિકારણ કે નિમિત્તકારણ) આવા પ્રકારનો સંદેહ શી રીતે થાય? તે સંદેહ આ પ્રમાણે થાય છે. **યતઃ**–જેમાંથી–એમાં પંચમી છે, કારણ કે પંચમીના અર્થમાં **તસિ (તઃ)** પ્રત્યય લાગ્યો છે. (**તસ્માદ્વા એતસ્માત્** એ વાક્યમાં) **આત્મનઃ**– આત્મામાંથી–એ પણ પંચમી છે. (હવે) નિમિત્તત્વ વિષે સંદેહ નથી, કારણ કે પંચમી નિમિત્તત્વની બોધક છે. (તેથી હવે) ઉપાદાનત્વમાં અને કર્તૃત્વમાં સંદેહ થાય છે, કારણ કે તે દર્શાવનારા શબ્દો શ્રુતિમાં નથી. કલ્પના કરવામાં પ્રમાણ નથી. (બ્રહ્મના) સમવાયિત્વમાં તો ઘણો સંદેહ થાય છે. આમ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

## तत्तु समन्वयात् ।१।१।३।

### તે (સમવાયિકારણ) તો (બ્રહ્મ જ) છે, કારણ કે (તેનો જગતમાં બધે) સારી રીતે અન્વય છે.

**તુ** શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિને માટે છે. બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે એ વાત શ્રુતિસિદ્ધ હોવાથી આગળ ઉપર (દ્વિતીયાધ્યાયમાં) વૈશેષિક વગેરે બીજા મતોનું નિરાકરણ કરતી વખતે બ્રહ્મ નિમિત્તકારણ છે એ બાબત કહેવામાં આવશે.

**તત્**–તે–સમવાયિકારણ–બ્રહ્મ જ છે. શાથી? કારણ કે તેનો સમન્વય છે, સારી રીતે તે બધે રહેલું છે: સત્તા, ભાન અને પ્રિયત્વે કરીને સચ્ચિદાનંદરૂપ (બ્રહ્મનો જગતમાં સર્વત્ર) અન્વય છે; નામ અને રૂપ કાર્યરૂપ હોવાથી (તે બેનો સમન્વય જગતમાં ઘટતો નથી). પ્રકૃતિ પણ સિદ્ધાન્તમાં બ્રહ્મનો અંશ હોવાથી (તેનો સમન્વય સંભવતો નથી). (દેશતઃ અને કાલતઃ) પરિચ્છેદ અને અપ્રિયત્વ અજ્ઞાનથી છે, કારણ કે જ્ઞાનથી તેનો બાધ જોવામાં આવે છે. (જગતમાંની) વિવિધતા બ્રહ્મની ઇચ્છાથી જ છે; કારણ કે જડ, જીવ અને અન્તર્યામીમાં જ (સચ્ચિદાનન્દ બ્રહ્મનો) એક એક અંશ પ્રકટ છે.

(શંકા) આમ શી રીતે?

(ઉત્તર) આવી શંકા કરશો નહિ. જેમ કોઈ એક સદ્રૂપ પદાર્થમાં ઘટ (દ્રવ્ય), રૂપ (ગુણ) અને ક્રિયા (કર્મ)માં (સત્તાનું) ઓછું વત્તું પ્રમાણ દેખાય છે તેમ જડ પદાર્થમાં

પણ ભાનત્વ અને પ્રિયત્વની પ્રતીતિ થતી હોવાથી (જડ પદાર્થમાં તેનું–ભાનત્વ અને પ્રિયત્વનું–) ઓછું વત્તું પ્રમાણ માનવું જોઈએ, કારણ કે (જડ પદાર્થમાં જ્ઞાનાંશ છે તે ક્રીડાને માટે ભગવદિચ્છાથી તિરોહિત થયો છે એટલે) તેમાં ભગવાનની ઇચ્છા નિયામક છે. વળી, પરમાણુ વગેરેનો આખા જગતમાં સરખી રીતે અન્વય સંભવતો નથી, કારણ કે જ્યાં સુધી એક (જ બ્રહ્મનો) અન્વય સંભવિત છે ત્યાં સુધી અનેક (પરમાણુ વગેરેની) કલ્પના કરવી યોગ્ય નથી. લોકમાં જેમ (કુમ્ભકાર વગેરે) અમુક કર્તા હોય છે તેમ (તન્તુ, પરમાણુ વગેરે) અમુક પદાર્થને (જગતના) ઉપાદાન–કારણ–તરીકે ગ્રહણ કરવામાં આવે તો પણ બ્રહ્મ (જગતનું મૂલ કારણ હોવાથી) સમવાયિકારણ તરીકે મટી જતું નથી. (રજતાદિ) મિથ્યા પદાર્થમાં અસ્તિત્વાદિની પ્રતીતિ થાય છે, છતાં પણ તેમાં (સત્તાના) અનારોપિત અન્વયનો અભાવ હોવાથી (રજતાદિ) (બ્રહ્મનું) કાર્ય નથી, તેમ (બ્રહ્મના સમન્વયનો) વ્યભિચાર પણ નથી. તેથી બ્રહ્મ જ સમવાયિકારણ છે. "તેણે પોતાના આત્માને પોતાની મેળે જ કર્યો" (તૈ. ૨. ૬) એ શ્રુતિ જ આ બધું કહે છે. (બ્રહ્મનું) નિમિત્તત્વ તો બધા વાદીઓને સંમત હોવાથી સ્પષ્ટ જ છે.

અહીં (રામાનુજાચાર્યાદિ) કેટલાક ભાષ્યકારો શાસ્ત્રયોનિત્વ વિષેના પૂર્વપક્ષનું (બ્રહ્મ શાસ્ત્રગમ્ય નથી એ પૂર્વપક્ષનું) નિરાકરણ કરવા માટે **'तत्तु समन्वयात्'** સૂત્ર યોજે છે. તે (અર્થ) પૂર્વપક્ષ અને સિદ્ધાન્ત એ બન્નેયને ઘટતો ન હોવાથી ઉપેક્ષા કરવા જેવો છે. તે આ પ્રમાણેઃ–જૈમિનિએ ધર્મજિજ્ઞાસાની જ પ્રતિજ્ઞા કરીને તેનું (ધર્મનું) પ્રતિપાદન કરતાં પૂર્વકાણ્ડનો (ધર્મમાં) સમન્વય દર્શાવ્યો. (મન્ત્ર અને અર્થવાદરૂપ) અવાન્તર વાક્યો (પણ) (ધર્મના) પ્રકારનું અંગ હોવાથી (ધર્મનાં જ પ્રતિપાદક છે). બધા વેદમાં ધર્મનો જ વિચાર કરવો જોઈએ એમ નથી; કારણ કે જૈમિનિના ગુરુ વ્યાસે જ બ્રહ્મજિજ્ઞાસાની પ્રતિજ્ઞા કરી છે. બન્ને (ધર્મ અને બ્રહ્મ–) વિચારશાસ્ત્રો સંદેહનું જ નિરાકરણ કરે છે. તેથી તેઓ અલૌકિક અર્થનાં (ધર્મ અને બ્રહ્મના જ્ઞાનનાં) સાધક નથી. જો તેમ હોય તો વેદોને અન્યની–મીમાં-સાની–અપેક્ષા રહે, અને તેથી તેમનું (સ્વતઃ) પ્રામાણ્ય જતું રહે; અને (જૈમિનિને વેદની કર્માર્થતા જ અભિપ્રેત હોત તો તેમણે) 'વેદની જિજ્ઞાસા' એમ જ કહ્યું હોત.

વળી, શ્રુતિ સર્વ કર્મનું સાધન અને ફલ (જ) સ્પષ્ટ રીતે કહે છે. તે શ્રુતિ કોઈને પ્રવૃત્ત કરી શકતી નથી; અને જો એમ હોય તો (ત્રૈવર્ણિકને) નરક પ્રાપ્ત થાય નહિ. પણ ખરેખર સર્વનો આત્મા હરિ જ બધે (વિહિત અને નિષિદ્ધ કર્મમાં) પ્રવર્તક છે. સ્વર્ગ મેળવવાને માટે પૂર્વકાણ્ડમાં યજ્ઞનું જ પ્રતિપાદન કરેલું છે. ખરેખર વૈદિકોને બધે (બન્ને કાણ્ડમાં) વેદનો અર્થ (કર્મ અને જ્ઞાન) સિદ્ધ જ છે, કારણ કે શ્રુતિમાં મન્ત્રો અને કર્મોના દર્શનનું શ્રવણ છે. યાગાદિક્રિયા પણ (ભગવદ્રૂપ યાગ) સિદ્ધ જેવો છે એમ દર્શાવે છે, અને વેદ પોતાના મુખ્ય અર્થનો (જ) બોધ કરે છે એમ સત્પુરુષો માને છે. ૯–૧૧

"હું અનેક પ્રકારે ઉત્પન્ન કરૂં એમ પ્રજાપતિએ ઇચ્છા કરી. તેમણે આ અગ્નિહોત્રના જોડકાને જોયું." (તૈ. બ્રા. ૨. ૧૨. ૮), "પ્રજાપતિએ અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, પૌર્ણમાસી, ઉકથ્ય, અમાવાસ્યા અને અતિરાત્ર યજ્ઞોને ઉત્પન્ન કર્યા. તેમણે જેટલો અગ્નિહોત્ર હતો તેટલો અગ્નિષ્ટોમ માપ્યો." (તૈ. સં. ૧. ૬. ૨. ૧) ઇત્યાદિ (શ્રુતિઓ કર્મોના દર્શનનું પ્રતિપાદન કરે છે).

ઉપાખ્યાનો મિથ્યા છે એમ બુદ્ધના જન્મ પહેલાં કોઈએ કહ્યું ન હતું. તેમ તે (મિથ્યાત્વ) યોગ્ય પણ નથી. જો એમ થાય તો મિથ્યા વાતનું પ્રતિપાદન કરનાર લોકની માફક વેદોનું અપ્રામાણ્ય થાય. તેથી જેઓ પૂર્વમીમાંસાનું રહસ્ય જાણતા નથી અને કહે છે કે આખા જ વેદમાં કર્મનું પ્રતિપાદન છે તે ખરેખર મૂર્ખાઓ જ છે. ઉત્તરમીમાંસાનો વાદ કરનારાઓ પણ પૂર્વકાણ્ડના કર્મના અધિકારમાં અજ્ઞાન કારણ છે એમ માનીને જે એમ કહે છે કે બ્રહ્મજ્ઞાનનો પૂર્વકાણ્ડમાં ઉપયોગ નથી તે બતાવી આપે છે કે તેઓ વેદનું ખરૂં રહસ્ય જાણતા નથી. "જે ખરેખર વિદ્યાથી કરે છે, શ્રદ્ધાથી અથવા ઉપનિષદથી તે જ વધારે સમર્થ—બળવાન્—બને છે." (છા. ૧. ૧. ૧૦) એ શ્રુતિથી સિદ્ધ જ થાય છે કે ઉપનિષદનું જ્ઞાન (કર્મમાં સહકારી) કારણ છે. વળી, એમાં (બ્રહ્મજ્ઞાનની શ્રુતિસિદ્ધ સહકારિકારણતામાં) બાધ હોવાથી તેનો ત્યાગ કરવો જોઈએ એમ કહેવું નહિ, કારણ કે બ્રહ્માત્મજ્ઞાનવાળા વસિષ્ઠ વગેરેનો જ યજ્ઞમાં (મુખ્ય) અધિકાર છે. આ પ્રમાણે આ આગ્રહથી શું? એમ કહેવું નહિ; કારણ કે (વિષ્ણુરૂપ) યજ્ઞ આવા પ્રકારનો છે, (અર્થાત્ બ્રહ્મજ્ઞાનવાળાઓ જો યજ્ઞ કરે તો જ યજ્ઞમાં વિષ્ણુ પ્રકટ થાય એ સ્થિતિ છે). વળી, કર્મના ફલની માફક "જે આ પ્રમાણે જાણે છે તે સ્થિર થાય છે; અન્નવાળો, અને અન્નનો ભોગ કરનાર બને છે; પ્રજા, પશુ, બ્રહ્મવર્ચસ્ અને કીર્તિમાં મહાન્ થાય છે" (તૈ. ૩. ૬) એ (શ્રુતિપ્રતિપાદિત) બ્રહ્મજ્ઞાનનું ફલ પણ લૌકિક હોવાથી (શ્રુતિસિદ્ધ કારણતાનો અનાદર કરવો જોઈએ નહિ). અત્યન્ત અવિદ્યાવાળાનો યજ્ઞમાં અધિકાર ન હોવાથી તેનો નિષેધ કરવાને માટે જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે છે. વળી, દેહાધ્યાસ (યજ્ઞાદિ ક્રિયાનું) કારણ છે એમ કહેવું નહિ, કારણ કે "બ્રહ્મ અર્પણ, બ્રહ્મ હવિ" (ભ. ગી. ૪. ૨૪) ઇત્યાદિ સ્મૃતિથી (યજ્ઞમાં દેહાધ્યાસનો અભાવ છે). તેથી પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ એ બે પરસ્પર ઉપયોગી છે એ વાતમાં કોઈ જાતનો દોષ નથી. ક્રિયા અને જ્ઞાન (ધર્મ, અર્થ અને કામ એ ત્રણ) પુરુષાર્થ સ્વતંત્ર રીતે સિદ્ધ કરે છે, તેથી (પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા) શાસ્ત્રની જૂદી જૂદી રીતે પ્રવૃત્તિ થઈ છે.

વળી, આ (ઉત્તરમીમાંસારૂપી) વિચારશાસ્ત્રમાં સંદેહનું નિરાકરણ કરીને ઉપનિષદોનાં વાક્યોનો (બ્રહ્મમાં) સમન્વય જ દર્શાવવામાં આવે છે. તો પછી (**समन्वयात्**) એ પ્રમાણે સિદ્ધ હેતુની માફક કેમ કહી શકાય? (અને જો એ હેતુ સિદ્ધ જ હોય તો) આગળનાં બધાં સૂત્રો નકામાં પડે. વળી, (સમન્વયના સાધનની) પ્રતિજ્ઞાવાળો આ (**समन्वयात्**) હેતુ છે એમ પણ નહિ, કારણ કે તેનો અહીં ઉપયોગ થતો નથી. અહીં તો (વેદાન્તોની બ્રહ્મપ્રતિપાદકતા) ગૌણ છે કે મુખ્ય છે એ વિષેની ચર્ચા છે, (નહિ કે વેદાન્તોની બ્રહ્મપ્રતિપાદકતાની). વળી, જે પ્રકારે (શંકરાચાર્ય જેવા) બીજા મતવાળાઓએ (સર્વ વેદાન્તવાક્યોના) સમન્વયનો વિચાર કર્યો છે તે પ્રકારનો નિર્ણય આગળ સૂત્રોમાં નથી. શાસ્ત્રના આરંભનું સમર્થન તો પહેલા જ સૂત્રમાં કરવામાં આવ્યું છે. તેથી (બ્રહ્મનું) સમવાયિકારણપણું જ આ સૂત્રથી સિદ્ધ થાય છે.

(શંકા) બ્રહ્મ ભલે કારણ તરીકે જ રહે, પણ તેને સમવાયિકારણ તરીકે માનવામાં શું પ્રયોજન? (કારણ કે બ્રહ્મને સમવાયિકારણ માનવાથી બ્રહ્મમાં) વિકાર પ્રાપ્ત થાય અને (જગદ્રૂપ) કાર્ય દુઃખરૂપ હોવાથી (તેમાં બ્રહ્મનો સમન્વય) અયોગ્ય ગણાય. તેથી આ સૂત્રનો આરંભ જ ન કરવો જોઈએ.

(ઉત્તર) જો આમ કહેવામાં આવે, તો, તે પ્રમાણે નહિ. બધાં ઉપનિષદોનું સમાધાન કરવાને માટે સૂત્રકાર પ્રવૃત્ત થયા છે; તો પછી, જો તે બ્રહ્મનું સમવાયિકારણ ન કહે તો ઉપનિષદોનો ઘણો ભાગ વ્યર્થ થઈ જાય. દા. ત. "આ બધું જે છે તે આ આત્મા છે" (બૃ. ૨. ૪. ૫), "આત્મા જ આ બધું છે" (છા. ૭. ૨૫. ૨), "તે બધું થાય છે" (બૃ. ૧. ૪. ૧૦), "બ્રહ્મ તેનો ત્યાગ કરે છે" (બૃ. ૨. ૪. ૬) વગેરે, અને "તેણે પોતાના આત્માને પોતાની મેળે જ કર્યો" (તૈ. ૨. ૭), "એક જ અદ્વિતીય બ્રહ્મ" (છા. ૬. ૨. ૧), "વાચારંભણ વિકાર" (છા. ૬. ૧. ૪) વગેરે વાક્યો (વ્યર્થ થઈ જાય). આવા પ્રકારનાં બીજાં વાક્યો (પણ) પોતાના મુખ્ય અર્થમાં બાધિત થાય.

(શંકા) આ પ્રમાણે (બ્રહ્મના સમવાયિકરણપણામાં) સંદેહ નથી તો પછી આ સૂત્ર રચવાનું શું પ્રયોજન?

(ઉત્તર) તેનું સમાધાન કહેવામાં આવે છે. જગત્ અને તેના ધર્મોથી (બ્રહ્મ) વિલક્ષણ છે, એમ પ્રતિપાદન કરનારાં '**अस्थूल**' વગેરે વાક્યો પણ બધે છે. તેથી પરસ્પર વિરોધ પ્રાપ્ત થતાં (બેમાંથી) એકના મુખ્ય અર્થનો બાધ કરવો જોઈએ. તેમાં (બ્રહ્મના) સ્વરૂપ કરતાં (તેનું) કાર્ય ગૌણ–ઉતરતું–હોવાથી પ્રપંચરૂપનું પ્રતિપાદન કરનારાં વાક્યોનો જ કોઈ બાધ કરે; તેમ ન થાય એટલા સારૂ '**जन्मादि**' સૂત્રની માફક **समन्वयसूत्र** પણ સૂત્રકારે રચ્યું. તેથી અસ્થૂલાદિ ગુણવાળો જ પરમાત્મા વિકાર પામ્યા વિના જ આત્માને કરે છે એ ઉપનિષદોનો અર્થ ઘટી શકે છે. (બ્રહ્મ) બધા વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે એ વાત તો બ્રહ્મને ભૂષણરૂપ છે.

વળી, (પોતાનાથી) બીજા પદાર્થને ઉત્પન્ન કરવામાં (બ્રહ્મને) વૈષમ્ય (પક્ષપાતપણું) અને નૈર્ઘૃણ્ય (ક્રૂરતા) પ્રાપ્ત થાય. (બ્રહ્મ જો) કર્મને અધીન રહે તો (બ્રહ્મની) ઈશિતા–સામર્થ્ય, સ્વતંત્રતા–જતી રહે અને પછી (તેનું) કર્તૃત્વ પણ ઘટી શકે નહિ; અને તેમ થાય તો (બ્રહ્મના) સર્વ માહાત્મ્યનો નાશ જ થાય.

(શંકા) આ પ્રમાણે જ થાવ. (બ્રહ્મના કર્તૃત્વનું જે વર્ણન કરવામાં આવે છે તેનો તો) અપવાદ કરવાનો હોવાથી રજ્જુ સર્પ છે એમ ખોટું કહેવામાં આવે તો પણ દોષ નથી: કારણ કે સ્મૃતિ કહે છે કે, "સર્વને વ્યાપી રહ્યા છો, તેથી સર્વરૂપ છો" (ભ. ગી. ૧૧. ૪૦)

(ઉત્તર) જો આ પ્રમાણે કહેવામાં આવે તો ના, એમ નહિ. જો એમ થાય–સર્વ ધર્મનો અપવાદ કરવામાં આવે–તો પાખંડીપણું પ્રાપ્ત થાય; કારણ કે શાસ્ત્રનો આવા પ્રકારનો અર્થ માનનારાઓની ગણના ભગવાને આસુરોમાં કરી છે, (કારણ કે તે કહે છે કે) "તે (આસુરો) કહે છે કે જગત્ અસત્ય, નિરાધાર અને ઈશ્વિર વિનાનું છે; સ્ત્રીપુરુષના સંયોગ વિના બનેલું બીજું શું છે? માટે તે (જગત્) કામહેતુક છે" (ભ. ગી. ૧૬. ૭). વળી, શાસ્ત્ર નકામું પડે, અને "સર્વને વ્યાપી રહ્યા છો" એ સ્મૃતિવાક્ય પણ ઘટી શકે નહિ, કારણ કે વસ્તુથી (જ) પરિચ્છેદ (હોઈ શકે). ખરેખર, વેદ (બ્રહ્મનું) નિર્વિશેષ સ્વરૂપ કહીને પોતે જ કહેલા જગતના કર્તૃત્વનો નિષેધ કરતો નથી. તેથી અધ્યારોપ અને અપવાદનો સ્વીકાર કરીને (શ્રુતિનું) વ્યાખ્યાન કરનારાઓ ઉપનિષદોને તિલાંજલિ જ આપે છે એમ અમે માનીએ છીએ, કારણ કે તેમાં સર્વ વાક્યોના અર્થને બાધ આવે છે. (બ્રહ્મ જગતનું

સમવાયિકારણ હોય અને છતાં પણ) તેને નિર્દોષપૂર્ણગુણવિગ્રહ કેવી રીતે હોય તે વાત અમે આગળ ઉપર (**अन्तस्तद्धर्माधिकरण** ૧. ૧. ૧૯–૨૦ માં) કહીશું.

(શંકા) શાસ્ત્રો તો (ચાર પ્રકારનો) પુરુષાર્થ સિદ્ધ કરવાને માટે છે; અને આ વેદાન્ત-શાસ્ત્ર મોક્ષરૂપ પુરુષાર્થ સાધે છે. મોક્ષ એટલે અવિદ્યાની નિવૃત્તિ એ વાત બરોબર છે. અવિદ્યા એટલે અજ્ઞાન, અને તે જ્ઞાનથી જ નાશ પામે છે. તેથી જ્ઞાનને ઉપયોગી થાય એ રીતે વેદાન્તનું વ્યાખ્યાન કરવાનું પ્રાપ્ત થતાં અધ્યારોપાપવાદથી બીજી રીતે વ્યાખ્યાન કરવું અયુક્ત છે. તેથી કોઈ પણ રીતે (જે રીતે જ્ઞાન ઉત્પન્ન થાય તે રીતે, અધ્યારોપાપવાદથી) વ્યાખ્યાન કરવામાં આવે તો પણ પુરુષાર્થની સિદ્ધિ થાય છે અને તેથી કોઈ પણ પ્રકારનો દોષ રહેતો નથી.

(ઉત્તર) ના, એમ નહિ. (મોક્ષરૂપી) પુરુષાર્થ અથવા શાસ્ત્રાર્થનું સ્વરૂપ એકલા શાસ્ત્રથી જ સમજાય છે, પોતાની બુદ્ધિથી કલ્પેલું નથી. તેથી પોતાની બુદ્ધિ પ્રમાણે શાસ્ત્રના અર્થને કલ્પીને તેમાં વેદને ઘટાવનારાઓ મોટું સાહસ કરે છે અને તેથી સારા પુરુષોએ તેમની ઉપેક્ષા કરવી જોઈએ. (મોક્ષરૂપી) પુરુષાર્થ પણ જેવો વેદાન્તમાં સમજાવવામાં આવ્યો છે (તેવો જ સમજવો જોઈએ). "બ્રહ્મને જાણે છે અને બ્રહ્મ જ થાય છે" (મુણ્ડ. ૩. ૨. ૯), "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧), "તે પાછો ફરતો નથી" (છા. ૮. ૧૫. ૧), "પછી મને ખરી રીતે જાણીને તેમાં પ્રવેશ કરે છે" (ભ. ગી. ૧૮. ૫૫), "પાછું ફરવાનું નથી, કારણ કે શ્રુતિ કહે છે, પાછું ફરવાનું નથી, કારણ કે શ્રુતિ કહે છે" (બ્ર. સૂ. ૪. ૪. ૨૨); આ અને આવા પ્રકારનાં શ્રુતિ, સ્મૃતિ અને સૂત્રોથી (સિદ્ધ થાય છે કે) બ્રહ્મની પ્રાપ્તિ જ પુરુષાર્થ છે, અને બ્રહ્મ પણ (ફક્ત) જીવનું સમગ્ર સ્વરૂપ છે, અથવા અજ્ઞાનથી યુક્ત છે એમ નથી. કારણ કે "હે મહાબુદ્ધિવાળા, આ મારા એક જ અંશ જીવને જ અવિદ્યાથી અનાદિ બન્ધ છે અને વિદ્યાથી મોક્ષ છે" (ભાગ. ૧૧. ૧૧. ૪) આ પ્રમાણે ભગવાને જીવને જ અવિદ્યા હોય છે એમ પ્રતિપાદન કર્યું છે. તેથી બ્રહ્મસૂત્રથી સમર્થિત સર્વ ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલા સર્વ ધર્મવાળું બ્રહ્મ છે, અને તેના શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપી અંતરંગોવડે, અને શમ, દમ વગેરે બહિરંગોવડે ચિત્ત ઘણું શુદ્ધ થાય છે, અને તેમાં પોતાની મેળે જ પ્રકટ થયેલા સ્વપ્રકાશ (બ્રહ્મ)ની સાથે સાયુજ્ય થાય તે પરમ પુરુષાર્થ છે. તેથી બધાં ઉપનિષદો પોતાના મુખ્ય અર્થમાં જ યોગ્ય છે એમ ઉત્તરમીમાંસાના સૂત્રોવડે સિદ્ધ કરવાનું હોવાથી બ્રહ્મ સમવાયિકારણ છે એ દર્શાવવાને માટે **समन्वयसूत्र** આવશ્યક છે. ૩

---

# ઈક્ષત્યધિકરણ

આ પ્રમાણે બ્રહ્મવિચારની પ્રતિજ્ઞા કરી, બ્રહ્મનું શું લક્ષણ એ આકાંક્ષા થતાં જન્માદિ એ સૂત્ર વડે સિદ્ધ કર્યું કે બ્રહ્મનું પ્રમાણ વેદ છે, બ્રહ્મ જગતનું કર્તૃ છે, અને સમવાયિકારણ છે. આમ ત્રણ સૂત્રો વડે જિજ્ઞાસા, લક્ષણ અને વિચાર એ ત્રણની કર્તવ્યતા સિદ્ધ થઈ.

એમાં બ્રહ્મના વિષયમાં ચાર પ્રકારનો વિચાર છેઃ દા. ત. સ્વરૂપ, સાધન અને ફલનું પ્રતિપાદન કરનારાં ત્રણ પ્રકારનાં ઉપનિષદનાં વાક્યો, અને બીજા મતોનું નિરાકરણ. આમાં સ્વરૂપનો વિચાર કર્યા પછી અન્ય મતોનું ખંડન કરવામાં ન આવે તો સાધન અને ફલનો ઉપયોગ થાય નહિ; તેથી પ્રથમ સ્વરૂપનો નિર્ણય, પછી બીજા મતોનું ખંડન અને પછીથી

સાધનો અને ફલ. એમાં પ્રથમ અધ્યાયમાં સ્વરૂપવાકયોનો વિચાર કરવામાં આવે છે. આ વાકયો બે પ્રકારનાં છેઃ–સંદેહવાળાં અને સંદેહ વગરનાં. તેમાં સંદેહ વગરનાં વાકયોનો નિર્ણય આપવાની જરૂર નથી. સંદેહવાળાં વાકયો તો ચાર પ્રકારનાં છેઃ—કાર્યનું પ્રતિપાદન કરનારાં, અંતર્યામિનું પ્રતિપાદન કરનારાં, ઉપાસ્યરૂપનું પ્રતિપાદન કરનારાં, અને પ્રકીર્ણ. તેમાં પ્રથમ પાદમાં કાર્યવાકયોનો નિર્ણય આપવામાં આવે છે. સત્, ચિત્ અને આનંદરૂપે, (સત્, ચિત્ અને આનંદરૂપનું પ્રતિપાદન કરનારાં વાકયો) અને આકાશ, વાયુ અને તેજનો બોધ કરનારાં વાકયો—આમ છ પ્રકારનાં વાકયોનો પણ નિર્ણય આપવામાં આવે છે કે અન્ય સ્થળે અન્યનાં વાચક હોય છતાં પણ વેદાંતમાં તે (વાકયો) બ્રહ્મનાં વાચક છે. તેમાં લક્ષણના વિચારપ્રસંગે જ સત્‌નું નિરૂપણ કરનારાં વાકયો બ્રહ્મનાં વાચક છે એમ નિર્ણય થઈ ગયો. ચિદ્રૂપ જ્ઞાનપ્રધાન (બ્રહ્મનું નિરૂપણ કરનારાં વાકયોના) નિર્ણયને માટે ઈક્ષત્યધિકરણનો આરંભ સાત સૂત્રોથી કરવામાં આવે છે, કારણ કે જ્ઞાનનાં (પંચ જ્ઞાનેન્દ્રિય, મન અને આત્મા એમ) સાત દ્વાર છે. તેમાં આ પ્રકારનો સંદેહ થાય છે. બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી બધા પ્રમાણોનો વિષય બનતું નથી, અને શ્રુતિ પણ કહે છે કે "જ્યાંથી વાણી પાછી ફરે છે" (તૈ. ૨. ૪): આથી બ્રહ્મનો વિચાર થઈ શકે નહિ, કારણ કે (તેમ માનવાથી) બ્રહ્મના સ્વપ્રકાશત્વનો વિરોધ આવે છે અને શ્રુતિનો પણ વિરોધ આવે છે. અથવા તો વિરોધનો પરિહાર કરીને વિચાર થઈ શકે ? શું પ્રાપ્ત થયું ? વિચાર ન થઈ શકે, કારણ કે સન્નિકર્ષાદિ સાધનોથી (પ્રત્યક્ષ) વગેરે પ્રમાણો જ્ઞાન આપી શકે છે; પણ સર્વથા જે વિષય બનતું નથી, જેનો બોધ થઈ શકતો નથી અને જે વ્યવહારનો વિષય નથી એવા બ્રહ્મના વિષયમાં જ્ઞાન કયાંથી હોઈ શકે ? આ લોક અને પરલોકના વ્યવહારને યોગ્ય વિષયમાં પુરુષની પ્રવૃત્તિ હોય છે, અને પ્રવૃત્તિને માટે પ્રમાણો છે. પણ બ્રહ્મ તો સર્વ વ્યવહારથી અતીત છે. અરે ! આ (અવિષયત્વ વગેરે) તો વેદથી જ જણાય છે એમ શંકા કરવામાં આવે તો એનો જવાબ એ કે બાધિત અર્થનું પ્રતિપાદન કરવાથી વેદાન્તોનો–ઉપનિષદોનો–વિચાર કરવો જોઈએ નહિ.

આ પ્રમાણે પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્ત કહેવામાં આવે છે કે—

## ईक्षतेर्नाशब्दम् ।१।१।४।

### ઈક્ષિતિથી (પર્યાલોચનથી, વિચારક્રિયાથી), (બ્રહ્મ) અશબ્દ (ઉપનિષદ્ અપ્રતિપાદ્ય) નથી.

જેમાં શબ્દ નથી તે **अशब्दम्**: એટલે સર્વ વેદાન્તોથી પ્રતિપાદન ન થઈ શકે એવું. આવું બ્રહ્મ નથી. શાથી ? ઈક્ષિતિને લીધે, પર્યાલોચન કરે છે તેથી. "હે સૌમ્ય, આ આગળ સત્ જ હતું; એક જ અદ્વિતીય" (છા. ૬. ૨. ૧). આ પ્રમાણે આરંભ કરીને "તેણે ઈક્ષા કરી–વિચાર કર્યો–કે હું બહુ થાઉં અને ઉત્પન્ન કરૂં. તેણે તેજ ઉત્પન્ન કર્યું" (છા. ૬. ૨. ૩). તે પ્રમાણે બીજે સ્થળે "ખરેખર, પહેલાં આ એક જ આત્મા હતો; બીજું કાંઈ હાલતું ચાલતું–જંગમ–ન હતું. તેણે વિચાર કર્યો કે હું લોકોને ઉત્પન્ન કરૂં. તેણે આ લોકો સર્જ્યા" (ઐ. ૧. ૧. ૨), "તેણે ઈક્ષા કરી; તેણે પ્રાણ ઉત્પન્ન કર્યો. (પ્ર. ૬. ૩)"; આ અને આવાં બીજાં સૃષ્ટિવાકયોમાં બ્રહ્મની ઈક્ષા–વિચારક્રિયા, આ પ્રમાણે જગત્ કરીશ એવો નિશ્ચય–જોવામાં આવે છે.

(શંકા) આમ બ્રહ્મની ઈક્ષા જો હોય તો તેથી શું ?

(ઉત્તર) આ પ્રમાણે થાય. સર્વ વ્યવહાર અને પ્રમાણોથી અતીત હોવા છતાં પણ પરમાત્માએ વિચાર્યું કે હું લોકને ઉત્પન્ન કરીને વ્યવહારનો વિષય થઈશ. તેથી પરમાત્મા જેમ જેમ (સૃષ્ટિ) કરતા ગયા તેમ તેમ પોતે જ કહેતા ગયા. પરમાત્માએ પોતાના અંશ–જીવ–ના પુરુષાર્થને માટે પહેલાં પૂર્વરૂપ (શરીર) અને ફલરૂપ (લોકાદિ) ઉત્પન્ન કર્યાં. તેથી (પરમાત્મા) પ્રમાણબળે કરીને અવિષય અને પોતાની ઇચ્છાથી વિષય (બને છે) એમ કહ્યું.

(શંકા) અરે ! જ્યારે પરમાત્મા સર્વ પ્રમાણનો વિષય બને છે એ મત દુષ્ટ છે એમ કહેવામાં આવ્યું ત્યારે તે (બ્રહ્મ) એકલા વેદનો જ વિષય બને છે એવો સિદ્ધાન્ત શી રીતે કરી શકાય ?

(ઉત્તર) આનું સમાધાન કહેવામાં આવે છે. ચક્ષુ વગેરેનું પ્રામાણ્ય બીજાના મુખનું (યથાર્થ) નિરીક્ષણ કરવાથી છે, સ્વતઃ–પોતાની મેળે–નહિ; કારણ કે તેમ માનવામાં ભ્રમ જ ન થાય એવો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સત્ત્વગુણવાળી જ ચક્ષુઓ વગેરે ઇન્દ્રિયોનું પ્રામાણ્ય હોય છે. તેથી નિરપેક્ષ જ ભગવાનના નિઃશ્વાસરૂપ વેદો જ પ્રમાણ છે. વેદના જ્ઞાતાઓએ વૈદિક (પ્રપંચમાં) જ સંકેત રાખ્યો છે; ફક્ત આકૃતિને માટે જ–આકૃતિના અવધારણને માટે જ–લોકની અપેક્ષા છે. ન જાણેલી વસ્તુને જે જણાવે તે પ્રમાણ છે; અર્થાત્ ન જણાયલી (વસ્તુ જે જણાવે તે પ્રમાણ કહેવાય છે). યજ્ઞ અને બ્રહ્મ અલૌકિક છે એ તો સિદ્ધ જ છે. લોકનો વ્યવહાર સન્નિપાતરૂપ (અહંતામમતાયુક્તબુદ્ધિવાળો) હોવાથી પુરુષાર્થને સાધી જ શકતો નથી.

(શંકા) જો આમ છે તો પછી (સૂત્રમાં) બધા જ શબ્દોનું ગ્રહણ કેમ કર્યું ?

(ઉત્તર) આનું સમાધાન આપતાં કહીએ છીએ કે (બ્રહ્મ) વેદનું વ્યાખ્યાન કરનારાઓની વાણીનો વિષય છે તેથી (સૂત્રમાં સાધારણ शब्द પદ મૂકવામાં આવ્યું છે). આથી "મનથી જ અનુદર્શન કરવું" (બૃ. ૪. ૪. ૧૯) એ શ્રુતિનું પણ સમર્થન થયું. તેથી સૃષ્ટિ વગેરેનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્વાક્યો પણ સાક્ષાત્ બ્રહ્મનાં પ્રતિપાદક છે એમ સિદ્ધ થયું. ૪

આ પ્રમાણે શંકા થાય. વેદમાં "જેમાંથી આ ભૂતો જન્મે છે" (તૈ. ૩. ૧), "તેણે પોતાની મેળે પોતાના આત્માને કર્યો–ઉત્પન્ન કર્યો" (તૈ. ૨. ૭), "બ્રહ્મ કલા વિનાનું, ક્રિયા વિનાનું, શાન્ત, નિન્દવા યોગ્ય નહિ એવું, મલિનતા રહિત" (શ્વે. ૬. ૧૯), "ખરેખર! આ પુરુષ અસંગ છે" (બૃ. ૪. ૩. ૧૫); આ અને આવાં બીજાં વાક્યોમાં બ્રહ્મનું કર્તૃત્વ અને અકર્તૃત્વ જણાય છે. આમાં બે પ્રકારનો નિર્ણય સંભવે છે. (એક તો) બ્રહ્મ બધું જ થવાને સમર્થ છે, અને તેથી તે સર્વ વિરુદ્ધ ધર્મોનો આશ્રય બની શકે એમ માનીને (સમન્વય કરવો); અથવા (બીજો પ્રકાર એ કે) બેમાંથી એકનો બાધ કરીને (સમન્વય કરવો). અલૌકિકના કરતાં લૌકિક હલકું હોવાથી, અને કર્તૃત્વ વગેરે લોકમાં સિદ્ધ હોવાથી, કર્તૃત્વનો બાધ જ યોગ્ય છે. ઈક્ષિતિ વગેરે ક્રિયા પ્રકૃતિના ગુણના સંબંધથી પણ બ્રહ્મમાં ઘટી શકે છે. માટે અલૌકિક સર્વભવનસમર્થ વગેરેની કલ્પના કરતાં બેમાંથી એકનો, લૌકિકનો, જ બાધ કરવો યોગ્ય છે. તેથી આ (કર્તૃ બ્રહ્મ, શબલ બ્રહ્મ) સત્ય સ્વરૂપથી–પરબ્રહ્મથી–જૂદું જ છે એમ સૂત્રકાર પોતે શંકા કરીને તેનો પરિહાર કરે છેઃ–

## गौणश्चेन्नात्मशब्दात् ।१।१।५।

**(ઈક્ષિતિ વગેરે ગુણવાળો પરમાત્મા) ગૌણ-પ્રકૃતિના સત્ત્વગુણના સંબંધ-વાળો-છે એમ કહેતા હો તો, ના, કારણ કે આત્મા શબ્દ છે.**

ઈક્ષિતિ વગેરે ગુણવાળો પરમાત્મા ગૌણ-પ્રકૃતિના સત્ત્વગુણના સંબંધવાળો-છે એમ જો કહેવામાં આવે તો (અમે કહીએ છીએ કે) એમ કહી શકાય એમ નથી. શાથી? "આત્મા" શબ્દ છે તેથી. "ખરેખર, આગળ (પૂર્વે) આ એક જ આત્મા હતો" (ઐ. ૧. ૧) આમ આરંભ કરીને "તેણે વિચાર કર્યો" (ઐ. ૧. ૧) એમ કહેવામાં આવ્યું છે. હવે "આત્મા" શબ્દ બધાં ઉપનિષદોમાં નિર્ગુણ પરબ્રહ્મના વાચક તરીકે જ સિદ્ધ થએલો છે, અને તેને જ શ્રુતિ જગતના કર્તા તરીકે કહે છે.

(શંકા) અરે! બેમાંથી એકનો બાધ (કરવો) યુક્ત છે, એમ તો કહેવામાં આવ્યું છે.

(ઉત્તર) તે યોગ્ય નથી. સગુણ બ્રહ્મ સ્વતન્ત્ર ન હોવાથી કર્તૃ થઈ શકે નહિ; અને વેદો તો પ્રમાણભૂત છે. તેથી શ્રુતિના બલથી પ્રાપ્ત થતું (બ્રહ્મનું) સર્વભવનસામર્થ્ય જ સ્વીકારવું જોઈએ. વળી અસ્તિ (=સત્તા), ભાતિ (=ચિત્), પ્રિયત્વ (=આનન્દ) વગેરે ધર્મોની માફક બ્રહ્મનું કર્તૃત્વ (પણ) લોકમાં જણાય છે, કારણ કે (જગત્ બ્રહ્મનું) કાર્ય છે. તેથી "આત્મા" શબ્દના પ્રયોગથી ગુણાતીત (બ્રહ્મ) જ કર્તૃ છે.

અરે! "આત્મા" શબ્દ પણ લોકની માફક (અહીં) ગૌણ છો રહ્યો. લોકમાં વિષ્ણુ-મિત્રને કોઈ પૂછે તો તે કહે છે કે યજ્ઞદત્ત મારો આત્મા છે. અહિં ગૌણત્વ એટલે ઉપચાર, ગૌણી લક્ષણા. આ પ્રમાણે જો કહેવામાં આવે તો સૂત્રકાર કહે છે કે

## तन्निष्ठस्य मोक्षोपदेशात् ।१।१।६।

**તેમાં (જગત્કર્તા આત્મામાં) નિષ્ઠાવાળાને મોક્ષનો ઉપદેશ કરવામાં આવ્યો છે તેથી.**

આ પ્રમાણે શ્રવણ થાય છે:-"ખરેખર, આગળ આ અસત્ હતું; તેમાંથી ખરેખર સત્ ઉત્પન્ન થયું; તેણે પોતે જ આત્માને ઉત્પન્ન કર્યો" (તૈ. ૨. ૭) આ પ્રમાણે આરંભ કરીને "જ્યારે આ (મુમુક્ષુ) અદૃશ્ય, શરીરરહિત, નિર્વચન ન થઈ શકે એવું, (અને) આધાર રહિત (બ્રહ્મમાં) નિર્ભયતાથી પ્રતિષ્ઠા-સ્થિતિ અથવા આત્મભાવ-પ્રાપ્ત કરે છે ત્યારે તે ભય-રહિત થાય છે, મોક્ષ મેળવે છે." (તૈ. ૨. ૭). અર્થાત્ આ પૂર્વોક્ત જગત્કર્તૃ, પ્રાપંચિક ધર્મથી રહિત, બ્રહ્મમાં પૂરેપૂરી નિષ્ઠાવાળો મુક્ત થાય છે. અહીં જો જગતનો કર્તા (આત્મા) ગૌણ-ઔપચારિક-હોય તો તેમાં નિષ્ઠા રાખનારને સંસાર જ પ્રાપ્ત થાય, મોક્ષ નહિ. ૬

વળી,

## हेयत्वावचनाच्च ।१।१।७।

**અને (એ જગત્કર્તા આત્મા) ત્યજવા યોગ્ય છે એમ કહેલું નથી તેથી.**

આથી પણ નિર્ગુણ જ (પરમાત્મા) જગતનો કર્તા છે. ઉપનિષદોમાં સાધનોનો જ્યાં જ્યાં ઉપદેશ કરવામાં આવ્યો છે તે બધે સ્થળે પુત્ર વગેરેની માફક જગતનો કર્તા (આત્મા) ત્યજવા યોગ્ય છે એમ ઉપદેશ કર્યો નથી. જો તે સગુણ હોય તો પ્રાકૃત ગુણોનો પરિહાર કરવા માટે મુમુક્ષુઓ પુત્ર વગેરેની માફક જગત્કર્તાની ઉપાસના ન કરે. તેથી ઈક્ષિતિ વગેરે

ગુણો સગુણ (બ્રહ્મ)ના ધર્મો નથી. (**गौणश्चेन्नात्मशब्दात्, तन्निष्ठस्य मोक्षोपदेशात्** અને **हेयत्वावचनाच्च** આ) ત્રણ સૂત્રો ઈક્ષિતિ હેતુના સાધક હોવાથી (સૂત્રમાં) **च**કાર મૂકવામાં આવ્યો છે. આ પ્રમાણે ચાર સૂત્રોથી ઈક્ષિતિ હેતુ વડે (બ્રહ્મનું) જગત્કર્તૃત્વ સમજાવી સૃષ્ટિવાક્યો બ્રહ્મપર છે એમ સિદ્ધ કર્યું. ૭

હવે પછી (ઉપનિષદ્વાક્યો બ્રહ્મના વ્યવહાર્યત્વનું પ્રતિપાદન કરે છે એ વાતના સમર્થનમાં) **स्वाप्ययात्, गतिसामान्यात्** અને **श्रुतत्वाच्च** એ ત્રણ સૂત્રો વડે (સૂત્રકાર) સ્વતંત્ર હેતુઓ આપે છે.

(શંકા) અરે! બીજા બધા હેતુઓ શા માટે આપવામાં આવ્યા છે? કારણ કે જો સાધકત્વ હશે–જો હેતુથી સાધ્ય સિદ્ધ થઈ શકતું હશે–તો એક (હેતુ)થી પણ તેની સિદ્ધિ થઈ શકશે, અને જો અસાધકત્વ હશે તો સો (હેતુથી) પણ તે સિદ્ધ થઈ શકશે નહિ.

(ઉત્તર) આમ જો કહેશો તો તેમ નહિ. જેમ જૂદા જૂદા પ્રકારના અન્નના ભોજનથી (સારી) તૃપ્તિ થાય છે તેમ આ બીજા બધા હેતુઓ (બ્રહ્મનું) જૂદી જૂદી દૃષ્ટિએ નિરૂપણ કરે છે, (અને તેથી બ્રહ્મની વ્યવહાર્યતા વધારે સ્પષ્ટ થાય છે). તે આ પ્રમાણેઃ–**आत्मशब्दात्, तन्निष्ठस्य मोक्षोपदेशात्** અને **हेयत्वावचनाच्च** એમ (ત્રણ સૂત્રો વડે) નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપ અને કાર્ય વિષે (વ્યાખ્યાન કર્યું), અને કાર્ય પણ વિધિ અને નિષેધના ભેદથી બે પ્રકારનું છે. આ પ્રમાણે આગળ (ત્રણ સૂત્રોમાં) પણ સમજાવવામાં આવશે. તેમાં ઈક્ષિતિ હેતુ વડે સૃષ્ટિવાક્યો ભગવત્પર છે એમ કહ્યું. હવે સૂત્રકાર પ્રલયવાક્યોનું (ભગવત્પરત્વ) કહે છેઃ–

## स्वाप्ययात् ।१।१।८।
## પોતાનામાં લય હોવાથી.

બ્રહ્મ સર્વ વ્યવહારથી અતીત નથી. શાથી? સ્વાપ્યયને લીધે, પોતાનામાં લય છે તેથી. ત્યાં (ઉપનિષદમાં) ચિત્નું પ્રકરણ હોવાથી જીવનો (લય) કહેવામાં આવ્યો છે. (ઉપનિષદમાં) આ પ્રમાણે જ શ્રવણ થાય છેઃ–"જ્યારે અહીં કોઈ માણસ સુઈ જાય છે ત્યારે, હે સૌમ્ય! ખરેખર તે સત્‌ની સાથે મળી જાય છે; તેથી તેને સ્વપિતિ કહે છે, કારણ કે તે સ્વમાં મળી ગયો છે." (છા. ૬. ૮. ૧). **स्वपिति** એ ક્રિયાપદ નથી પણ જીવનું નામ છે. જ્યારે સત્‌ની સાથે મળી જાય ત્યારે જ તેનું (જીવનું) નામ સ્વપિતિ (કહેવાય). અર્થાત્ (જીવ) 'સ્વ' શબ્દનો અર્થ જે સત્ તેમાં અપીતિ–લય–પ્રાપ્ત કરે છે. જીવ દરરોજ બ્રહ્મની સાથે મળીને, તેની પાસેથી બલરૂપી અધિષ્ઠાન (સર્વ વ્યવહારના આશ્રયભૂત બલને) પ્રાપ્ત કરીને વાસના બાકી રહેવાથી ફરીથી (જાગ્રદવસ્થામાં) નવા જેવો થઈને આવે છે. આત્મવાચક 'સ્વ' શબ્દના પ્રયોગથી (પૂર્વોક્ત સત્‌નો આત્મા સાથે) અભેદ (સિદ્ધ થાય) છે. અર્થથી ('સ્વ' શબ્દનો) 'સત્' શબ્દની સાથે સામાનાધિકરણ્ય હોવાથી (સ્વશબ્દવાચ્ય આત્માનું) નિર્ગુણત્વ છે.

(શંકા) અરે! પ્રલયની વાત કહેવાને બદલે સુષુપ્તિની વાત ક્યાંથી?

(ઉત્તર) અમે એમ કહીએ છીએ કે મોક્ષથી બીજી દશામાં પ્રલય પ્રમાણે (સુષુપ્તિની અંદર) કર્મના સંબંધનો અભાવ છે તેથી (પ્રલયના ઉદાહરણ તરીકે સુષુપ્તિનું વર્ણન કરવામાં આવ્યું છે.) ૮

હવે સૂત્રકાર મુક્તિવાક્યોનું ( બ્રહ્મપરત્વ ) કહે છે:—

## गतिसामान्यात् ।१।१।९।

## ગતિમાં-મોક્ષમાં-સમાનતા હોવાથી.

ગતિમાં સામાન્યથી. ગતિ એટલે મોક્ષ. સમાનનો ભાવ તે સામાન્ય. મોક્ષમાં બધું જ ભગવાનની તુલ્ય છે તેથી ( મોક્ષનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદનાં વાક્યો બ્રહ્મપર છે ). આ પ્રકારનું જ શ્રવણ થાય છેઃ–"જેમ બધા જળનું સમુદ્ર એક સ્થાન છે" (બૃ. ૨. ૪. ૧૧) એમ ઉપક્રમ કરીને "વાણી એક સ્થાન છે" એમ ( લયના અધિકરણના ) દૃષ્ટાન્ત માટે નિરૂપણ કરીને, "તે જેમ મીઠાનો ગાંગડો પાણીમાં નાંખ્યો હોય" ઇત્યાદિથી લયદૃષ્ટાન્તનું નિરૂપણ કરીને, "વિમુક્તિ, લય, પછી ( ભોક્તૃભાવાદિ નિવૃત્ત થવાથી જીવાદિ ) સંજ્ઞા રહેતી નથી" એમ પ્રતિપાદન કરીને, સંજ્ઞાના અભાવના નિરૂપણને માટે "જ્યાં ખરેખર દ્વૈત જેવું હોય છે ત્યાં બીજો બીજાને" ઇત્યાદિથી સર્વ ( કાર્ય )નું શુદ્ધ બ્રહ્મત્વ દર્શાવવામાં આવ્યું છે. આદિ, મધ્ય અને અંતમાં શુદ્ધ બ્રહ્મનું જ ગ્રહણ–પ્રતિપાદન–હોવાથી બધાં વેદાન્તોનો બ્રહ્મમાં સમન્વય ઉચિત છે. ૯

વળી,

## श्रुतत्वाच्च ।१।१।१०।

## અને શ્રવણ છે તેથી.

"આ (પરોક્ષ બ્રહ્મ) પૂર્ણ છે. આ (અવતારાદિરૂપ) પૂર્ણ છે; પૂર્ણમાંથી પૂર્ણ નીકળે છે; પૂર્ણનું પૂર્ણ લઈને પૂર્ણ જ બાકી છે." (બૃ. ૫. ૧. ૧). આ શ્રુતિ જ અસંદિગ્ધ રીતે (બ્રહ્મ જ) સર્વ કાર્ય છે એમ પ્રતિપાદન કરેછે. "સર્વે વેદો જે પદનું આમનન–પ્રતિપાદન–કરે છે" (કઠ. ૧. ૨. ૧૫) એ શ્રુતિ પણ ( બ્રહ્મમાં જ વેદોનો અને વેદાન્તોનો સમન્વય છે એમ દર્શાવે છે ). અધિકરણ પૂરૂં થયું એ બતાવવાને માટે ( સૂત્રમાં ) **च**કાર છે.

આ પ્રમાણે ચિદ્રૂપ ( બ્રહ્મ ) કારણ છે એમ નિરૂપણ કરવાથી વેદાન્તો બ્રહ્મપર છે એમ નિરૂપણ થયું. ૧૦

---

# આનન્દમયાધિકરણ

હવે પછી આનન્દમયાદિ આઠ સૂત્રો વડે આનન્દરૂપ ( પરબ્રહ્મ ) જગતનું કારણ છે એમ બતાવીને આનન્દનું પ્રતિપાદન કરનારાં વાક્યોનો વિષય બ્રહ્મ છે એમ દર્શાવવામાં આવે છે. તેમાં તૈત્તિરીયશાખામાં બ્રહ્મ અને ભૃગુ એ બે પ્રપાઠકો વડે ( આનન્દના કાર્યનું પ્રતિપાદન કરવામાં આવે છે ). ત્યાં ( બ્રહ્મપ્રપાઠકમાં ) **आनन्दमय** એમ **मयट्** ( મય ) પ્રત્યયવાળા શબ્દનો અર્થ બ્રહ્મ ન થાય, અને તેથી ( આનન્દમય ) જગત્કર્તૃ ન બને એટલે બ્રહ્મપ્રપાઠક બ્રહ્મપર ન થાય–આ શંકાનું નિરાકરણ કરવાને માટે આનન્દમયાધિકરણ છે. છ ઇન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન ), અને જીવ અને બ્રહ્મ એ બે સ્વરૂપના આનન્દના ભેદે કરીને આનન્દ આઠ પ્રકારનો છે, તેથી ( આ અધિકરણમાં ) આઠ સૂત્રો છે.

( શંકા ) અરે ! આમાં સંદેહ શી રીતે ? આ આનન્દમય બ્રહ્મ ન હોય તો પ્રપાઠકની અસંગતિ કેવી રીતે ?

(ઉત્તર) એનો જવાબ આ છે. (અક્ષર) બ્રહ્મને જાણનારને (પૂર્ણ) બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ પ્રતિજ્ઞા કરીને (આનન્દમયનું) જગત્કારણત્વ સિદ્ધ કરવાને માટે જ્ઞેય (અક્ષર-બ્રહ્મ)ના સ્વરૂપલક્ષણમાં આનન્દાંશ મૂકયો નહિ, અને (જગત્કારણનું) જડત્વ દૂર કરવાને (**विपश्चित्** અને **ब्रह्म** એ પદો વડે) સર્વજ્ઞ અને આનન્દરૂપ ફલનું પ્રતિપાદન કરીને, તે ફલનું નિરૂપણ કરવાને બધા જ પ્રપાઠકનો આરંભ કરવામાં આવ્યો છે. તેમાં સાધનશેષ જ્ઞેય બ્રહ્મનું–અક્ષરબ્રહ્મનું–જ્ઞાન (તેના) લક્ષણવાક્યમાંથી જ નિઃસન્દિગ્ધ રીતે થાય છે, તેથી આનન્દમય ફલનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરવાનું રહ્યું.

ત્યાં બ્રહ્મથી ભિન્ન એવા અન્નમયાદિની તુલ્ય હોવાનું વચન હોવાથી, અને (આનન્દમય જેવા) સુખવાચક શબ્દોનો જ પ્રયોગ હોવાથી સન્દેહ થાય છે; કારણ કે (તે પ્રપાઠક) આનન્દાંશનું જ (જગતના) કારણ તરીકે બ્રહ્મત્વ દર્શાવવાને માટે છે; અને આનન્દમયના બ્રહ્મત્વાભાવમાં પ્રપાઠક વ્યર્થ થઈ જાય. (આનન્દમય) ફલ પાસે છે એમ દર્શાવવા (ઉપ-નિષદમાં) **आत्मा** પદનો પ્રયોગ કરી, ફલરૂપે–આનન્દરૂપે–જગતનું કારણ કહીને, (પ્રપાઠ-કના) મધ્યમાં તે જ આનન્દમય આત્મા અન્નમયાદિની અંદર છે એમ "તે આ વિજ્ઞાનમયથી અન્ય આનન્દમય આત્મા અન્દર છે" (તૈ. ૨. ૮) એ શ્રુતિથી (પ્રપાઠકના) આદિ અને મધ્ય ભાગમાં (વર્ણવેલા આનન્દમયનાં કારણતા અને સર્વાન્તરત્વ એ બે) રૂપોનો (**एतम्** એ પદ વડે) અનુવાદ કરીને, (**उपसंक्रामति** એ પદ વડે) (આનન્દમયનું) ફલ તરીકે નિરૂપણ કરવામાં આવ્યું છે. આનન્દમયની ઉપાસનાના પ્રયોજક અન્નમયાદિનું પણ આનન્દ-મયના જેવું ફલ છે એમ બતાવવા અન્નમયાદિઓની પણ બ્રહ્મ તરીકે ઉપાસના કહેવામાં આવી છે.

તેમાં પૂર્વપક્ષમાં (એમ પ્રાપ્ત થાય છે કે) અન્નમયાદિની માફક આનન્દમય પણ બ્રહ્મ નથી, કારણ કે અન્નમયાદિની તુલ્ય વચન હોવાથી (આનન્દમયની ઉપાસનામાં પણ) અન્ન-મયાદિની ઉપાસનાના ફલની માફક જ ફલની સિદ્ધિ થાય છે.

આ પ્રકારે (પૂર્વપક્ષ) પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

## आनन्दमयोऽभ्यासात् ।१।१।११।

### આનન્દમય (પરમાત્મા) છે, વારંવાર કથન છે તેથી.

આનન્દમય પરમાત્મા છે, અન્નમયાદિની માફક બીજો પદાર્થ નથી. શાથી? અભ્યાસથી. **अभ्यस्यते**–ફરી ફરીથી કહેવામાં આવે છે તે–અભ્યાસ; તેથી, અભ્યાસથી. અભ્યાસ (વસ્તુ-ઓમાં) ભેદ પાડે છે એ વાત પૂર્વમીમાંસાશાસ્ત્રમાં (પૂ. મી. સૂ. ૨. ૨. ૨) સિદ્ધ છે. જેવી રીતે પૂર્વમીમાંસાશાસ્ત્રમાં (પૂ. મી. સૂ. ૨. ૨. ૧, ૨, ૨૧, ૨૨) બીજો શબ્દ, અભ્યાસ, સંખ્યા, ગુણ, ક્રિયા અને નામ એ છ કર્મનાં ભેદક છે તેવી જ રીતે આનન્દમયના અભ્યાસથી પૂર્વે કહેલા અન્નમયાદિથી આનન્દમયનો ભેદ સિદ્ધ થાય છે. આથી (આનન્દમય) અન્નમયા-દિની તુલ્ય નથી, અને તેથી જ તે બ્રહ્મ છે. (ઉપનિષદમાં) આ પ્રકારે અભ્યાસનું શ્રવણ થાય છેઃ–"જો આ આકાશ (પૂર્ણ) આનન્દ ન હોય તો કોણ શ્વાસ લઈ શકે? કોણ વિશેષ રીતે જીવી શકે? તેથી આ જ આનન્દ આપે છે." (તૈ. ૨. ૭). આ પ્રમાણે (આનન્દ-મયનો જ) અર્થતઃ અભ્યાસ છે. (**को ह्येवान्यात्** ઇત્યાદિ) સ્તુતિને લીધે (**आनन्द** શબ્દ)

**मयट्** પ્રત્યયના અર્થવાળો–પ્રાચુર્યવાળો, આનન્દમય—છે. ( **आनन्द** અને **आनन्दमय** એ બે પદોમાં ) **आनन्द** શબ્દરૂપી પ્રકૃતિ તો તુલ્ય છે. (સ્તુતિવાક્યમાં આનન્દના) પુનર્વચનથી ( બોધિત થતા આર્થિક ) અભ્યાસ વડે આનન્દમયનો અન્નમયાદિરૂપી પ્રવાહથી ભેદ સિદ્ધ થતાં આનન્દમયનું બ્રહ્મત્વ સિદ્ધ થયું. તેમાં દ્વૈતાપત્તિ નથી, કારણ કે આગળનું ( **यदा ह्येवैषः** ઇત્યાદિ ) વાક્ય અભેદસાધક છે. તેથી આનન્દમય બ્રહ્મ જ છે.

## ( હવે શ્રીવિટ્ઠલનાથજી સૂત્રનું બીજે પ્રકારે વ્યાખ્યાન કરતાં કહે છે કે )

અથવા "તે પરમાત્મા રમ્યા નહિ જ; તેથી એકલા રમતા નથી. તેમણે બીજાની ઇચ્છા કરી. તે ખરેખર આટલા થયા." (બૃ. ૧. ૪. ૩ ) ઇત્યાદિ શ્રુતિઓ અને "આજ (સાધુ કર્મ કરાવે છે )" (કૌ. ૩. ૮ ) એ શ્રુતિને આધારે પ્રાચીન ઋષિઓ નિર્ણય કરે છે કે (મનુષ્યો પાસે) જૂદાં જૂદાં સાધનો કરાવીને (તેમને) જૂદાં જૂદાં ફલો આપતા ભગવાન્ પોતાની ક્રીડાને માટે જ જગદ્રૂપે પ્રકટ થઈને ક્રીડા કરે છે. પૂર્વ અને ઉત્તરકાણ્ડમાં પણ આનું જ (ક્રીડાને માટે ભગવાનના જગદ્રૂપે આવિર્ભાવનું જ) પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જો આમ ન હોય તો (ભગવાન્ સર્વરૂપ ન હોય તો) જીવનાં સાધન અને ફલનું નિરૂપણ કરનારી શ્રુતિ જીવનો જ બોધ કરનારી થાય, બ્રહ્મનો નહિ. કર્મ અને બ્રહ્મ પણ જીવના અંગ તરીકે જે બને તે સ્થિતિ પણ દૂર નહિ થાય.

આમ (શ્રુતિઓનું બ્રહ્મપરત્વ સિદ્ધ) થતાં પૂર્વકાણ્ડમાં (સ્વર્ગાદિ) અવાન્તર ફલો કહીને, "અન્ય બ્રહ્માદિ પ્રાણીઓ આ જ આનન્દની માત્રા ઉપર જીવે છે" (બૃ. ૪. ૩. ૩૨) એ શ્રુતિથી (બીજો બધો આનન્દ આ જ આનન્દનો અંશ છે તેથી) નિરવધિ આનન્દાત્મક જ પરમ ફલ છે એમ તે આનન્દરૂપ ફલનું કથન કરવાની ઇચ્છાવાળી શ્રુતિ પહેલાં સામાન્ય રીતે "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એમ તૈત્તિરીય ઉપનિષદમાં સાધન સહિત ફલનું વર્ણન કરે છે. અર્થાત્ અક્ષરબ્રહ્મને જાણનાર પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. આ વાક્યમાં "**पर**" શબ્દ જો પહેલાં આવેલા અક્ષરબ્રહ્મના અર્થમાં હોત તો ("**पर**" ને બદલે) "**तत्**"–તે–એ પ્રમાણે જ (**ब्रह्मविदाप्नोति तत्** એ પ્રમાણે જ) કહેત. પહેલાં બ્રહ્મનું કથન કરીને આગળ '**परम्**' એ પ્રમાણે શ્રુતિ જે કહે છે તેથી એમ સમજાય છે કે (એક જ વાક્યમાં આવવાથી) પાસે હોવાથી અક્ષર બ્રહ્મથી પર–ઉત્તમ–પુરુષોત્તમના સ્વરૂપનું જ અહીં વર્ણન કરવાનો અભિપ્રાય છે.

વળી, પ્રતિવાદીએ પરપ્રાપ્તિ જ્ઞાનરૂપ જ છે એમ કહેવાનું રહ્યું; અને જો તે પ્રમાણે થાય તો, "બ્રહ્મને મેળવે છે" એમ અર્થ થાય, અને તે તો (પુનરુક્તિના દોષે કરીને) ઘટતો નથી, અને તે ઉપરાંત (બન્નેનો અભેદ થવાથી) એક સાધન અને બીજું સાધ્ય એ ભાવ જતો રહે છે.

હવે પછી વિશેષ રીતે તેનું (બ્રહ્મના સ્વરૂપલક્ષણનું) કથન કરવાની ઇચ્છાવાળી શ્રુતિ પરબ્રહ્મનું સ્વરૂપ એકલા અનુભવથી જ સમજાય છે, બીજા પ્રમાણથી નહિ, એ દર્શાવવાને "તેને ઉદ્દેશીને આ ઋચા કહેવામાં આવી છે" (તૈ. ૨. ૧) એ પ્રમાણે બ્રહ્મજ્ઞના મુખે કહે છે. જો બ્રહ્મ અનુભવૈકગમ્ય ન હોય તો સર્વ અર્થના તત્ત્વનું પ્રતિપાદન કરનારી શ્રુતિ (**तदेषाभ्युक्ता**) આ પ્રમાણે (બ્રહ્મજ્ઞની દ્વારા) કેમ કહે ? (**तदेषाभ्युक्ता** માં) **तत्** એ અવ્યય છે, અર્થાત્ **तत्** એટલે પૂર્વોક્ત બ્રહ્મવિતની પરમાપ્તિરૂપ અર્થને સ્પષ્ટતાથી પ્રતિપાદ્ય

તરીકે ઉદ્દેશી નિશ્ચય કરીને પરબ્રહ્મનું સ્વરૂપ જાણનારાઓએ આ ઋચા કહી છે. આ ઋચાથી પૂર્વ વાક્યમાં કહેલા અર્થની સ્પષ્ટતા કરવામાં આવે છે એ તાત્પર્યાર્થ છે. તે ઋચાને જ (આ પ્રમાણે) વર્ણવે છેઃ—"સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ છે; ગુહામાં પરમાકાશમાં વિરાજેલા બ્રહ્મને જે જાણે છે તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામનો ભોગ કરે છે." (તૈ.૨.૧). આગળ ઉપર (ફલના નિરૂપણ પ્રસંગે) (બ્રહ્મના) આનન્દમય સ્વરૂપનું યુક્તિપૂર્વક નિરૂપણ કરવાનું હોવાથી હમણાં તેનું નિરૂપણ કર્યા વિના (જ્ઞેય બ્રહ્મના **सत्य** અને **ज्ञान** પદોથી) સદંશ અને ચિદંશનું અને (**अनन्त** પદથી) દેશ અને કાલના પરિચ્છેદના અભાવનું (શ્રુતિએ) વર્ણન કર્યું છે.

અથવા તો અક્ષરબ્રહ્મ આનન્દાત્મક હોય છતાં પણ તે પરિચ્છિન્ન (ગણિતાનંદક) હોવાથી પરમ ફલરૂપ નથી. આથી આનન્દમાં અગણિતત્વ જ પરમ ફલનું લક્ષણ છે, એટલે અહીં પહેલાં અપરિચ્છિન્નત્વ ધર્મનો બોધ થયા પછી પરમાનન્દનો જ બોધ થાય છે. અથવા "સત્ય, વિજ્ઞાન, આનન્દ બ્રહ્મ" (સ. ૩), "સત્, ચિત્, અને આનન્દના વિગ્રહવાળા" (મુ. ૧. ૪) વગેરે શ્રુતિઓમાં ત્રણેનો પણ એક જ ક્રમમાં પાઠ હોવાથી જ્યારે પ્રથમ બેનું કથન હોય છે ત્યારે તેઓની સાથે (પરમાનન્દ) નિયમપૂર્વક રહેવાથી પરમાનન્દનું કથન નથી છતાં પણ તેનો બોધ થશે જ એ આશયથી આનન્દનું (તૈત્તિરીય શ્રુતિમાં) સ્પષ્ટ રીતે કથન કર્યું નથી.

હવે, 'જે જાણે છે' ઇત્યાદિ વડે જેનું જ્ઞાન મેળવવાનું છે એવા આનન્દમય પદાર્થનું શ્રુતિ વર્ણન કરે છે. અહીં આ તાત્પર્ય છે. "આ આત્મા પ્રવચનથી લભ્ય નથી, બુદ્ધિથી નથી, બહુ શ્રવણથી નથી. પણ જેનું તે વરણ કરે છે તે જ તેને મેળવી શકે છે. આ તેનો આત્મા છે એટલે તે પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે." (મુણ્ડ. ૩. ૨. ૩) એ શ્રુતિથી (પરમાત્મા) વરણ વગરનાં બીજાં સાધનોથી મેળવી શકાતા નથી એમ દર્શાવવામાં આવ્યું છે. આમ હોવાથી (બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મપ્રાપ્તિ અને વરણથી જ બ્રહ્મપ્રાપ્તિ એ બે વિચારો દર્શાવનારી) બે શ્રુતિઓનો વિરોધ દૂર કરવાને માટે એવો નિર્ણય કરવામાં આવે છે કે અક્ષરબ્રહ્મના જ્ઞાનથી અવિદ્યા દૂર થતાં (બ્રહ્મવિત્) પ્રાકૃત ધર્મોથી મુક્ત થઈ શુદ્ધિ મેળવીને પુરુષોત્તમની પ્રાપ્તિને માટે સ્વરૂપયોગ્યતા મેળવે છે, અને તેવા જીવનું (પરમાત્મા) પોતાના તરીકે વરણ કરે એટલે તેનામાં ભક્તિભાવ પ્રકટ થાય અને તેથી (તેની—ભક્તિભાવની—) સહકારિતા અને (સ્વરૂપ) યોગ્યતા રૂપી સંપત્તિએ કરીને તેને પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે. તે જ સમયે (ભગવાન્ જીવનો અંગીકાર કરે અને તેથી જીવમાં ભક્તિભાવ પ્રકટ થાય ત્યારે ગુહામાં પરમ આકાશનો આવિર્ભાવ થાય છે. **परः**, પરમાત્મા, **मीयते**, જણાય છે, જેનાથી, જે વ્યોમથી તે **परम**. વળી જ્ઞાનમાર્ગીય જીવનું જ્ઞેય જે અક્ષરબ્રહ્મ તે રીતના ભગવત્સાક્ષાત્કારથી અહીં વિશેષતા હોવાથી પણ વ્યોમનું પરમત્વ છે. પરમવ્યોમ (ભૂતાકાશ નથી પણ ચિદાકાશ છે એમ તેનું) અતિ અલૌકિકત્વ બતાવવાને (**व्योम्नि** ને બદલે **व्योमन्** એ રીતે) વૈદિક પ્રયોગ કરવામાં આવ્યો છે. "એકલી ભક્તિથી જ મારૂં ગ્રહણ થઈ શકે છે, હું વેદોથી" (ભ. ગી. ૧૧. ૫૨) એમ ઉપક્રમ કરીને "પણ અનન્ય ભક્તિથી શક્ય છું" (ભ.ગી. ૧૧.૫૪) ઇત્યાદિ સ્મૃતિ પણ આ પ્રકારે જ ઘટે છે. નહિ તો જ્ઞાનમાર્ગીય બ્રહ્મવેત્તાઓને પણ પરપ્રાપ્તિ જ થાય; પણ એમ નથી; કારણ કે "હે મહામુને! કરોડો

મુક્ત અને સિદ્ધ પુરુષોમાં પણ નારાયણમાં પરાયણ અને શાન્ત અન્તઃકરણવાળો પુરુષ મળવો ઘણો કઠિન છે.” (ભાગ. ૬.૧૪.૫), “તેથી મારી ભક્તિવાળા, મારામાં જેમનું ચિત્ત છે એવા યોગીને અહીં જ્ઞાન અથવા વૈરાગ્ય ખરેખર કલ્યાણકારક નથી.” (ભાગ. ૧૧.૨૦.૩૧) ઇત્યાદિ વાક્યો છે. આ જ અર્થ (શ્રુતિ) કહે છેઃ–ગુહામાં હૃદયાકાશમાં પ્રકટ થએલું જે પરમ વ્યોમ અક્ષરાત્મક વ્યાપિ વૈકુણ્ઠ તે પુરુષોત્તમના ગૃહરૂપ હોવાથી તેમાં વિરાજેલા—જાણે સ્થાપન કર્યું હોય એવી રીતે રહેલા—(પરમાત્માને)–જે ભક્ત જાણે છે તે નિત્ય, અવિકૃતરૂપ, વિપશ્ચિત્–વિવિધ ભોગચતુર–બ્રહ્મની સાથે સર્વ કામોનો ભોગ કરે છે એ અર્થ છે. “વિવિધ પશ્યચ્ચિત્ત્વ” એટલે ‘વિપશ્ચિત્ત્વ’, અને પૃષોદરાદિ હોવાથી ‘પશ્યત્’ શબ્દમાં આવેલા ‘ય’નો લોપ કરી ‘વિપશ્ચિત્’ શબ્દ સિદ્ધ કરવામાં આવ્યો છે. આનાથી (**સોऽશ્નુતે** ઇત્યાદિ વાક્યથી) પરપ્રાપ્તિનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. આ (જેનો ભગવાને અંગીકાર કર્યો છે તે) ભક્ત શુદ્ધપુષ્ટિમાર્ગીય હોવાથી (ભગવાનની સાથેના) ભોગમાં તેની સ્વતંત્રતા બતાવવામાં આવી છે. (**ब्रह्मणा सह** એમ) **सह**–સાથે–શબ્દનો પ્રયોગ હોવાથી બ્રહ્મ ગૌણ બને છે. તેથી જ “હું ભક્તને અધીન છું” (ભાગ. ૯. ૪. ૬૩), “ભક્તિથી મને વશ કરે છે” (ભાગ. ૯. ૪. ૬૬) ઇત્યાદિ વાક્યો વડે સ્મૃતિઓમાં પણ ભગવાન્ ભક્તને અધીન રહે છે એ વાત દર્શાવવામાં આવી છે.

જો કે વિકરણ અને પદના ભેદને લીધે ‘ભોજન કરવાના’ અર્થવાળા (નવમા ગણના) **अश्** ધાતુનું રૂપ **अश्नाति** જ થાય છે, અને “વ્યાપી રહેવાના” અર્થવાળા (પાંચમા ગણના) **अश्** ધાતુનું રૂપ **अश्नुते** થાય છે, તો પણ અહીં “ભોજન કરવાના” અર્થવાળા (નવમા ગણના) **अश्** ધાતુનો જ પ્રયોગ છે એમ જણાય છે. તે આ પ્રમાણેઃ—અહીં અશનની ક્રિયામાં (**ब्रह्मणा सह**) ‘બ્રહ્મની સાથે’ એમ કહેવામાં આવ્યું છે. જો અહીં (**अश्** ધાતુ) વ્યાપી રહેવાના અર્થમાં હોય તો ‘બ્રહ્મની સાથેના ભોગોને તે વ્યાપે છે’ એ અર્થ થાય; અથવા ‘બ્રહ્મની સાથેનો જે જીવ તે ભોગોને વ્યાપી રહે છે’ એવો અર્થ થાય; પણ આ બે અર્થ ઘટતા નથી; કારણ કે જેમ ભોગ જીવની વ્યાપનક્રિયાનું કર્મ થઈ શકે છે તેમ બ્રહ્મ (વ્યાપન ક્રિયાનું કર્મ થવાને) સંભવતું નથી, કારણ કે બ્રહ્મ ઘણું જ મોટું છે, (અને જીવ માત્ર અણુ છે). વળી, અહીં વ્યાપનનો અર્થ ‘સ્વાધીન કરવું’ એમ જ કરવો પડશે; પણ કામોને સ્વાધીન કરવું એ જાતે પુરુષાર્થરૂપ–ફલરૂપ–નથી, કારણ કે કામો ભોગના અંગ છે; અને તે ઉપરાંત ‘**अश्नुते**’ એ પદ પરપ્રાપ્તિનું વિવરણ કરનારૂં હોવાથી કામને સ્વાધીન કરવારૂપ અર્થ ઘટતો નથી. તેથી ‘ભોજન કરવું’ એ અર્થવાળા **अश्** ધાતુનો જ **अश्नुते** એ પ્રમાણે પ્રયોગ છે. (બ્રહ્મની સાથે ભક્ત ભોગ કરે છે) એ અર્થ અલૌકિક છે એમ જણાવવાને **अश्नुते** એ પ્રમાણે વૈદિક પ્રયોગ કરવામાં આવ્યો છે; કારણ કે **व्यत्ययो बहुलम्** [વ્યત્યય–ફેરફાર–ઘણે ઠેકાણે થાય છે] (પા. સૂ. ૩. ૧. ૮૫) એ સૂત્રથી વેદમાં પદ અને વિકરણના વ્યત્યયનું વિધાન કરવામાં આવ્યું છે. **श्ना** પ્રત્યય (નવમા ગણનો **ना** પ્રત્યય) અને પરસ્મૈપદના વ્યત્યયથી **श्नु** પ્રત્યય (પાંચમા ગણનો **नु** પ્રત્યય) અને આત્મનેપદ પ્રાપ્ત થયાં, એટલે (**अश्नुते** માં આવેલા) આ ધાતુનો અર્થ ‘ભોગ કરવો’ એ જ થાય છે. આ પ્રમાણે જ–વ્યત્યયથી જ–“તે કોઈનો ભોગ કરતું નથી, અને કોઈ તેનો ભોગ કરતું નથી.” (બૃ. ૩. ૮. ૮) એ શ્રુતિમાં આવેલા **अश्नोति** પદમાં એકલા પ્રત્યયના જ ફેરફારથી (ભોગાર્થક) **अश्** ધાતુનો જ પ્રયોગ છે એમ જાણવું; નહિ તો સર્વવ્યાપક બ્રહ્મની સર્વવ્યાપકતાનો અઘટિત નિષેધ થઈ જાય.

(શંકા) અરે! **सोऽश्नुते** ઇત્યાદિ શ્રુતિમાં ઉપાસક સકામ છે, અને જેની તે ઉપાસના કરે છે તે બ્રહ્મ પણ સગુણ છે, કારણ કે બન્ને જણ કામોપભોગ કરે છે એવું શ્રવણ છે. અને "જ્યાં દ્વૈત જેવું હોય છે ત્યાં બીજો બીજાને જુવે છે. "(બૃ. ૨. ૪. ૧૪; ૪. ૫. ૧૫) એ પ્રમાણે ઉપક્રમ કરીને "પણ જ્યાં આને બધું આત્મા જ થયું ત્યાં કોનાથી કોને જુવે?" (બૃ. ૨. ૪. ૧૪; ૪. ૫. ૧૫) ઇત્યાદિ શ્રુતિથી બીજાનું દર્શન થતું નથી (એમ કહેવામાં આવેલું છે), અને તેથી બ્રહ્મવેત્તાને કામનો ઉપભોગ સંભવતો નથી.

(ઉત્તર) ના, એમ નહિ. "તેને ઉદ્દેશીને આ ઋક્ કહેવામાં આવી છે" (તૈ. ૨. ૧) એ વાક્યથી એમ કહેવામાં આવ્યું કે પૂર્વ વાક્યમાં જે અર્થ કહેવામાં આવ્યો છે તેનું નિરૂપણ કરનારી આ ઋચા છે, અને તેથી ત્યાં પ્રાકૃતગુણનો સંબંધ કહેવો અશક્ય છે; અને જો બ્રહ્મજ્ઞાન પછી પ્રાકૃતગુણનો સંબંધ સ્વીકારવામાં આવે તો બ્રહ્મવેત્તાને પ્રાપ્ત કરવા યોગ્ય એ ભાવ અને પરત્વ એ બે અસંભવિત થઈ જાય. વળી વેદ્ય–અક્ષર બ્રહ્મ–ગુણ રહિત અને આગળનું પરબ્રહ્મ સગુણ એમ કહી શકાશે નહિ, કારણ કે તેમાં પરત્વ ઘટી શકે નહિ, અને તે ઉપરાંત જ્ઞાનરૂપ સાધનનું અંગભૂત બ્રહ્મ નિર્ગુણ અને તેનું ફલ સગુણ એ વાત વધારે અઘટિત છે. "ગુણનો નાશ થતાં સમાધિવાળા મુનિઓ જે ખરેખર જુવે છે" (ભાગ. ૧૦. ૨૮. ૧૫) એ શ્રીભાગવતવાક્યથી ગુણાતીત પુરુષોનો (જ) વૈકુણ્ઠનું દર્શન કરવાનો અધિકાર છે એમ જ્યાં કહેવામાં આવે છે ત્યાં તો પછી તેનાથી પરના દર્શન વિષે શું જ કહેવું? વળી, બ્રહ્મવિતને દ્વૈતદર્શન ઘટતું નથી તેથી કામનો ભોગ સંભવે નહિ એમ જે (દૂષણ) કહેવામાં આવ્યું તેના વિષે પણ (આ પ્રમાણે) ઉત્તર આપવામાં આવે છે. "પણ જ્યાં આને બધું આત્મા જ થયું" (બૃ. ૨. ૪. ૧૪; ૪. ૫. ૧૫) એ શ્રુતિ અખણ્ડબ્રહ્મના અદ્વૈતનું ભાન થતાં બ્રહ્મવિતને પ્રાપંચિક ભેદનું દર્શન થતું નથી એમ કહે છે, પણ પ્રપંચાતીત અર્થના દર્શનનો બોધ અથવા નિષેધ કરતી નથી. પુરુષોત્તમનું સ્વરૂપ તો પોતાના બધા ધર્મથી વિશિષ્ટ અને પ્રપંચથી અતીત જ છે, એટલે તેનાં દર્શન વગેરેમાં શું (દૂષણ) આવી ગયું? "આ બધું છે તે, જે થઈ ગયું તે, અને જે થવાનું તે પુરુષ જ છે" (શુ. ય. ૩૧. ૨) એ પ્રમાણે પ્રપંચ બ્રહ્માત્મક છે એમ કહીને "આટલો એનો મહિમા છે; આનાથી તો પુરુષ વધારે મોટો છે." (શુ. ય. ૩૧. ૩) એ શ્રુતિ કહે છે કે આ જગત્ પણ તેની વિભૂતિરૂપ જ છે અને પુરુષ તો આનાથી મોટો છે. તેથી (આ વિષયમાં) કંઈ પણ અઘટિત નથી. આમ હોવાથી "**तत्केन**"–ત્યાં કોનાથી–ઇત્યાદિવડે બ્રહ્મવિતની પરપ્રાપ્તિની પૂર્વદશા કહેવામાં આવી છે, અને ઉત્તરદશા તો "**सोऽश्नुते**–તે ભોગ કરે છે—એ વાક્યથી કહેવામાં આવી છે, એટલે બધું યોગ્ય છે. છાન્દોગ્યમાં પણ "જ્યાં બીજું જોતો નથી" (છા. ૭. ૨૪. ૧) ઇત્યાદિએ ભૂમાનું સ્વરૂપ વર્ણવીને "આત્મા જ આ બધું છે" (છા. ૭. ૨૫. ૨) એ વાક્ય સુધી બ્રહ્મવિતના ભાવને–સર્વાત્મભાવને–સમજાવીને "ખરેખર તે આ પ્રમાણે જોતાં, આ પ્રમાણે વિચારતાં, આ પ્રમાણે જાણતાં, આત્મામાં રતિ કરે છે, આત્માની સાથે ક્રીડા કરે છે, આત્માની સાથે ફરે છે, આત્મામાં આનન્દ મેળવે છે, તે સ્વરાડ્ થાય છે, બધા લોકોમાં ઇચ્છા પ્રમાણે ફરે છે (છા. ૭. ૨૫. ૨) એ પ્રમાણે કહેવામાં આવે છે; અને આ વાક્યનું વ્યાખ્યાન **लिङ्गभूयस्त्वात्तद्धि बलीयस्तदपि** એ અધિકરણમાં (બ્ર. સૂ. ૩. ૩. ૪૪–૫૩) કરવામાં આવશે.

અથવા "તેને ઉદ્દેશીને આ ઋચા કહેવામાં આવી છે" (તૈ. ૨.૧) એ વાક્યથી એમ કહેવામાં આવે છે કે પૂર્વવાક્યમાં કહેવામાં આવેલા બ્રહ્મનું નિરૂપણ કરનારી આ ઋક્ છે. તેમાં સાધન અને ફલનું નિરૂપણ કરેલું હોવાથી ઋચામાં પણ તે બેનું જ નિરૂપણ કરવામાં આવે છે. તે આ પ્રમાણેઃ—આનન્દ ફલાત્મક હોવાથી જ્ઞાનરૂપી સાધનના અંગભૂત બ્રહ્મમાં આનન્દનું કથન કર્યા વિના 'જે જાણે છે' એ વાક્ય સુધીની ઋચા વડે 'બ્રહ્મવિત્' એટલા વાક્યનું વિવરણ કરવામાં આવ્યું છે. આવી રીતે ફલપ્રાપ્તિને માટે સ્વરૂપયોગ્યતાની સમ્પત્તિ કહેવામાં આવી. પછીથી ભગવાનના વરણથી ભક્તિ ઉત્પન્ન થતાં ગુહામાં પ્રકટ થએલું જે પરમ આકાશ તેમાં વિરાજેલા પુરુષોત્તમ જ છે. **निहितम्**-વિરાજેલા તે (પુરુષોત્તમ)-એમાં તૃતીયાના અર્થમાં દ્વિતીયા છે. (અર્થાત્ **निहितम्** નો અર્થ **निहितेन** કરવો). એટલે "તેમાં વિરાજેલા બ્રહ્મની સાથે" એ પ્રમાણે આગળ કહેલી રીત પ્રમાણે પહેલાંની માફક સમજવું; (અર્થાત્ ગુહામાં વિરાજેલા બ્રહ્મની સાથે ભક્ત બ્રહ્માત્મક કામોનો જ ભોગ કરે છે.)

પછી (ભગવાન્) પરમ ફલ હોવાથી પોતે નિરવધિ આનન્દાત્મક અને અંતરંગોથી પણ વધારે અંતરંગ છે એમ જણાવવાને, સર્વના સર્વરૂપ હોવાથી (પોતે) સર્વનું આધિદૈવિકરૂપ છે એમ પણ જણાવવાને, અને આધિભૌતિકાદિરૂપે પ્રકટ થવાને ભગવાન્ આકાશ વગેરે રૂપે આવિર્ભાવ પામ્યા, અને તેથી જ સૃષ્ટિક્રિયામાં આકાશનું જ કર્તૃત્વ કહેવામાં આવ્યું છે. આગળ પ્રથમ અન્ન અને રસના બનેલા શરીર કરતાં પ્રાણમય (અંદર), તેના કરતાં મનોમય (અંદર), અને તેના કરતાં વિજ્ઞાનમય (અંદર), એ પ્રમાણે ઉત્તરોત્તર પૂર્વ પૂર્વના અંતરંગ થએલાં અન્નમયાદિ ચાર રૂપોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

કોઈક (માયાવાદી) એમ કહે છે કે આ રૂપો વિકારવાળાં હોવાથી પ્રાકૃત જ છે, અને તેઓની અંદર આવેલો અવિદ્યાથી મુક્ત જીવ જ આનન્દમય કહેવાય છે.

તેને (નીચે પ્રમાણે) જવાબ આપવો જોઇએ. આગલા પ્રપાઠકમાં ભૃગુએ (પોતાના પિતા) વરુણને કહ્યું કે "ભગવન્! બ્રહ્મ વિષે કહો." (તૈ. ૩. ૧). આ પ્રશ્ન પછી વરુણે (ભૃગુનો) ઉત્તમ અધિકાર ન હોવાથી પોતે બ્રહ્મનું સ્વરૂપ કહ્યા વગર, તપથી અધિકાર વધતાં ક્રમથી (ભૃગુ) પોતાની મેળે જ જાણશે એમ વિચારી સર્વત્ર (પાંચે ય પ્રશ્નોમાં) "તપથી બ્રહ્મને વિશેષ રીતે જાણવાની ઇચ્છા રાખ" (તૈ. ૩. ૨) એ પ્રમાણે તે જ સાધનનો (તપનો) ઉપદેશ કર્યો. બ્રહ્મ સિવાય બીજા સાધનથી તે (બ્રહ્મ) જાણવું શક્ય નથી એમ જણાવવાને "તપ બ્રહ્મ છે" એમ સર્વત્ર વરુણે કહ્યું. તેથી તપરૂપી સાધન વડે બ્રહ્મ તરીકે જાણેલાં (અન્નમયાદિ) રૂપો પ્રાકૃત છે એમ, વિચાર કરનારા માણસથી તો, કહી શકાય નહિ. જો અન્નમયાદિ વગેરે બ્રહ્મરૂપ હોય તો ફરીથી બ્રહ્મવિષેનો પ્રશ્ન, સાધનનો ઉપદેશ, (તપરૂપી) સાધન કરવાનું અને પહેલાં વર્ણવેલા અન્નથી ભિન્ન (પ્રાણ, મન, વિજ્ઞાન વગેરેનું) બ્રહ્મ તરીકે જ્ઞાન–આ બધી પરંપરા ઘટી શકે નહિ; આ પ્રમાણે જો કહેવામાં આવતું હોય તો (અમે કહીએ છીએ કે) એમ નહિ: કારણ કે ભગવાનનાં વિભૂતિરૂપો અનન્ત છે. તેમાં ભગવાન્ જે રૂપથી જે કાર્ય કરે છે તે રૂપથી (બીજું કરવાને) સમર્થ છે, છતાં પણ તે સિવાયનું બીજું કાર્ય (તે રૂપે) કરતા નથી; કારણ કે ભગવાનની લીલા તે જ પ્રકારની છે. તે પ્રમાણે અન્નમયાદિરૂપો વડે ભગવાન્ ક્ષુદ્ર ફલો જ આપે છે, અને હીન અધિકારીઓની આકાંક્ષા તેટલાથી જ નિવૃત્ત થાય છે. આ પ્રમાણે તારતમ્યથી ફળ આપતા હોવાથી જેવા અધિકાર વડે અન્નમય સ્વરૂપનું જ્ઞાન થાય છે તેવો અધિકાર પ્રાપ્ત થતાં અન્નમયસ્વરૂપનું

જ્ઞાન પણ તેવું (તે શ્રુતિમાં જણાવેલું ફલ આપનારૂં) હોય છે. આગળ (પ્રાણમયાદિમાં) પણ આજ પ્રકારે સમજવું. આમ આકાશાદિરૂપ આધિભૌતિક સ્વરૂપ કહીને અન્નમયાદિના પુરુષરૂપ આધ્યાત્મિક (સ્વરૂપનું) વર્ણન કરતી શ્રુતિ પક્ષીના સ્વરૂપનું વર્ણન કરે છે; કારણ કે પક્ષીના રૂપથી જ આધ્યાત્મિક પુરુષનો આધિભૌતિક રૂપમાં પ્રવેશ છે. આ વાત વાજસનેયિ શાખામાં નીચે પ્રમાણે કહેવામાં આવી છે:—"બે પગવાળાં શરીર બનાવ્યાં, ચાર પગવાળાં શરીર બનાવ્યાં: શરીરના સંબંધમાં આવી પક્ષીનું રૂપ ધારણ કરીને તે પુરુષે (બધાં) શરીરોમાં પ્રવેશ કર્યો." (બૃ. ૨. ૫. ૧૮). વસ્તુતઃ તે પુરુષ જ છે, પણ શરીરના સંબંધમાં આવી, પક્ષી થઇને **પુરઃ**–શરીરોમાં–પ્રવેશ કર્યો એ અર્થ છે. જો કે પ્રાકૃત વિવિધ શરીરોમાં અપ્રાકૃત અને (અન્નમય શરીરમાં અન્નમય, પ્રાણમય શરીરમાં પ્રાણમય એ પ્રમાણે) એક પ્રકારના પુરુષનો પ્રવેશ અનુચિત છે, છતાં પણ પોતાના પ્રવેશ વિના કંઈ પણ થવાનું નથી એમ ધારીને પોતાની ગતિને પ્રતિબન્ધ કરનારાં (પ્રાણી અને પશુઓના ભૌતિક શરીર જેવા શરીરનું) ઉલ્લંઘન કરીને અલૌકિક ગતિથી હું પ્રવેશ કરૂં છું એ બતાવવાને (પુરુષ) પક્ષીરૂપે થયા; કારણ કે પક્ષી તેવું જ (દ્વાર વિના પણ સર્વત્ર ઇષ્ટ દેશમાં પ્રવેશ કરવાને સમર્થ જ) હોય છે. અને તેથી જ "બે પગવાળાં, ચાર પગવાળાં" (બૃ. ૨. ૫. ૧૮) એમ કહેવામાં આવ્યું. આધિદૈવિક (આનન્દમય) એક જ છે એમ બતાવવા '**यः पूर्वस्य**', જે પૂર્વનો (આત્મા) છે, (તૈ. ૨. ૩–૬) એ પ્રમાણે સર્વત્ર કહેવામાં આવ્યું છે.

(પૂર્વપક્ષ) આનન્દમયમાં પણ આ પ્રકારનું (**यः पूर्वस्य** એ વાક્યનું) કથન હોવાથી આ પણ પરમકાષ્ઠાપન્નરૂપ નથી, પણ પહેલાં કહેલાં (અન્નમયાદિથી) વધારે ધર્મવાળા વિભૂતિરૂપ જ છે. શિર વગેરેનું આનન્દરૂપે જ કથન હોવાથી આ (આનન્દમય) પરમાત્મા જ છે એમ કહેવું નહિ, કારણ કે જેમ અન્નમયમાં અવયવો અન્નમય હોય છે તેમ આનન્દમયમાં પણ તે અવયવો આનન્દમય જ હોય છે; એમ જો ન હોય તો, આનન્દમય વિભૂતિરૂપ ન હોય અને પરમાત્મા હોય તો, "તેનો આ જ શારીર આત્મા" (તૈ. ૨. ૩. ૯) એમ શ્રુતિ કહેત નહિ. શરીર તો પહેલાં કહેવામાં આવ્યું તે (આનન્દમય) છે, અને તેના સંબંધવાળો શારીર (આત્મા) વિભૂતિરૂપ આનન્દમયથી ભિન્ન જણાય છે. તેથી તે આનન્દમય પરબ્રહ્મ છે અને તેને પોતાનાથી અન્ય આત્મા છે એ મન્તવ્ય સર્વ શ્રુતિથી વિરુદ્ધ છે.

(સિદ્ધાન્તીની પ્રતિશંકા) અરે! જો આનન્દમયથી ભિન્ન બ્રહ્મ હોય તો "આનન્દમયથી અન્ય અંતર આત્મા બ્રહ્મ" એમ પણ કહેત; પણ એમ કહેવામાં આવ્યું નથી, તેથી આ આનન્દમય પરબ્રહ્મ જ છે.

(પૂર્વપક્ષીનો જવાબ) એમ કહેતા હો તો ના, કારણ કે અહીં આધ્યાત્મિક રૂપોનું જ નિરૂપણ કરવામાં આવ્યું છે, અને તે પાંચ પ્રકારના હોવાથી તેટલાનું જ નિરૂપણ છે. તેથી આનન્દમયથી અન્ય જ પરબ્રહ્મ છે. આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં

(સિદ્ધાન્ત) સૂત્રકાર જવાબ આપે છે કે

## आनन्दमयोऽभ्यासात् ।१।१।११।

**આનન્દમય શબ્દનો અર્થ પરબ્રહ્મ જ છે. શાથી? અભ્યાસથી, "જે પૂર્વનો આત્મા છે તે જ આ તેનો શારીર આત્મા છે." (તૈ. ૨. ૩–૬) એમ અન્નમયાદિમાં સર્વત્ર જ આનન્દમયનું જ આત્મા તરીકે કથન છે તેથી.**

(શંકા) આમાં (**तस्यैष एव शारीर आत्मा** ઇત્યાદિ વાક્યમાં **आत्मा** શબ્દનો અર્થ આનન્દમય જ કરવો એ બાબતમાં) અમે કોઈ પણ પ્રમાણ જોતા નથી. વળી, જો આનન્દમયનું જ આત્મા તરીકે સર્વત્ર કથન હોય તો આનન્દમયમાં પણ '**तस्यैष एव**–તેનો આ જ આત્મા છે' એમ ન કહેત, (પણ) 'આ જ પૂર્વનો આત્મા છે' એમ કહેત, તેથી આનન્દમય પરબ્રહ્મ નથી.

(ઉત્તર) આ પ્રમાણે કહેવામાં આવતું હોય તો અમારો જવાબ આ છે. ઈશ્વરથી અન્ય કોઈ પણ પદાર્થ સર્વનો આત્મા થઈ શકે એમ નથી. તે આનન્દરૂપ છે એમ "અન્ય ભૂતો આજ આનન્દની માત્રા ઉપર જીવે છે" (બૃ. ૪. ૩. ૩૨), "ખરેખર તે રસ છે. રસને જ પ્રાપ્ત કરીને આનન્દ પામે છે. જો આ આકાશ આનન્દ ન હોત તો કોણ શ્વાસ લઈ શકત, કોણ ખરેખર જીવી શકત? આજ આનન્દ આપે છે" (તૈ. ૨. ૭) એ શ્રુતિઓ વડે નિર્ણય થાય છે. આમ હોવાથી આ નિર્ણય સાથે એકવાક્યતા કરવાને માટે પ્રકૃત આનન્દમય શબ્દ પણ પરબ્રહ્મનો જ વાચક છે એમ માનવું. જો આનન્દમય શબ્દ પરબ્રહ્મનો વાચક ન હોય તો 'આનન્દમયથી અન્ય અંતર આત્મા' એ પ્રમાણે જ શ્રુતિ કહેત.

(શંકા) અરે! આધ્યાત્મિકરૂપોનું જ અહીં નિરૂપણ કરવામાં આવ્યું છે ઇત્યાદિ પહેલાં જ કહેવામાં આવ્યું છે.

(ઉત્તર) એમ કહેતા હો તો, ના, પહેલાં કહ્યું તે પ્રમાણે (અર્થાત્ આધિદૈવિક વિના બીજે ઠેકાણે સર્વાન્તરત્વ સંભવતું નથી તેથી) અન્તમાં આધિદૈવિકનું નિરૂપણ છે. તેથી જ ભાર્ગવી વિદ્યામાં (તૈ. ૩) પણ ભૃગુને અન્નમયાદિનું જ્ઞાન થયા પછી પણ (તેની) બ્રહ્મની જિજ્ઞાસા દર્શાવવામાં આવી, પણ આનન્દમયના જ્ઞાન પછી નહી. વળી, ભૃગુની આધ્યાત્મિક જ્ઞાન મેળવવા માટે પ્રવૃત્તિ ન હતી, પણ બ્રહ્મજ્ઞાન મેળવવાને જ, કારણ કે 'હે ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો' (તૈ. ૩. ૧) એમ પ્રશ્નવચન છે.

વળી, "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એમ ઉપક્રમ કરી, અન્તે જ્ઞેય-અક્ષર બ્રહ્મ–ના આનન્દની ગણના કરીને "જે આ પુરુષમાં છે અને જે આ આદિત્યમાં છે તે એક છે" (તૈ. ૨. ૮) એ વાક્યોથી (જણાય છે કે) બ્રહ્મવિત્ પુરુષમાં અને આદિત્યમાં તે જ અક્ષરબ્રહ્મ પ્રતિષ્ઠા પામેલું છે, અને તેથી તેનો આનન્દ પણ તે જ પ્રકારે છે, (એ બેમાં પ્રતિષ્ઠિત છે), એટલે તે બે આનન્દ એક છે. આવા પ્રકારનું બ્રહ્મ છે એમ જે જાણે છે તેને ક્રમથી અન્નમયાદિની પ્રાપ્તિ થાય છે એમ કહીને અન્તે શ્રુતિ કહે છે કે "આ આનન્દમય આત્માને તે મેળવે છે" (તૈ. ૨. ૮). આમ હોવાથી ઉપક્રમમાં પરપ્રાપ્તિ ફલરૂપ છે એમ કહેલું હોવાથી ઉપસંહારમાં પણ તે જ પ્રકારે હોવું જોઈએ, અને તેથી આનન્દમયની પ્રાપ્તિ જ અન્તમાં ફલરૂપ છે એમ કહેવામાં આવવાથી અને તેની (આનન્દમયની) આગળ અન્ય કોઈનું કથન ન હોવાથી આનન્દમય જ પરબ્રહ્મ છે.

(શંકા) ઉપસંક્રમણ એટલે અતિક્રમણ–ઓળંગીને આગળ જવું તે—તેથી પરપ્રાપ્તિરૂપ ઉપક્રમને આધારે ઉપસંહારમાં આનન્દમય પ્રાપ્તિને ફલ તરીકે કલ્પવું નહીં.

(ઉત્તર) એ પ્રમાણે જો કહેતા હો તો, અરે! તમારી મતિ શબ્દના ખરા અર્થને ગ્રહણ કરી શકતી નથી એમ ભાસે છે, કારણ કે બધે ઠેકાણે સંક્રમણ શબ્દનો અર્થ મેળવવું એમ જોવામાં આવે છે. તેથી જ જ્યારે સૂર્ય મકર વગેરે રાશિમાં જાય છે ત્યારે તે તે રાશિનું

સંક્રમણ થયું એમ કહેવામાં આવે છે. વળી, આ (આનન્દમયપ્રાપ્તિ) પરમ મુક્તિ નથી એમ નહિ કહેવાય, કારણ કે "આ લોકમાંથી જઈને" (તૈ. ૨. ૮) એમ પહેલાં કહેવામાં આવ્યું છે. આથી જ પુરુષોત્તમના આનન્દનો અનુભવ થતાં આ આનન્દ એકલા અનુભવથી જ જણાય છે, મન અને વાણીનો વિષય નથી એમ જાણીને લોક, વેદ, કાલ વગેરેથી પણ (બ્રહ્મવિત્) બ્હીતો નથી એમ "જ્યાંથી વાણી" (તૈ. ૨. ૪, ૯) એ શ્લોકમાં શ્રુતિએ કહ્યું છે. બ્રહ્મ એકલા અનુભવથી જ જણાય છે એમ જો ન હોય તો (બ્રહ્મનો આનન્દ) મનથી પણ ગ્રહણ કરી શકતો નથી એમ કહીને '**विद्वान्**–જાણતો' એમ શી રીતે કહે? આમ હોવાથી (આનન્દમયરૂપ પુરુષોત્તમની પ્રાપ્તિ જ પરમ મુક્તિ હોવાથી) "વિપશ્ચિત્ બ્રહ્મની સાથે બધા ભોગો તે ભોગવે છે" (તૈ. ૨. ૧) એ ઋચામાં જે ફલનું નિરૂપણ કર્યું છે તે જ ફલનું વિવરણ અન્તમાં છે એમ જણાય છે. જો એમ ન હોય તો, "આ લોકમાંથી જઇને" (તૈ. ૨. ૮) એમ કહેલું હોવાથી દેહના અભાવમાં ભયની ઉપસ્થિતિ રહે નહિ અને તેથી તેનો–ભયનો–નિષેધ સંભવી શકે નહિ; અને કામનો ભોગ પણ સંભવી શકે નહિ. તેથી જ સામાનાધિકરણ્ય, અભેદ, ન રહેતાં 'બ્રહ્મનો આનન્દ' એમ કહ્યું છે. આથી એ સિદ્ધ થયું કે ભક્ત પહેલાંના લૌકિક દેહનો ત્યાગ કરીને પ્રથમ સાક્ષાત્ ભગવદ્‌ભજનમાં ઉપયોગી અને ભગવાનની વિભૂતિરૂપ સંઘાતને પ્રાપ્ત કરે છે. તે આ પ્રમાણે. સંઘાત એ દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ અને જીવનો બનેલો છે. તેમાં સ્થૂલ શરીર એ અન્નમયવિભૂતિરૂપ છે. બીજું (પ્રાણમયરૂપ) સ્પષ્ટ છે. (મન) બધી ઇન્દ્રિયોની સાથેના સંબંધને લીધે ઇન્દ્રિયરૂપ હોવાથી અને અન્તઃકરણરૂપ હોવાથી બીજું (મનોમયવિભૂતિરૂપ) ઇન્દ્રિય અને અન્તઃકરણનું બનેલું છે. ચોથું (વિજ્ઞાનમયવિભૂતિરૂપ) જીવના તત્ત્વરૂપ–બ્રહ્મની સાથે કામોપભોગ કરવાની યોગ્યતારૂપ–છે, અને આમાં જ (વિજ્ઞાનમયવિભૂતિરૂપ જીવમાં જ) ગુહાની અંદર ભગવાનના વરણથી પરમ વ્યોમનો–આકાશનો–આવિર્ભાવ થાય છે. પછીથી પૂર્ણ આનન્દરૂપ, પુરુષોત્તમ-સ્વરૂપ ફલરૂપને પ્રાપ્ત કરીને ઉપર જણાવેલી ઋચામાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે જીવ પુરુષોત્તમની સાથે બધી કામનાઓનો ભોગ કરે છે, અને તે જ મન અને વાણીનો વિષય ન થાય એવા આનન્દનો અનુભવ (કહેવાય છે); તે (જીવ) અનુભવમાં જ જણાય એવા આનન્દને પ્રાપ્ત કરે છે એમ ઉપક્રમ અને ઉપસંહારના વાક્યોની એકવાક્યતાથી સમજાય છે.

હવે આનો વિચાર કરવામાં આવે છે. "બે પગવાળાં શરીર કર્યાં" (બૃ. ૨. ૫. ૧૯) એ શ્રુતિમાં વસ્તુતઃ તો પુરુષ જ છે, પરંતુ શરીરના સંબંધમાં આવીને, પક્ષીનું રૂપ ધારણ કરીને શરીરોમાં પ્રવેશ કર્યો એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. પ્રકૃતવાક્યમાં (બ્રહ્મવિત્ પ્રપાઠકમાં) પણ અન્નમયાદિનું પક્ષીરૂપે જ નિરૂપણ કર્યું છે.

(શંકા) આમ હોવાથી એક દેહમાં બહુ વિભૂતિઓ પ્રવેશ કરે છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે એમાં પ્રયોજન નથી; તેથી એક એક શરીરમાં એક એકનો પ્રવેશ થાય છે એમ કહેવું જોઇએ. તેમાં કયા શરીરમાં કોનો પ્રવેશ થાય છે એ વિચાર કરતાં પ્રાકૃતત્વ અને બ્રહ્મત્વ સર્વપક્ષીઓમાં સરખું હોવાથી, અને જ્ઞાપક પ્રમાણનો અભાવ હોવાથી સર્વનો સર્વત્ર પ્રવેશ અથવા અપ્રવેશ થાય.

(ઉત્તર) એમ કહેતા હો તો આ વિષયમાં અમને આ પ્રમાણે ભાસે છે. "આ લોકમાંથી જઇને" (તૈ. ૨. ૮) એ વાક્યમાં **इदम्**–આ–શબ્દનો પ્રયોગ હોવાથી પ્રાકૃત ગુણમય

પ્રપંચનો–શરીરનો–ત્યાગ કરીને ગુણાતીત સાક્ષાલ્લીલોપયોગી પ્રપંચને પ્રાપ્ત કરે છે એમ જણાય છે. તેની (ગુણાતીત શરીરની) પ્રાપ્તિથી જ ભગવાન્ વિષેનો ભાવ–રતિ નામનો સ્થાયિભાવ–ઉત્કટ થતાં જો તે તે પ્રકારના બ્રહ્મે તે તે અન્નમયાદિમાં પ્રવેશ કરેલો ન હોય તો (ગુણાતીત શરીર પ્રાપ્ત થયું તેની) પહેલાંનો જે ભગવદ્વિરહભાવ (વિપ્રલમ્ભશૃંગારરૂપી સ્થાયિભાવ) તે (ગુણાતીત શરીર પ્રાપ્ત કર્યા પછી) અતિ તીવ્ર થતાં સર્વનો નાશ કરે છે, અને તેથી શરીર, ઇન્દ્રિય, પ્રાણ અને અન્તઃકરણનો નાશ જ થઈ જાય. જીવનો પણ બ્રહ્મમાં જ લય થવાથી (વરણના અભાવમાં) લીલારસનો અનુભવ થતો નથી, અને તે તેનો–જીવનો–નાશ જ છે. જીવમાં તો આનન્દમય પુરુષોત્તમ (રસનો અનુભવ કરાવવાને) પ્રવેશ કરે છે, તેથી રસાત્મકતાને લીધે આનન્દાત્મક જ વિરહભાવના રસસાગરનો અનુભવ કરી, પછીથી (ગુહામાં) પ્રકટ થએલા પ્રભુના સ્વરૂપને પ્રાપ્ત કરી, "કોઈનાથી બ્હીતો નથી" (તૈ. ૨. ૪, ૯) એ વાક્ય વડે લોકનો ભય નથી એમ કહીને, "ખરેખર 'મેં સારૂં કામ કેમ ન કર્યું? મેં ખોટું કામ કેમ કર્યું' એ વિચાર તેને (બ્રહ્માનન્દનો અનુભવ કરનારને) પીડતો નથી" (તૈ. ૨–૯) એ વાક્યો વડે વેદનો (પણ) ભય નથી એમ કહેવામાં આવે છે. વાજસનેયિશાખાના અન્તર્યામિબ્રાહ્મણમાં "જેનું–બ્રહ્મનું–બધાં ભૂતો શરીર છે, જેનું પ્રાણ શરીર છે, જેનું વાણી શરીર છે, જેનું ચક્ષુ શરીર છે, જેનું શ્રોત્ર શરીર છે, જેનું મન શરીર છે, જેનું ત્વચા શરીર છે" ઇત્યાદિ વાક્યને અંતે "જેનું આત્મા શરીર છે" (બૃ. ૩.૭) એમ શરીર, પ્રાણ, અંદરનું મન, ઇન્દ્રિયો અને જીવાત્મા–એ બધાં (બ્રહ્મનું) શરીર છે એમ કહેવામાં આવ્યું છે. અહીં પૂર્વોક્ત નિર્ગુણ દેહો ભગવાનના ચરણની રજમાંથી ઉત્પન્ન થએલા હોવાથી વિભૂતિરૂપ છે અને તેથી બ્રહ્મનું શરીર છે. તેમાં–શરીરમાં–અન્નમય બ્રહ્મના પ્રવેશથી અન્નમયની સ્થિતિ છે, (અને) પ્રાણોમાં પણ તેજ પ્રકારે છે. જ્ઞાનેન્દ્રિયોમાં વિજ્ઞાનમયના પ્રવેશથી તેમ જ થાય છે. મનમાં મનોમયના પ્રવેશથી તે પ્રકારે થાય છે. જીવમાં તો આનન્દમય પ્રવેશ કરે છે, એટલે તેમ (લીલાનો અનુભવ કરવાની યોગ્યતા) છે. તેથી–પ્રવેશ કરવાથી–આનન્દમયનું પક્ષી તરીકેનું કથન બરોબર છે.

આનન્દમયના સ્વરૂપનું વિશેષ વર્ણન અશક્ય હોવાથી "જે પૂર્વનો" (તૈ. ૨. ૩–૬) એમ સર્વ સ્થળે કહેવામાં આવ્યું છે. શરીરમાં પ્રવેશ કરવાને માટેનું પક્ષીનું રૂપ (અન્નમયાદિ) પાંચમાં પણ સાધારણ હોવાથી, તેમાં (અન્નમયાદિમાં) તે પ્રમાણેનું (પ્રવેશ વિષેનું) કથન કરતી શ્રુતિએ આનન્દમયના વિષે પણ એમ જ કહ્યું છે એમ જાણવું. આમ હોવાથી જેમ સ્પર્શમણિના સંબંધથી રજત વગેરે સુવર્ણ થઈ જાય છે તેમ ઉપર જણાવેલા પ્રકારવાળા પ્રવેશથી (અન્નમયાદિ) આશ્રયો પણ તે તે રૂપ જ (બ્રહ્મશરીર જ) થઈ જાય છે એમ કહેવામાં આવે છે. વાસ્તવિક રીતે તો આ પરોક્ષવાદ છે એમ જણાય છે. તે આ પ્રમાણે:– "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એ વાક્ય વડે બ્રહ્મવિતની પરપ્રાપ્તિનું સામાન્ય કથન કરીને "સત્ય, જ્ઞાન" (તૈ. ૨. ૧) એ ઋચા વડે તેનું તાત્પર્ય કહેવામાં આવ્યું. તેમાં સર્વાત્મભાવવાળો ભક્ત ભગવાનની સાથે જુદા જુદા સ્વરૂપવાળા કામોનો ભોગ કરે છે એ વ્યાખ્યાનથી તે ઋચાના અર્થનો નિશ્ચય થાય છે. ઉપર જણાવેલા (સર્વાત્મભાવવાળા) ભક્તને હમ્મેશાં જ, વિરહભાવમાં તો વિશેષે કરીને, પ્રિય સ્વરૂપથી અન્યની સ્ફૂર્તિ ન થતાં અન્ન-પ્રાણાદિરૂપ તે જ છે એમ જણાવવાને તે તે રૂપો (અન્ન, પ્રાણ વગેરે) કહેવામાં આવ્યાં છે. તેથી તે ભક્તનો ભગવાન્ ઉપરનો પરમ પ્રેમ સિદ્ધ થાય છે. (પરમ પ્રેમ સિદ્ધ થયા) પછી

ભગવાનનો આવિર્ભાવ થતાં પણ પહેલાંનો વિરહભાવ અતિ તીવ્ર હોવાને લીધે જ્ઞાનાદિ સર્વનો તિરોભાવ થતાં, આગળના રસનો અનુભવ નહિ થાય તેથી (ભગવાન્) પોતે જ તેના (ભક્તના) અનુભવરૂપે થાય છે એમ જણાવવાને વિજ્ઞાનરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. તે વખતે જ અનુભવનો વિષય પ્રકટ આનન્દમય છે તેથી તેના (બ્રહ્મના) સ્વરૂપનું વર્ણન કરવામાં આવે છે. તેમાં (આનન્દમય પ્રાકટ્યમાં) નિરુપધિ પ્રીતિ જ મુખ્ય છે, અન્ય નહિ, એમ જણાવવાને પ્રિય સ્વરૂપને–ભક્તની પ્રીતિના વિષયભૂત ભગવાનના આનન્દસ્વરૂપને–શીર્ષ કહેવામાં આવે છે. (આનન્દ પ્રકટ થાય) તે વખતે પ્રિયના દર્શન વગેરેથી જે આનન્દાત્મક જ વિવિધ રસભાવનો સાગર ઉત્પન્ન થાય છે તેને દક્ષિણ પક્ષ કહેવામાં આવે છે; અને પછીથી સ્પર્શ વગેરેથી પૂર્વથી વિલક્ષણ ઉત્તમ કોટિના આનન્દનો જે સાગર તેને ઉત્તર પક્ષ કહેવામાં આવે છે. અનેક પ્રકારના પક્ષોના સમૂહરૂપ હોવાથી તે (દક્ષિણ અને ઉત્તર) પક્ષોનું પક્ષ તરીકેનું વર્ણન યુક્ત છે. સ્થાયિભાવ (આનન્દ) એકરૂપ (સર્વદા વિદ્યમાન) હોવાથી (તેને) આત્મા કહેવામાં આવે છે, કારણ કે તેમાંથી જ વિભાવાદિથી વિવિધ ભાવોની ઉત્પત્તિ થાય છે. પરપ્રાપ્તિના સાધનભૂત અક્ષરબ્રહ્મના જ્ઞાનવાળી દશામાં (પરપ્રાપ્તિની) પહેલાં અનુભવ કરાએલો જે તેનો (અક્ષરબ્રહ્મનો) આનન્દ તે પણ ગણિતાનન્દ છે, તેથી આ આનન્દમયના અનુભવ પછી તે તુચ્છ ભાસે છે, અને વળી (સર્વકામભોગરૂપી) ઇષ્ટગતિનું તે (અક્ષરબ્રહ્મ) સ્વરૂપતઃ સાધન નથી; તેથી તે હીન છે, એટલે તેનું–અક્ષરબ્રહ્મનું–પૃષ્ઠભાગથી પણ દૂર આવેલા પુચ્છ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. વળી પુરુષોત્તમનું અધિષ્ઠાન હોવાથી (અક્ષરબ્રહ્મને) પ્રતિષ્ઠા તરીકે પણ વર્ણવવામાં આવે છે. આ પ્રકારે શ્રુતિનો અર્થ કરતાં પુરુષોત્તમ અક્ષરથી પણ ઉત્તમ છે, છતાં પણ પોતે ગૌણ બની ભક્તની ઇચ્છાઓ પૂરી કરે છે. એ વિષયમાં (જગત્કર્તૃ સ્વતન્ત્ર બ્રહ્મ ક્રીડામાં અસ્વતન્ત્ર સંભવી શકે નહિ, માટે ક્રીડામાં બ્રહ્મથી ભિન્ન કોઈ પદાર્થ હશે એવી) અસંભાવના, અને (**ब्रह्मणा सह** એ પ્રમાણે કહેવાથી બ્રહ્મ આનન્દમય વિગ્રહથી ક્રીડા કરતું નથી, પણ બીજા રૂપે ક્રીડા કરે છે, અને ભક્તને તો આનન્દનો આભાસ જ થાય છે એવી) વિપરીત ભાવનાનો સમ્ભવ છે. તે દૂર કરવાને "અસત્ હોઇને પણ તે થાય છે" ઇત્યાદિ (તૈ. ૨. ૬) કહેવામાં આવ્યું છે. પોતાને અનુભવ ન હોવા છતાં પણ ગુરુના ઉપદેશથી પણ તેના અસ્તિત્વમાત્રને પણ જે જાણે તેને બ્રહ્મવિદો 'સત્'–સત્ત્વધર્મથી વિશિષ્ટ અને વર્તમાન–તરીકે ઓળખે છે એમ આગળ ઉપર "બ્રહ્મ છે એમ જો જાણે" (તૈ. ૨. ૬) ઇત્યાદિ વડે શ્રુતિએ કહ્યું છે. બ્રહ્મ અસત્ છે એ જ્ઞાનને માટે "અસત્ થાય છે" એમ કહીને (તેના અસ્તિત્વના જ્ઞાન માટે "સત્ થાય છે" એમ કહ્યા વગર) "એને સત્ તરીકે ઓળખે છે" એ પ્રમાણે સત્ત્વવાળો અને વર્તમાન એમ બ્રહ્મવિદો જાણે છે એમ જે કહેવામાં આવ્યું છે, તે ઉપરથી જણાય છે કે બ્રહ્મવિદો ઉપર જણાવેલા પુરુષોત્તમના આનન્દના અનુભવવાળા, જ્ઞાન અને ક્રિયાથી વિશિષ્ટ જીવને "વર્તમાન" તરીકે જાણે છે. અનુભવ ન હોય તો કેવલ ગુરૂપદેશાદિથી તેવા પ્રકારનું બ્રહ્મ છે એમ જ્ઞાન થતાં સ્વરૂપતઃ તેને "સત્" જાણે છે, જ્ઞાનાદિમાન્ તરીકે નહિ. તે અસત્ છે એમ જાણે તો મિથ્યા જેવું છે એમ શ્રુતિનું તાત્પર્ય જણાય છે.

આ પ્રકારે વિચારકુશલ સત્પુરુષો વ્રજાધિપને વિષે આનન્દમયતાનો અર્થ આનન્દસન્દોહ કરે છે. ૧૧.

આનન્દમયને બ્રહ્મ કહી શકાશે નહિ, કારણ કે લોકમાં **मयट्** પ્રત્યયનું વિકારના અર્થમાં વિધાન છે–એમ શંકા કરીને (સૂત્રકાર) પોતે જ પરિહાર કરે છે કે :—

## विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ।१।१।१२।

**(આનન્દમય એ ) વિકારવાચક શબ્દ છે તેથી (આનન્દમય બ્રહ્મ થઈ શકે) નહિ, એમ જો કહેતા હો તો ના, (કારણ કે તે શબ્દ ) પ્રાચુર્યવાચક છે.**

આનાથી જ પૂર્વ સૂત્રનો (આનન્દમય એ અવિકૃત બ્રહ્મ છે એ) અર્થ સિદ્ધ થશે. વિકારવાચી શબ્દ–મયટ્પ્રત્યય–જે પદમાં હોય તે વિકારશબ્દ: તેથી તે શબ્દનો ('આનન્દ-મય' શબ્દનો ) અર્થ બ્રહ્મ ન થાય, કારણ કે બ્રહ્મ અવિકારિ છે.

આમ જો કહેવામાં આવતું હોય તો, ના, એમ નહીં. અહીં **मयट्**પ્રત્યય વિકારના અર્થમાં નથી, પણ પ્રાચુર્યના અર્થમાં છે. પ્રાચુર્યને પ્રાપ્ત કરે છે–પ્રાચુર્યનો બોધ કરે છે–એટલે **प्राचुर्यात्**. પાણિનિ પણ કહે છે કે **तत्प्रकृतवचने मयट्** (પા. સૂ. ૫. ૪. ૨૧) પ્રાચુર્યવાળું પ્રસ્તુત વચન તે **तत्प्रकृतवचन**, અને તેને **मयट्**પ્રત્યય લાગે છે એમ સૂત્રનો અર્થ છે. "બીજો કોણ શ્વાસ લઈ શકે, કોણ જીવી શકે ?" (તૈ. ૨. ૭) એ વાક્યમાં પ્રાચુર્યથી–પહેલાનાં કરતાં પણ વધારે–સારી રીતે સ્તવન કરવામાં આવ્યું છે. તેથી **मयट्** પહેલાંના કરતાં અધિકતા દર્શાવે છે. એક ભાગનું જ (પ્રાચુર્યનું જ) કથન હોવાથી તે પ્રાચુર્યવાળા પદાર્થમાં લક્ષણા લઇએ તો (**मयट्**પ્રત્યય) પ્રાચુર્યવિશિષ્ટ આનન્દપદાર્થનો બોધ કરી શકે.

અથવા તો (**मयट्** પ્રત્યય) પ્રાચુર્યવિશિષ્ટ પ્રસ્તુત અર્થનો–આનન્દનો–વાચક હોવાથી એમ (**प्राचुर्यात्**નો) અર્થ થાય. વેદમાં બે સ્વરથી વધારે સ્વરવાળા શબ્દમાં **मयट्** પ્રત્યયનું વિકારના અર્થમાં વિધાન ન હોવાથી વ્યાકરણ પણ (બેથી વધારે સ્વરવાળા શબ્દમાં **मयट्** વિકારવાચક નથી પણ પ્રાચુર્યવાચક છે એ) અર્થનો નિર્ણય કરે છે. (જો આમ ન માનીએ તો) વિજ્ઞાનમય અને આનન્દમય એ બે શબ્દોને જાણતા હોવા છતાં પણ પાણિનિએ '**मयड्वैतयोर्भाषायाम्**' (ભક્ષ્ય અને આચ્છાદન એ બે અર્થ વિનાના કોઈ પણ અર્થવાળા શબ્દને ભાષામાં વિકાર અને અવયવના અર્થમાં **मयट्** પ્રત્યય વિકલ્પે લાગે છે) (પા. સૂ. ૪. ૩.૧૪૩) અને **द्व्यचश्छन्दसि** (વેદમાં બે સ્વરવાળા શબ્દને વિકાર અને અવયવના અર્થમાં **मयट्** પ્રત્યય લાગે છે) (પા. સૂ. ૪. ૩. ૧૫૦) એમ કેમ કહ્યું ? (અર્થાત્ પાણિનિના અભિપ્રાયે પણ વેદમાં બેથી વધારે સ્વરવાળા શબ્દને નિત્ય અથવા વિકલ્પે વિકારના અર્થમાં **मयट्** પ્રત્યય લાગતો જ નથી એમ સિદ્ધ થાય છે.)

અહીં કેટલાક સર્વવિપ્લવવાદી (માયાવાદીઓ) શ્રુતિ, સૂત્ર વગેરેના અર્થના અજ્ઞાનને લીધે (**मयट्** પ્રત્યય) વિકારવાચક છે એમ કહે છે. (પણ) વેદ વગેરેનો અર્થ જાણનાર પુરુષોએ આ ભગવાનના નવમા અવતારનું–બુદ્ધનું–કાર્ય છે એમ જાણી તેની ઉપેક્ષા કરવી. જે (ખરો) અર્થ છે તે અમે કહ્યો જ છે. ૧૨

વ્યાકરણશાસ્ત્રના વિચારથી **मयट्** પ્રત્યય વિકારવાચક નથી એમ સિદ્ધ કર્યું. અર્થ-બલનો પણ વિચાર કરીને તેનું (**मयट्**ના 'વિકાર' અર્થનું) સૂત્રકાર નિરાકરણ કરે છે:—

## तद्धेतुव्यपदेशाच्च ।१।१।१३।

### અને તેના–આનન્દમયના–હેતુત્વનું (–આનન્દમય સર્વ આનન્દનું કારણ છે તેનું–) કથન હોવાથી.

હેતુ તરીકેનો વ્યપદેશ–કથન–તે હેતુવ્યપદેશ. તેનો–આનન્દમયનો–હેતુવ્યપદેશ એટલે **तद्धेतुव्यपदेश**, તેથી. "આ જ ખરેખર આનન્દ આપે છે" (તૈ. ૨. ૭). **आनन्दयाति** નો અર્થ **आनन्दयति**–આનન્દ આપે છે–એમ છે. બધા જ વિકારભૂત આનન્દનું કારણ આ જ આનન્દમય છે. જેમ વિકારવાળા જગતનું કારણ અવિકૃત, સચ્ચિદ્રૂપ બ્રહ્મ જ છે તેમ આનન્દમય પણ (બધા વિકારવાળા આનન્દોનું) કારણ હોવાથી અવિકૃત છે. જો એમ ન હોય તો (**एष ह्येवानन्दयाति**) એ વાક્ય વ્યર્થ જ થઈ જાય. તેથી આનન્દમય એ વિકારવાળો પદાર્થ નથી. **च**શબ્દ સમુચ્ચયનો બોધ કરતાં જણાવે છે કે અધિકરણની મધ્યમાં બે સૂત્રો વડે (વિકારાર્થના ખંડનરૂપી) એક જ અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ૧૩

(શંકા) ત્રણ (૧૧–૧૩) સૂત્રો વડે આમ (આનન્દમય પરબ્રહ્મ છે એનું) શા માટે આગ્રહથી વર્ણન કરો છો? કારણ કે અન્નમયાદિની માફક ઉપાસનાપરત્વે લેવાથી પણ શ્રુતિ ઘટી શકશે, અને વળી (શ્રુતિમાં) મોદ, પ્રમોદ વગેરેનું પક્ષ, પુચ્છાદિ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. તેથી 'આનન્દમય' બ્રહ્મ છે એમ સિદ્ધ કર્યું છે, છતાં પણ આવશ્યક યુક્તિનો અભાવ હોવાથી ('આનન્દમય') બ્રહ્મ થઈ શકે નહિ.

(ઉત્તર) આમ જો પૂર્વપક્ષ કહેવામાં આવે તો સૂત્રકાર કહે છે કે

## मान्त्रवर्णिकमेव च गम्यते ।१।१।१४।

### મન્ત્રમાં જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે જ મુખ્યત્વે જણાય છે.

'સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ; ગુહાને વિષે પરમ આકાશમાં રહેલાને જે જાણે છે તે વિપશ્ચિત્–ચતુર–બ્રહ્મની સાથે બધા ભોગો ભોગવે છે' (તૈ. ૨. ૧) આ મન્ત્ર છે. મન્ત્ર જેનું અભિધા વૃત્તિથી–મુખ્ય વૃત્તિથી–પ્રતિપાદન કરે તે **मान्त्रवर्णिक**. તે મન્ત્રના વ્યાખ્યાનરૂપ સમ્પૂર્ણ પ્રપાઠકમાં તે જ–માન્ત્રવર્ણિક આનન્દમય જ–મુખ્યત્વે જોવામાં આવે છે. જ્યાં જેનો ઉદ્દેશ કરવામાં આવ્યો છે ત્યાં તે જ મુખ્ય છે એમ જાણવું. વળી, (બ્રહ્મનું ફલ તરીકે શ્રુતિમાં જે) પ્રતિપાદન કરવામાં આવવાનું છે તેમાં સન્દેહ છે. ત્યાં "વિપશ્ચિત્ બ્રહ્મની સાથે" એમ સર્વજ્ઞ બ્રહ્મને વિષે સન્દેહ થાય છે; કારણ કે (**ब्रह्मविदाप्नोति परम्**) એ વાક્યમાં બ્રહ્મનું ફલ તરીકે પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. ફલ તો (અભ્યાસ, સર્વાન્તરત્વ, સર્વાધિકત્વ ઇત્યાદિ) સર્વ પ્રકારે સ્તુતિ કરાએલો આનન્દ છે. અભ્યાસને લીધે સ્તુતિ છે એમ કહ્યું છે. માથું, હાથ વગેરે (વર્ણન) સ્તુતિને માટે જ છે, કારણ કે (અન્નમય વગેરે સર્વનો) આકાર પુરુષના જેવો છે એ બતાવવાનું છે. લોકમાં પણ (બીબાની) અંદર રાખેલી (પ્રતિમા) અને (શરીર ઉપર પહેરેલું) બહારનું વસ્ત્ર તે તે આકારનાં હોય છે.

(હવે આનન્દની સ્તુતિ કયે પ્રકારે સિદ્ધ થઈ એ દર્શાવવાને માટે ભાષ્યકાર કહે છે કે) અહીં–તૈત્તિરીય શ્રુતિમાં જણાવેલા ફલભોગમાં–જીવ મુખ્ય છે, કારણ કે ફલના ભોગ કરનાર તરીકે તેનું વર્ણન છે. તે જીવ વસ્તુતઃ હંસરૂપ છે, (કારણ કે **द्वा सुपर्णा** એ શ્રુતિમાં

પરમાત્મા અને જીવાત્માનું હંસરૂપે વર્ણન છે.) શાસ્ત્રમાં પુરુષનો અધિકાર છે, તેથી પુરુષના શરીરમાં જીવ હંસરૂપે સર્વ ફલ પ્રાપ્ત કરે છે. તેથી પુરુષનું–પરમાત્માનું–હંસરૂપે શ્રુતિ વર્ણન કરે છે. (અન્નમયાદિ) પાંચમાં પણ શારીર આત્મા જીવ એક જ છે. તેમાં અન્નમયમાં સંદેહ ન હોવાથી "તેનો આ જ આત્મા" એમ કહેવામાં આવ્યું નથી. દ્વિતીય (પ્રાણમય) વગેરે વિભૂતિઓમાં પ્રથમ અન્નમયમાં કહેવામાં આવેલા પાંચ અવયવોનો જ અતિદેશ કરવામાં આવ્યો છે. તેમાં અન્નમયકોશ વિષે તો શ્રુતિ (**तस्य इदमेव शिरः** ઇત્યાદિ શબ્દો વડે) જાણે હાથથી દર્શાવીને કહે છે, એટલે (ફલરૂપ અન્નમયમાં પણ) તે જ પાંચ અવયવો છે એમ નિઃસન્દિગ્ધ રીતે કહેવામાં આવ્યું. તેની અન્દર રહેલો પ્રાણ ખરેખર આન્તર વ્યવહારનું કારણ છે, કારણ કે (પ્રાણમયનાં પ્રાણરૂપી માથું, વ્યાનરૂપી દક્ષિણ પક્ષ અને અપાનરૂપી ઉત્તર પક્ષ) બલ, ભોજન, વિસર્ગ વગેરેમાં ઉપયોગી છે. તે પ્રાણમય આકાશમાં સંચરે છે, અને પૃથ્વી ઉપર રહેલો છે. આ પ્રમાણે લૌકિક વ્યવહારને માટે બાહ્ય અને આન્તર એ ભેદ વડે અન્નમય અને પ્રાણમય એ બેનું વર્ણન કરવામાં આવ્યું. ત્યાર પછી વૈદિક વ્યવહાર આવે છે; અને વેદ મનોમય પુરુષ છે. આદેશ એટલે કર્મનું પ્રતિપાદન કરનારાં વિધિવાક્યો, અર્થાત્ અર્થવાદ સહિત બ્રાહ્મણ વાક્યો. (યજ્ઞમાં બ્રહ્મા નામનો ઋત્વિજ્ અથર્વવેદનો હોય છે અને તેનું કર્મ અથર્વવેદમાં બતાવેલું છે: વળી, તે શાન્તિકર્મ, પૌષ્ટિકકર્મ વગેરે કર્મો કરીને યજ્ઞનું સંરક્ષણ કરે છે; એટલે) અથર્વવેદ બ્રહ્માના કર્મનું પ્રતિપાદન કરનારો હોવાથી મનોમય વેદની પ્રતિષ્ઠારૂપ છે. ત્યાર પછી અનેક પ્રકારના યાગ વગેરે સાધનો કરનારા પુરુષને મળતા ફલનું–વિજ્ઞાનમયનું–વર્ણન છે. તેનાં પાંચ અવયવોમાં જે શ્રદ્ધા છે તે જલ છે. આ અર્થનું તૃતીયાધ્યાયમાં (**रंहत्यधिकरण** માં ૩. ૧. ૧) સવિસ્તર વિવેચન કરવામાં આવશે. શ્રુતિમાં વર્ણવ્યા પ્રમાણે અન્નમય વગેરેની ઉપાસના કરવાથી ક્રમમુક્તિ થાય છે.

(તૈત્તિરીય શ્રુતિમાં કહેલાં) ઋત અને સત્ય (અનુક્રમે) જાણવામાં આવતો ધર્મ અને કરવામાં આવતો ધર્મ છે. યોગ મુખ્ય હોવાથી આત્મા છે. મહર્લોક નીચલો ભાગ–પુચ્છ–છે, કારણ કે અન્નમયાદિની ઉપાસના કરનારા પુરુષને મહર્લોકની નીચે આવેલો સંસાર હોતો નથી. તેની પછી પણ બ્રહ્મવિતને આનન્દમય ફલ મળે છે. તે આનન્દમયનું સ્વરૂપ એક હોવાથી તેના ધર્મભેદથી માથું, હાથ વગેરેનું નિરૂપણ કરવામાં આવે છે. તે આનન્દમય સ્વરૂપ મુખ્યત્વે (ભક્તોની) પ્રીતિનો વિષય છે, અને આ ધર્મ તેનું–આનન્દમયનું–માથું છે. મોદ અને પ્રમોદ એ (અનુક્રમે) અપરિનિષ્ઠિત અને પરિનિષ્ઠિત આનન્દનો અતિશય છે. આનન્દ તો સ્વરૂપ છે; અને (અક્ષર) બ્રહ્મ સાધનરૂપ હોવાથી પુચ્છ તરીકે વર્ણવવામાં આવ્યું છે. પછીના (**असन्नेव स भवति** ઇત્યાદિ અને **असद्वा इदमग्र आसीत्** ઇત્યાદિ) બે શ્લોકો તો (આનન્દમય બ્રહ્મના) કેવલ આનન્દત્વનો પરિહાર કરવાને માટે સદંશ અને ચિદંશના બોધક છે. બીજા (**भीषास्माद्वातः पवते** ઇત્યાદિ અને **यतो वाचो निवर्तन्ते** ઇત્યાદિ) બે શ્લોકો (આનન્દમય બ્રહ્મ) વાણીનો વિષય અને અવિષય છે એમ બે પ્રકારના ભેદથી (આનન્દમયનું) માહાત્મ્ય દર્શાવવાને માટે છે. (માનુષ આનન્દ ઇત્યાદિ) સર્વે અવાન્તર આનન્દો તો આનન્દમય બ્રહ્મના આનન્દનો ઉત્કર્ષ દર્શાવવાને માટે આનન્દમય બ્રહ્મથી ન્યૂન છે એ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે. તેથી (આ તૈત્તિરીયની આનન્દવલ્લીના) પ્રપાઠકમાં સર્વત્ર મન્ત્રમાં વર્ણવેલો આનન્દમય પદાર્થ જ જણાય છે. તેથી મુખ્ય મુક્તિ

હોવાથી આનન્દમય પરમાત્મા જ છે. સૂત્રની વચમાં વપરાએલો **ચ**કાર એમ દર્શાવે છે કે વિધિપ્રકારે કરાએલા વિચારથી આ અધિકરણ સમ્પૂર્ણ થયું. ૧૪

(ઉપર જણાવેલા અર્થને) સારી રીતે દૃઢ કરવાને માટે આ જ–આનન્દમય–અધિકરણનો ફરીથી ચાર સૂત્રો વડે નિષેધપ્રકારે વિચાર કરવામાં આવે છે. અહીં આ રહસ્ય છે. જીવ જ આનન્દમય થાવ; કારણ કે ફલ પુરુષને માટે હોય છે. તે બ્રહ્મવિત્ આનન્દમય થાય છે એમ કહેલું હોવાથી (મન્ત્રનો પણ વિરોધ રહેતો નથી.) તેથી સ્વર્ગાદિ સુખની માફક અલૌકિક આનન્દમય રૂપ જ જીવનું ફલ છે. આ પ્રમાણે (પૂર્વપક્ષ) પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

## नेतरोऽनुपपत्तेः ।१।१।१५।

### જીવ આનન્દમય નથી, કારણ કે એ ઘટી શકતું નથી.

ઇતર–જીવ–આનન્દમય થતા નથી. શાથી? અનુપપત્તિને લીધે. જીવનું કેવળ ફલરૂપત્વે આનન્દમયપણું ઘટતું નથી. જો તેમ થાય તો તે (જીવ) સ્વતંત્રતાથી જગતનો કર્તા બને, એટલે બ્રહ્મનું અલૌકિક માહાત્મ્ય દર્શાવનારૂં નિરૂપણ ઘટી શકે નહિ. તેથી જીવ આનન્દમય નથી. ૧૫

## भेदव्यपदेशाच्च ।१।१।१६।

### અને ભેદથી કથન છે તેથી.

આથી પણ જીવ આનન્દમય નથી, કારણ કે (તે બેનો) ભેદ દર્શાવનારૂં કથન છે. તે આ પ્રમાણે: "ખરેખર રસને મેળવીને આ આનન્દી બને છે." (તૈ. ૨. ૭). આનન્દ જેની પાસે હોય તે આનન્દી. "ખરેખર આ જ આનન્દ આપે છે." (તૈ. ૨. ૭). (**आनन्दयाति**નો) અર્થ 'આનન્દ આપે છે' એમ છે. **च** થી બે સૂત્રો વડે જીવ આનન્દમય નથી એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. ૧૬

તો પછી જડ આનન્દમય થાવ. એમ નહિ બને. (આનન્દમય) સર્વની અંદર છે તેથી તે કાર્યરૂપે થઈ શકે નહિ; પણ કારણરૂપે થઈ શકે. પરંતુ કારણરૂપ જડ આનન્દમય સૂત્રકારના સિદ્ધાન્તમાં નથી જ. સાંખ્યાદિ બીજા મતોમાં પ્રકૃતિ કારણ થઈ શકે. તે જડ પ્રકૃતિનું નિવારણ કરવાને સૂત્રકાર કહે છે કે

## कामाच्च नानुमानापेक्षा ।१।१।१७।

### અને કામના–ઇચ્છા–હોવાથી અનુમાનની અપેક્ષા નથી.

જડ પ્રકૃતિ નથી એમ કહીને તેના કારણપણાનું નિરાકરણ કરવામાં આવ્યું છે જ. વળી, આ તૈત્તિરીય ઉપનિષદમાં આવેલું (**तस्य प्रियमेव शिरः** એ) વાક્ય બીજી કોઈ રીતે ઘટી શકશે નહિ, તેથી સત્ત્વના પરિણામરૂપી પ્રકૃતિની કલ્પના કરવી જોઇએ (એમ પૂર્વપક્ષી કહે.) (પણ) આ કલ્પના–અનુમાન–ઘટી શકે એમ નથી. શાથી? કારણ કે ત્યાં કામ–ઇચ્છા–છે. આનન્દમયનું વર્ણન કર્યા પછી 'તેણે ઇચ્છા કરી' (તૈ. ૨. ૬) એમ શ્રવણ થાય છે. આ કામના ચેતનનો ધર્મ છે. તેથી ચેતન જ આનન્દમય છે. સૂત્રમાં આવેલા **च** વડે 'તેણે તપ તપ્યું' (તૈ. ૨. ૬) ઇત્યાદિ શ્રુતિનો સંગ્રહ થાય છે. આથી અનુમાનપર્યન્ત એ

વાક્યમાંથી અર્થનો બોધ થતો નથી એમ નથી. (અર્થાત્ અનુમાન કરવામાં આવે તે પહેલાં જ બીજા પ્રકારનો શાબ્દબોધ થઈ જ જાય છે એટલે અનુમાનની અપેક્ષા નથી.) ૧૭

## अस्मिन्नस्य च तद्योगं शास्ति ।१।१।१८।

### જીવના આનન્દમયરૂપે આનન્દમયમાં થતા યોગનું કથન છે.

આથી પણ જડ આનન્દમય નથી. આમાં (આનન્દમયમાં) આનો (જીવનો) "આનન્દમય આત્માની પાસે જાય છે" (તૈ. ૨. ૮) એ શ્રુતિને આધારે તે રૂપે યોગ થાય છે એમ શાસન છે; અર્થાત્ આ ફલ છે એમ કથન છે.

જીવ જડ બને એ ખરેખર યોગ્ય નથી. "બ્રહ્મ જ હોઈને બ્રહ્મમાં લય પામે છે" (બૃ. ૩. ૪. ૧) એ શ્રુતિની માફક (**आनन्दमयमात्मानमुपसङ्क्रामति**) આ શ્રુતિનો પણ અર્થ છે. તેથી આ આનન્દમય જીવ નથી, તેમ જડ પણ નથી. પારિશેષ્યથી–બાકી રહેલું હોવાથી–તે બ્રહ્મ જ છે એમ સિદ્ધ થયું.

વળી, જે લોકો (શાંકરો) (**आनन्दमय** પદને બ્રહ્મના અર્થમાં ન સ્વીકારવાથી) અધિકરણનો ભંગ કરે છે તે તેમનું અજ્ઞાન જ છે, કારણ કે તેમને પણ આનન્દમય કયો પદાર્થ છે એ પ્રશ્નનો વિચાર કરવો જ પડશે. પ્રથમ તો આનન્દમય જીવ ન હોઈ શકે, કારણ કે "વિપશ્ચિત્ બ્રહ્મની સાથે" એ શ્રુતિમાં આનન્દમય, જીવે પ્રાપ્ત કરેલા બ્રહ્મજ્ઞાનનું ફલ છે એમ કહેવામાં આવ્યું છે. હવે આનન્દમય સ્વર્ગની માફક જડ હોય, તો તે કોનો આશ્રય રાખીને રહેલું છે તે કહેવું જોઇએ. જો તે જડ પદાર્થનો આશ્રય લે તો તે કર્મનું ફલ–સ્વર્ગ–જ હોવું જોઇએ. જ્ઞાનનું પણ તે (આનન્દમય) અવાન્તર ફલ છે એમ કહેવામાં આવે તો તેમ નહિ કહી શકાય. જો એમ હોય તો જ્ઞાનનું આનન્દથી બીજું કયું મુખ્ય ફલ થઈ શકશે? કારણ કે જડરૂપ અને ચૈતન્યરૂપ તો જ્ઞાનના પહેલાં પણ વિદ્યમાન છે. વળી, "બીજાં પ્રાણીઓ આ જ આનન્દની માત્રા ઉપર જીવે છે" (બૃ. ૪. ૩. ૩૨) એ શ્રુતિનો વિરોધ આવે છે.

જો તમે એમ કહેતા હો કે બ્રહ્મનું આનન્દમયના પુચ્છ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે, તેથી (બ્રહ્મ અને આનન્દમયની એકતાનું નિરૂપણ કરનારી અધિકરણરચના ઉપર અમારો) ઘણો દ્વેષ છે, તો અમે કહીએ છીએ કે "તે બ્રહ્મનો એક આનન્દ છે" (તૈ. ૨. ૮) એ શ્રુતિમાં પણ ષષ્ઠી વિભક્તિથી ભેદ દર્શાવવામાં આવ્યો છે, તેથી (આનન્દભિન્ન) બ્રહ્મ એ પરમપુરુષાર્થ છે એમ કોઈ ન સ્વીકારે. ઉપક્રમ વગેરે સર્વ (તાત્પર્યનો નિર્ણય કરનારાં) લિંગોના વિરોધનું તો પહેલાં જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

વળી, "બ્રહ્મ પુચ્છ" એમ બીજા પ્રકારની જે અધિકરણરચના કરવામાં આવી છે તે વિષે અમે કહીએ છીએ કે ત્યાં (તૈત્તિરીયશ્રુતિમાં) પુચ્છનું બ્રહ્મત્વ દર્શાવવામાં આવતું નથી જેથી (વાદિએ કરેલું) બીજા પ્રકારનું સમાધાન સમ્ભવે; પણ "આ પુચ્છ છે, પ્રતિષ્ઠા છે" (તૈ. ૨. ૧) એ પ્રમાણે જેમ પહેલાં અન્નમયની બાબતમાં કહેવામાં આવેલું છે તેમ અહીં (આનન્દમયની બાબતમાં પણ) બ્રહ્મનું પુચ્છત્વ પ્રતિપાદન કરવામાં આવેલું છે. તેમાં બ્રહ્માથી પણ બ્રહ્મની અવયવશ્રુતિનો બાધ થઈ શકે એમ નથી. વળી, આ તો મૂર્ખતા છે. આનન્દમય જ બ્રહ્મ છે એમ માનવામાં કોઈ પણ દોષ આવતો નથી. આનન્દમય બ્રહ્મ નથી એમ કલ્પીને તેના પુચ્છ તરીકે બ્રહ્મનું વેદમાં વર્ણન છે એમ જાણીને તેના સમાધાન માટે

પ્રયત્ન કરનાર મહામૂર્ખ છે. જ્ઞાનનો વિષય બનેલું અક્ષર બ્રહ્મ અને આનન્દમયરૂપ ફલ એ બેમાં શું મુખ્ય છે એનું પણ અનુસન્ધાન કરવું જોઇએ. બ્રહ્મને પુચ્છ કહેવામાં આવ્યું છે તે તો આનન્દમયની પહેલાં તેનું જ્ઞાન થએલું છે એમ બતાવવા કહેવામાં આવ્યું છે; અને તેથી જ તે બ્રહ્મ જ્ઞાનનો વિષય અને પ્રતિષ્ઠા બને છે. અર્થાત્ આનન્દમય બ્રહ્મમાં જ પ્રતિષ્ઠિત છે. આનન્દમયમાં અવયવો છે એમ જે વર્ણન છે તે ઉપચારમાત્ર છે એમ માનવું યુક્ત છે, કારણ કે પ્રાણમયાદિમાં પણ તેજ પ્રકારે છે. અંદર રહેલો આનન્દમય બહાર રહેલા જીવ જેવો–હંસાકાર–જ થાય છે, તેથી (અમે બતાવેલી આનન્દમયઅધિકરણની રચના) બરોબર છે. ૧૮

# અન્તસ્તદ્ધર્માધિકરણ

"હવે જે સૂર્યની અન્દર હિરણ્મય પુરુષ દેખાય છે તે હિરણ્યની દાઢી અને કેશવાળો છે. તે નખના ટેરવાં સુધી સર્વ સુવર્ણરૂપ છે. જેમ વાંદરાના પૃષ્ઠભાગના જેવું કમલ તેજસ્વી હોય છે તેમ (તે કમલના જેવી) તેની આંખો છે. તેનું 'ઉત્'–ઊંચું–એવું નામ છે. તે આ બધાં પાપોની ઉપર છે. જે આ પ્રમાણે જાણે છે તે ખરેખર બધાં પાપોથી મુક્ત થાય છે." (છા. ૧. ૬. ૭), "આ પ્રમાણે અધિદૈવત" (છા. ૧. ૬. ૮), "અધ્યાત્મ" (છા. ૧. ૭. ૧), "હવે આંખની અન્દર જે પુરુષ દેખાય છે" (છા. ૧. ૭. ૫) વગેરે વગેરે.

તેમાં આ પ્રકારે સંશય થાય છે. અહીં શું અધિષ્ઠાતા દેવતાઓના શરીરની વાત છે, કે પરબ્રહ્મની, કે બ્રહ્મના શરીરની? આ પ્રકારનો સંશય ઉત્પન્ન કરવાને માટે અહીં તે સંશયના બીજનો આ પ્રમાણે વિચાર કરવામાં આવે છેઃ 'હિરણ્મય' શબ્દ સુવર્ણના વિકારનો બોધ કરે છે, કે પ્રકાશના સામ્યથી આનન્દનો બોધ કરે છે. "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એમ ઉપક્રમ કરીને આનન્દમય ફલ છે એમ કહીને (**भृगुर्वै वारुणिः** એ) બીજા ઉપાખ્યાનમાં "તે જે આ પુરુષમાં છે અને જે આ સૂર્યમાં છે તે એક છે. જે એમ જાણે છે તે" (તૈ. ૩–૧૦) એમ સાધનનું નિરૂપણ કરીને "આનન્દમય આત્માની પાસે જાય છે" (તૈ. ૩. ૧૦) એમ તે સાધનના ફલનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં સવિતામાં આવેલો પુરુષ જો બ્રહ્મ ન હોય તો (આનન્દમયની પ્રાપ્તિરૂપ) ફલ ઘટી શકે નહિ; તેથી અહીં વિચાર કરવામાં આવે છે.

(પૂર્વપક્ષ) ત્યાં 'હિરણ્મય' શબ્દ વિકારવાચી છે, અને કેશ, નખ વગેરે શરીરના ધર્મોનું કથન છે. "આ જે કેશ અને દાઢી છે તે મરી ગએલી અપવિત્ર ચામડી છે" (તૈ. સં. ૬. ૧. ૧) એ શ્રુતિ દર્શાવે છે કે શરીર વિના કેશ, નખ વગેરે સંભવી શકે નહિ. (પુરુષ આદિત્યની અંદર રહેલો હોવાથી પરિમિત છે અને તેથી આ) પરિચ્છેદ અને આધિદૈવિક વગેરે વચનો બતાવી આપે છે કે એ પુરુષ બ્રહ્મ નથી. તેથી સર્વથા એ અધિષ્ઠાતા દેવતાનું શરીર છે એમ માનવું જોઇએ. વળી, તે ચક્ષુઓ વડે જોઈ શકાય છે તેથી પણ (તે શરીર હોવું જોઇએ). "જેમ મર્કટના પૃષ્ઠભાગ જેવું કમલ હોય છે તેમ તે કમલ જેવાં તેનાં ચક્ષુ હોય છે" (છા. ૧. ૬. ૭) એ શ્રુતિમાં તે પુરુષને ઇન્દ્રિયો છે એમ કહેવામાં આવે છે, (એટલે તે અધિષ્ઠાતા દેવનું શરીર હોવું જોઇએ).

**कप्यास** એટલે કપિનું આસ, આસન. તેનું આસન–પૃષ્ઠભાગ–ઘણું જ રાતું હોય છે, (તેથી તેની ઉપમા કમલને આપવામાં આવી છે); અને વળી, આ ઉપમા અસભ્ય છે. તેથી દેહ અને ઇન્દ્રિયો હોવાથી આ કોઈ સૂર્યમણ્ડલમાં આવેલો અધિકારી જીવ છે એમ જણાય છે. ફલ તેના સાયુજ્યદ્વારા (મળશે).

(હવે પૂર્વપક્ષી 'બ્રહ્મનું શરીર છે' એ કોટિ સાધે છે.) જો કોઈ (અર્થાત્ સિદ્ધાન્તી) કહે કે "સર્વ પાપોથી આ મુક્ત થઈને ઉપર રહે છે" (છા. ૧. ૬. ૭.) એમ શ્રુતિ કહે છે, એટલે આ હિરણ્મય પુરુષ બ્રહ્મ છે, તો તેના જવાબમાં અમે કહીએ છીએ કે ના, પાપથી મુક્ત વગેરે ધર્મોનું શ્રવણ હોવાથી અને શરીર, ઇન્દ્રિય વગેરે પહેલાં જણાવેલો દોષ પણ હોવાથી અહીં બ્રહ્મ જ કોઈ નિમિત્તે શરીરનો સ્વીકાર કરે છે, (તેથી અહીં બ્રહ્મનું વર્ણન નથી પણ બ્રહ્મના શરીરનું વર્ણન છે.) તે શરીર કર્મથી ઉત્પન્ન નહિ થએલું હોવાથી પાપથી રહિત વગેરે ધર્મો તે શરીરમાં ઘટી શકે છે. સુવર્ણનું શરીર પણ અલૌકિક હોવાથી બ્રહ્મમાં જ ઘટી શકે છે. શરીરની માફક ઇન્દ્રિયોનું ગ્રહણ પણ બ્રહ્મમાં ઘટી શકે છે. (**यथा कप्यासं पुण्डरीकम्** એમાં) એકલા (લાલ) રંગનું જ સામ્ય લેવાથી (ઉપમામાં) અસભ્યતા નહિ આવે. સ્થાવર (પુણ્ડરીકના) કરતાં જંગમ (કપ્યાસ) ઉત્તમ હોવાથી જેમ તે (જંગમ) સ્થાવર અવયવનું ઉપમાન બને છે તેમ સ્થાવર (પુણ્ડરીક) પણ જંગમ (ચક્ષુ) અવયવનું ઉપમાન બને છે એમ દર્શાવી સિદ્ધ કર્યું કે બ્રહ્મ જ બધું થાય છે; અને વળી, શ્રુતિમાં પણ (બધું બ્રહ્મ જ છે) એમ જ કહેવામાં આવ્યું છે. તેથી બ્રહ્મનું જ આ શરીર છે. આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

## अन्तस्तद्धर्मोपदेशात् ।१।१।१९।

### અંદર (જણાય છે તે પરમાત્મા છે), કારણ કે તેના–પરમાત્માના— જ ધર્મોનું કથન છે.

સૂર્યની અન્દર દેખાતો (પુરુષ) પરમાત્મા જ છે. શાથી ? તેના ધર્મોનો ઉપદેશ છે તેથી. તેના–બ્રહ્મના–" તે આ સર્વ પાપોની ઉપર છે" (છા. ૧. ૬. ૭) એમ ઉદિતિ વગેરે ધર્મોનો ઉપદેશ કરવામાં આવે છે.

અહીં આ આશય છે. બ્રહ્મ કારણ છે, જગત્ કાર્ય છે એમ સિદ્ધ થયું છે. ત્યાં જેમ કાર્યના ધર્મો કારણમાં જતા નથી તેમ કારણના અસાધારણ ધર્મો પણ કાર્યમાં જતા નથી. ત્યાં પાપમાંથી મુક્ત રહેવું વગેરે કારણના–બ્રહ્મના–ધર્મો છે. તે ધર્મો જ્યાં હોય તે બ્રહ્મ એમ જ માનવું જોઈએ, કારણ કે કારણના ધર્મો (કાર્યના ધર્મો કરતાં) વધારે બળવાન્ છે. (કાર્ય અને કારણ એ) બન્નેના પણ ધર્મોમાં માત્ર નામનું જ સરખાપણું છે. (પાપમાંથી મુક્ત રહેવું, હિરણ્યના કેશ હોવા એ વગેરે) ધર્મો માત્ર વેદમાં જ જણાવેલા છે અને તેથી તે બ્રહ્મમાં ઘટે છે (એમ માનવું જોઇએ); લોકમાં તો (શ્રુતિથી) બીજું (અનુમાન વગેરે) પ્રમાણ પણ પ્રવર્તે છે. તેથી 'સર્વરસ' વગેરે ધર્મો બ્રહ્મમાં જ રહેલા છે. **अस्थूल** વગેરે (બૃ. ૩. ૮. ૮) શ્રુતિવાક્યોમાં બ્રહ્મને વિષે જે સ્થૂલત્વાદિ ધર્મોનો નિષેધ કરવામાં આવે છે તે કાર્યના ધર્મો છે. "અણુથી પણ વધારે સૂક્ષ્મ" (કઠ. ૨. ૨૦) ઇત્યાદિ શ્રુતિઓ-માં કારણના ધર્મોનું વિધાન છે. તેથી (જ્યાં) એક પણ અસાધારણ ધર્મ હોય તો (ત્યાં)

બાકીના સન્દેહવાળા ધર્મો પણ બ્રહ્મના જ ધર્મો છે એમ તે (અસાધારણ ધર્મ) બતાવે છે. શ્રુતિનો આ જ અભિપ્રાય સ્વીકારીને સૂત્રકાર સર્વત્ર–બધાં અધિકરણોમાં–બ્રહ્મવાક્યોનો નિર્ણય કરે છે. વળી, શ્રુતિથી અન્ય સ્થળે તે જ પ્રમાણે (પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણે) જાણવું. (**सत्यं ज्ञानमनन्तम्** એ તૈત્તિરીય શ્રુતિમાં આવેલા) **अनन्त** પદ વડે બ્રહ્મને અનન્ત મૂર્તિઓ છે એમ શ્રુતિએ પ્રતિજ્ઞા કરી; જો આ પ્રમાણે બ્રહ્મની અનન્ત મૂર્તિઓ માનવામાં ન આવે તો "ગુહામાં સ્થાપેલું" એ વચનને વિરોધ આવે. તેથી સાકાર તાદૃશ જ—શ્રુતિમાં કહેલું છે એવું જ–બ્રહ્મ છે.

બ્રહ્મને શરીર એ તો સર્વથા અસંભવિત છે. સર્વકર્તા બ્રહ્મને એવું શું દુર્ઘટ હોય કે જેથી તેને માટે પણ શરીરની કલ્પના કરવી પડે? પણ લીલાથી વ્યામોહ કરવાને માટે પરમાત્મા નટની માફક જૂદી રીતે (શરીર સહિત) ભાસે તેથી વેદથી અન્ય સ્થળે પણ યુક્તિપૂર્વક જ્યાં બ્રહ્મધર્મ હોય ત્યાં બ્રહ્મ છે એમ માનવું. બ્રહ્મ તો એકલા વેદથી જ જાણી શકાય એમ છે; જેવું વેદમાં બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે તેવું જ બ્રહ્મ (માનવું) એમ અમે અનેક વાર કહ્યું છે. આ પ્રકરણમાં પણ 'હિરણ્મય' એ શબ્દમાં 'ય' નો લોપ છાન્દસ-રીતિએ થયો છે. (અર્થાત્ મૂળ શબ્દ હિરણ્યમય છે,) તેથી તેમાં બે સ્વર નથી. 'હિરણ્ય' શબ્દ આનન્દવાચક છે, કારણ કે લોકમાં પણ તે–હિરણ્ય–આનન્દનું સાધન છે. તેથી કેશ વગેરે પણ સર્વ વસ્તુ આનન્દમય જ છે. બ્રહ્મનું સ્વરૂપ પણ તેવું જ છે એમ માનવું. તેથી "સૂર્યમણ્ડલમાં આવેલા, કમલના આસનમાં બેઠેલા, કેયૂરવાળા, મકરકુણ્ડલવાળા, કિરીટ અને હારવાળા, હિરણ્મય વપુવાળા અને શંખ અને ચક્ર હાથમાં ધારણ કરનાર નારાયણનું સદા ધ્યાન કરવું" (આ. હૃ. ૫૫) એમાં પણ 'વપુસ્' બ્રહ્મનું સ્વરૂપ છે એમ માનવું. "ખરેખર આ માયા મેં ઉત્પન્ન કરી છે" (મહા. ૧૨. ૩૩૯. ૪૫) ઇત્યાદિ ભગવદ્વાક્ય એમ કહે છે કે ભગવાનની માયાથી લોકો ભગવાનને અન્યથા જુવે છે, નહિ કે ભગવાન્ પોતે જ માયિક છે. શરીર હોય તો જીવત્વ જ હોય એ નિશ્ચય છે. તેથી બ્રહ્મના ધર્મોનો ઉપદેશ કરવામાં આવેલો હોવાથી સૂર્યમણ્ડલમાં આવેલો પુરુષ પરમાત્મા જ છે. ૧૯

## भेदव्यपदेशाच्चान्यः ।१।१।२०।

### અને ભેદનું કથન હોવાથી (હિરણ્મય પુરુષ અભિમાની દેવથી) અન્ય છે.

આથી પણ સૂર્યમણ્ડલમાં આવેલો (હિરણ્મય પુરુષ) પરમાત્મા છે, કારણ કે ભેદનું કથન છે. "જે આદિત્યમાં રહેલો છે, આદિત્યની અંદર રહેલો છે, જેને આદિત્ય ઓળખતો નથી, જેનું આદિત્ય શરીર છે, જે આદિત્યનું અંદર રહીને નિયમન કરે છે; આ જ તારો અન્તર્યામી, અમૃત આત્મા" (બૃ. ૩. ૭. ૯) એ શ્રુતિમાં સૂર્યમણ્ડલ અને તેના અભિમાની દેવ એ બેથી ભિન્ન રીતે આધિદૈવિક (પરમાત્મા)નું નિરૂપણ કરવામાં આવ્યું છે. જો કે ત્યાં (બ્રહ્મના) આકારનું શ્રવણ નથી, છતાં પણ હિરણ્મય વાક્યની સાથે એકવાક્યતા હોવાથી સર્વત્ર સાકાર જ બ્રહ્મ છે એમ માનવું.

અન્તર્યામિબ્રાહ્મણમાં (બૃ. ૩. ૭.) ચાર અર્થો કહેવામાં આવ્યા છે: જેમકે (૧) પરમાત્મા સર્વત્ર છે છતાં તેને તેના આધારના ધર્મો સાથે સંબંધ નથી, (૨) સર્વની મુક્તિ ન થાય એટલા સારુ સર્વજ્ઞતા, અપહતપાપ્મત્વ વગેરે બ્રહ્મના પોતાના ધર્મો વડે તે–સૂર્ય-

મણ્ડલનો અભિમાની જીવ-બંધાતો નથી, વ્યાપ્ત થતો નથી, (૩) પોતાની લીલા સિદ્ધ કરવાને માટે તેનું શરીર, અને (૪) લીલા સિદ્ધ કરવાને માટે જ તેનું-મણ્ડલાભિમાનીનું—નિયમન.

સૂત્રમાં આવેલા **च** વડે (પૂર્વ સૂત્રમાં કહેલા હિરણ્મય પુરુષના) ધર્મોનો સમુચ્ચય કરવામાં આવે છે. માટે સર્વથી વિલક્ષણ હોવાને કારણે હિરણ્મય પુરુષ અન્ય જ છે, (આદિત્યમણ્ડલનો) અભિમાની નહિ. ઉપચારની વ્યાવૃત્તિ કરવાને માટે (અર્થાત્ જીવમાં આ બધા ધર્મોનો આરોપ કરવામાં આવતો નથી એ દર્શાવવાને માટે) **अन्य** પદવડે (સૂત્રમાં) ઉપસંહાર કરવામાં આવ્યો છે. (સૂર્યમણ્ડલમાં રહેલા હિરણ્મય પુરુષનું) બ્રહ્મત્વ સિદ્ધ થતાં તે વિષેનું જ્ઞાન હો કે ઉપાસના હો, એમાં અમારા સિદ્ધાન્તમાં કોઈ જાતનો ફેર નથી. કારણમાં કાર્યના ધર્મોનો આરોપ તો અયુક્ત જ છે; પણ કાર્યમાં કારણધર્મોનું આરોપણ કરી ઉપાસના કરવામાં આવે તો (કારણથી કાર્યના) અભેદને લીધે ફલ મળે છે એમ સર્વત્ર વ્યવસ્થા કરવામાં આવી છે. ૨૦

---

# તલ્લિઙ્ગાધિકરણ

## आकाशस्तल्लिङ्गात् ।१।१।२१।

### આકાશ (પરમાત્મા જ છે), કારણ કે તેનાં જ્ઞાપક લિંગો છે.

"આ લોકની શી ગતિ? આકાશ એમ (પ્રવાહણે) કહ્યું. ખરેખર, આ બધાં ભૂતો આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે, અને આકાશ પ્રતિ લય પામે છે. આ બધા કરતાં આકાશ મોટું છે, આકાશ (સર્વનો) આધાર છે." (છા. ૧. ૯. ૧)

ત્યાં સન્દેહ થાય છે કે (આ આકાશ) ભૂતાકાશ છે કે બ્રહ્મ છે?

અરે! અહીં સન્દેહ શાનો? બ્રહ્મના પ્રકરણમાં આકાશ, વ્યોમ વગેરે શબ્દોનો પ્રયોગ બ્રહ્મને માટે જ થાય છે; જ્યારે કાર્યનું-જગતનું-નિરૂપણ કરનારા પ્રકરણમાં (તે શબ્દોનો પ્રયોગ) મહાભૂતના અર્થમાં થાય છે; જેમકે "જો આકાશ આનન્દ ન હોત" (તૈ. ૨. ૭), "પરમ વ્યોમમાં પ્રતિષ્ઠિત" (તૈ. ૩. ૬) વગેરે (બ્રહ્મપ્રકરણ છે); "આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું" (તૈ. ૨-૧) એમાં કાર્યનું નિરૂપણ છે. આથી પ્રકરણ વડે જ સન્દેહવાળી વસ્તુનો નિર્ણય થતાં શા માટે આ સૂત્રનો આરમ્ભ કરવામાં આવે છે? વળી, આ (બ્રહ્મ ઉત્પત્તિ વગેરેનો હેતુ છે એ) અર્થનો નિર્ણય તો જન્માદિલક્ષણસૂત્ર વડે કરી નાખવામાં આવ્યો છે. અન્યથા (જો પ્રકરણ સન્દેહનિવારક છે એમ નહિ માનો તો) બ્રહ્મ શબ્દમાં પણ સન્દેહ થશે, કારણ કે તે (બ્રહ્મ શબ્દ) મહાભૂત-આકાશ-, વેદ વગેરેનો વાચક છે. તેથી પ્રકરણથી જ સમ્પૂર્ણ જ્ઞાન થશે.

આ પ્રકારે જો કહેવામાં આવતું હોય તો અમે-સિદ્ધાન્તી-કહીએ છીએ કે જ્યાં પ્રકરણમાં સન્દેહ ન હોય ત્યાં તે પ્રકારે નિર્ણય કરવો. અહીં તો પ્રકરણમાં જ સન્દેહ છે, એટલે વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

( પૂર્વપક્ષ ) જેમ ( જાનશ્રુતિ ઉપાખ્યાન જેવા) પ્રકરણનું ( સંવર્ગવિદ્યા જેવી) અવાન્તર વિદ્યામાં તાત્પર્ય છે તેમ આ પ્રકરણનું પણ તાત્પર્ય ભૂતાકાશમાં જ છે, એટલે લોકમાં વપરાતી ભાષાને અનુસરીને આ આકાશ ભૌતિક જ છે એમ પૂર્વપક્ષ થાય છે.

( ઉત્તરપક્ષ ) તેના જવાબમાં સૂત્રકાર કહે છે કે

## आकाशस्तल्लिङ्गात् ।

આકાશ પરમાત્મા જ છે. શાથી ? તેનાં લિંગ છે તેથી. પૂર્વમીમાંસાની માફક અહીં ( ઉત્તરમીમાંસામાં ) પણ શ્રુતિ, લિંગ, વગેરે છ તત્ત્વો અર્થનો નિર્ણય કરે છે એમ સ્વીકારવામાં આવ્યું છે. ( સૂત્રમાં આવેલું ) લિંગ એટલે બીજાની અપેક્ષા રાખ્યા વિના અર્થનો બોધ કરાવવાની શબ્દની શક્તિ, અને બધી બ્રહ્મશ્રુતિઓની ( સમન્વયરૂપ ) એકવાક્યતા. તેમાં બ્રહ્મ જ કારણ છે એમ નિઃસન્દિગ્ધ ( **यतो वा इमानि भूतानि** જેવાં પ્રકરણોમાં ) સિદ્ધ થયું છે. બધા શબ્દોનો વાચ્યાર્થ બ્રહ્મ જ છે. ત્યાં વાક્યાર્થ કરતાં પદાર્થ દુર્બલ હોવાથી ( વાક્યાર્થનો જ સ્વીકાર કરવો જોઈએ ); અને વાક્યાર્થ તો સર્વગતિત્વ વગેરે ( અર્થાત્ બ્રહ્મ સર્વ ભૂતોનો આશ્રય, સર્વથી મોટું, અનન્ત વગેરે ) છે. તેથી તે વાક્યાર્થ, 'આકાશ' શબ્દનો અર્થ બ્રહ્મ ન કરીએ તો, ઘટી શકતો નથી; તેટલા માટે 'આકાશ' પદનો અર્થ બ્રહ્મ છે. વળી, બધા શબ્દોનો મુખ્ય અર્થ બ્રહ્મ છે તેથી લક્ષણાની અપેક્ષા નથી, અને વળી ( બ્રહ્મરૂપી તે ) અર્થ પણ મુખ્ય છે. જ્યાં સુધી ( પરબ્રહ્મરૂપી ) મુખ્ય અર્થ સંભવતો હોય ત્યાં સુધી કોઈ પણ શ્રુતિનો અપરબ્રહ્મપરત્વે અર્થ ન કરવો એ નિયમ છે. તેથી "જો આ આકાશ આનન્દ ન હોત" (તૈ. ૨. ૭) એ શ્રુતિની માફક અહીં પણ આકાશ બ્રહ્મ જ છે એમ સિદ્ધ થયું. ૨૧

---

# અતિદેશાધિકરણ

## अत एव प्राणः ।१।१।२२।

### તેથી જ પ્રાણ ( બ્રહ્મ છે. )

"હે પ્રસ્તોતર્, જે દેવતા પ્રસ્તાવની સાથે જોડાએલી છે" (છા. ૧. ૧૧. ૪) એમ ઉપક્રમ કર્યા પછી શ્રવણ થાય છે કે "તે કયી દેવતા ? પ્રાણ એમ ( ઉષસ્તિએ ) કહ્યું. ખરેખર, આ બધાં ( સ્થાવર જંગમ ) ભૂતો પ્રાણમાં જ સારી રીતે પ્રવેશ કરે છે અને પ્રાણથી જ ઉત્પન્ન થાય છે. આ દેવતા પ્રસ્તાવની સાથે જોડાએલી છે" ( છા. ૧. ૧૧. ૫).

આમાં સંશય થાય છે કે ( પ્રાણ શબ્દનો અર્થ ) મુખ્ય પ્રાણ છે કે બ્રહ્મ છે. અહીં પૂર્વપક્ષ અને સિદ્ધાન્ત પહેલાંના અધિકરણની માફક જ છે, તેથી સૂત્રકાર સૂત્રમાં **अत एव** પદ વડે અતિદેશ કરે છે.

( શંકા ) અરે, અધિકરણો ( ન્યાય સિદ્ધ કરતાં હોવાથી ) ન્યાયરૂપ છે અને તેથી તેનો સર્વત્ર પ્રચાર થશે, તો પછી અહીં શા માટે અતિદેશ કરવામાં આવે છે ?

( ઉત્તર ) તેના જવાબમાં અમે કહીએ છીએ કે નિદ્રા વગેરેમાં મુખ્ય પ્રાણમાં પણ સર્વ ભૂતો લય પામે છે એમ "ખરેખર જ્યારે પુરુષ ઉંઘે છે ત્યારે વાક્ પ્રાણમાં લય પામે

છે” (શ. બ્રા. ૧૦. ૩. ૩. ૬) એ શ્રુતિમાં જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેમાં જેમ પ્રાણુવિદ્યા બ્રહ્મપર નથી તેમ (વિષયવાક્યમાં આવેલો) પ્રાણ શબ્દ પણ બ્રહ્મપર નથી, એટલે પૂર્વ અધિકરણના ન્યાય પ્રમાણે પ્રાણ શબ્દનું બ્રહ્મપરત્વ સિદ્ધ નહિ થાય. તેથી સૂત્રકાર **'अत एव'** શબ્દો વડે અતિદેશ કરે છે. આ અતિદેશથી આ બીજો ન્યાય સિદ્ધ થયો કે જે પ્રકરણમાં બ્રહ્મપરત્વ કલ્પવામાં કોઈ જાતનો બાધ નથી તે જ પ્રકરણમાં બ્રહ્મપરત્વ કલ્પવું, પણ બીજાનો (તે પ્રકરણમાં) સમ્ભવ હોય તો બ્રહ્મપરત્વ કલ્પવું નહિ. તેથી જ શ્રુતિના સામર્થ્યરૂપ લિંગ હોવાથી પ્રાણ શબ્દનો અર્થ બ્રહ્મ છે. ૨૨

# જ્યોતિશ્ચરણાધિકરણ

## ज्योतिश्चरणाभिधानात् ।१।१।२३।

### જ્યોતિ (બ્રહ્મ છે), કારણ કે ચરણનું કથન છે.

વેદમાં નીચે પ્રમાણે શ્રવણ થાય છે:—“હવે આ સ્વર્ગલોકની ઉપર જે જ્યોતિ પ્રકાશે છે, જે વિશ્વની ઉપર, સર્વની ઉપર, અદ્વિતીય ઉત્તમ લોકોમાં (પ્રકાશે છે), તે જ, ખરેખર, આ પુરુષની અન્દર આવેલું જ્યોતિ છે.” (છા. ૩. ૧૩. ૭).

આમાં ‘જ્યોતિઃ’ શબ્દનો અર્થ પ્રાકૃત જ્યોતિ છે કે બ્રહ્મ જ છે એ પ્રકારનો સંશય પ્રાપ્ત થાય છે. અહીં બ્રહ્મનો અસાધારણ ધર્મ નહિ હોવાથી પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે. સિદ્ધાન્તમાં તો ચરણ બ્રહ્મનો ધર્મ છે. “આનો આટલો મહિમા છે; આનાથી પુરુષ મોટો છે. સર્વ ભૂતો આનો એક પાદ છે અને એના ત્રણ અમૃત પાદો સ્વર્ગમાં છે.” (છા. ૩. ૧૨. ૬) આ પૂર્વ-વાક્ય છે. “આ સર્વ ભૂત (પ્રાણીઓનો સમૂહ) અને આ જે કાંઈ છે તે ગાયત્રી છે” (છા. ૩. ૧૨. ૧) એમ ગાયત્રીરૂપ બ્રહ્મવિદ્યાનું કથન કરવાને માટે તેના ચાર પાદનું પ્રતિપાદન કરીને બ્રહ્મને ચાર પાદ છે એમ (ઋચામાં) કહેવામાં આવ્યું. પુરુષસૂક્તમાં પણ ચાર આશ્રમના જીવોનું પાદ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. તેમ (માણ્ડૂક્યોપનિષદમાં આવેલી) પ્રણવવિદ્યામાં પણ અકાર, ઉકાર, મકાર અને નાદના અર્થરૂપ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય એવા ચાર પાદોનું કથન છે. વળી, ‘તે વિષ્ણુનું પરમ પદ છે’ (કઠ ૧. ૩. ૯) (એમ પણ વચન છે.); ‘બ્રહ્મ પુચ્છ છે’ (તૈ. ૨. ૫). સત્યકામબ્રાહ્મણમાં (છા. ૪. ૪. ૮) તો બ્રહ્મના સ્પષ્ટ જ ચાર પાદોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેથી સચ્ચિદાનન્દ પરમાત્માનાં જૂદાં જૂદાં ત્રણ (સત્, ચિત્ અને આનન્દ) અને એ ત્રણના સમુદાયરૂપી એક (સચ્ચિદા-નન્દ) એમ મળી ચાર રૂપ (જન્માદ્યધિકરણ વગેરેમાં સિદ્ધ કરવામાં આવ્યાં) છે. તેમાં કેવળ (સત્, ચિત્ અને આનન્દ) રૂપો કાર્ય (જડ, જીવ અને અન્તર્યામી) જ છે, અને ચોથો પાદ (સચ્ચિદાનન્દ) તો બ્રહ્મ છે.

તેમાં (છાન્દોગ્યના ત્રીજા પ્રપાઠકના બારમા ખંડમાં અને વિષયવાક્યની પહેલાં) પણ છ વિધા–પ્રકાર–ની પ્રતિજ્ઞા કરીને, ભૂત, પૃથ્વી અને શરીર એ પાદનો પરિચય કરાવવાને માટે છે, તેથી તેમના છ પ્રકારનું નિરૂપણ ન કરતાં હૃદયના છ પ્રકારનું નિરૂપણ કરવાને “તે આ હૃદયના” (છા. ૩. ૧૩. ૧) ઇત્યાદિ શ્રુતિમાં પાંચ દેવપુરુષોનું નિરૂપણ કરીને,

તેઓ દ્વારપાલ છે એવું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી "હવે આ સ્વર્ગની પેલે પાર જે જ્યોતિ પ્રકાશે છે" (છા. ૩. ૧૩. ૭) એમ (હૃદયરૂપી) ચોથા પાદના છ પ્રકારનું નિરૂપણ કરવામાં આવેલું છે; તેથી ચોથા પાદમાં પાંચ પુરુષો અને પછી સ્વર્ગની ઉપર આવેલો જ્યોતિ છઠ્ઠો પ્રકાર છે અને તે જ (જ્યોતિ) સર્વત્ર પ્રકાશે છે એમ નિરૂપણ કર્યા પછી, એનો પુરુષની અંદર (હૃદયમાં) ઉપસંહાર કરે છે. આ શ્રુતિની પહેલાં "આના ત્રણ પાદ અમૃત છે અને તે સ્વર્ગમાં છે." (છા. ૩. ૧૨. ૬) એમ કહેવામાં આવેલું હોવાથી આનું ત્રણ પાદની સાથે જોડાએલું અમૃત ઉપરના લોકોમાં છે. તેથી અહીં (વિષયવાક્યમાં) ચોથા પાદનું નિરૂપણ કરવામાં આવ્યું છે એમ સિદ્ધ થયું. તેથી પાદ એ બ્રહ્મનો ધર્મ હોવાથી જ્યોતિ બ્રહ્મ છે (એમ સિદ્ધ થયું). બ્રહ્મધર્મોનો નિર્ણય કરવાને અને ચરણો ઔપચારિક નથી એમ બતાવવાને આ અધિકરણ છે. આ નિર્ણય વડે પ્રણવાદિવિદ્યાઓનો (પણ) નિર્ણય થઈ ગયો એમ જાણવું. ૨૩

## छन्दोभिधानान्नेति चेन्न तथा चेतोऽर्पणनिगदात्तथा हि दर्शनम् ।।१।१।२४।

**છન્દનું કથન હોવાથી (બ્રહ્મધર્મો) નથી એમ કહેવામાં આવતું હોય તો, ના, કારણ કે તે જ પ્રકારે (બ્રહ્મમાં) ચિત્ત પરોવવું એમ કહેવામાં આવ્યું છે, અને તે જ પ્રકારથી (બ્રહ્મનું) દર્શન-જ્ઞાન-થાય છે.**

(પૂર્વપક્ષ) અરે! અહીં ચાર પાદવાળા બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યું નથી પણ ગાયત્રી છન્દનું (નિરૂપણ કરવામાં આવ્યું છે.) "આ બધું જે કાંઈ છે તે ખરેખર ગાયત્રી છે." (છા. ૩. ૧૨. ૧) એમ ઉપક્રમ કરીને ભૂત, પૃથ્વી, શરીર અને હૃદયના ભેદો વડે તેનું (ગાયત્રીનું) વિવરણ કરીને, "તે આ ગાયત્રી ચાર પાદવાળી અને છ પ્રકારવાળી છે; આનું નિરૂપણ ઋચા કરે છે કે આટલો એનો મહિમા છે" (છા. ૩. ૧૨. ૫-૬). એ જ વ્યાખ્યાનરૂપ ગાયત્રીમાં આપેલો મંત્ર ચાર પાદવાળા બ્રહ્મનું કથન એકદમ શી રીતે કરી શકે? "આ જે તે બ્રહ્મ છે." (છા. ૩. ૧૨. ૭) એ સ્થળે બ્રહ્મ શબ્દ પણ (વર્ણમય) છન્દસ્‌ના અર્થમાં જ લેવો જોઈએ, કારણ કે ત્યાં છન્દનું પ્રકરણ છે. વળી, શબ્દ પણ બ્રહ્મરૂપે વાચક છે, (અર્થાત્ શબ્દ અને બ્રહ્મ એ બેનો અર્થ એક જ છે) એમ બ્રહ્મોપનિષત્, શબ્દબ્રહ્મ વગેરે (પ્રયોગો ઉપરથી) સિદ્ધ થએલું છે. તેથી છન્દના જ પાદોનું કથન હોવાથી તે પાદો બ્રહ્મના ધર્મો થઈ શકે નહિ.

(ઉત્તર) આ પ્રમાણે (પૂર્વપક્ષી તરફથી) કહેવામાં આવતું હોય તો (અમે સિદ્ધાન્તી કહીએ છીએ કે) આમાં દોષ નથી. **तथा चेतोऽर्पणनिगदात्**–કારણ કે **तथा** તે દ્વારા ચિત્ત પરોવવું એમ કથન છે. (અને તેના પ્રમાણમાં) "આ બધું જે કાંઈ છે તે ગાયત્રી છે" (છા. ૩. ૧૨. ૧) એ શ્રુતિ છે. વર્ણના સમૂહરૂપ (ગાયત્રી) બધું છે એ વાત ખરી રીતે સંભવી શકે એમ નથી; પણ જેમ સૉય દ્વારા દોરો પ્રવેશ કરે છે તેમ ગાયત્રી દ્વારા બુદ્ધિ ગાયત્રીમાં પ્રતિપાદન કરેલા બ્રહ્મમાં પ્રવેશ કરી શકે (એમ દર્શાવવા તે પ્રકારનું નિરૂપણ છે).

આમ શા માટે પ્રતિપાદન કરવામાં આવે છે?

આના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે **तथा हि दर्शनम्–तथा** તે જ પ્રકારે (બ્રહ્મનું) દર્શન–જ્ઞાન–થાય છે, કારણ કે મનુષ્યની સ્થૂલ બુદ્ધિ બ્રહ્મમાં જબરજસ્તીથી પ્રવેશ કરી શકે નહિ. આ પ્રકારે સર્વ મંત્રોપાસનાનું વ્યાખ્યાન થઈ ગયું. સૂત્રમાં આવેલા **हि** પદનું તાત્પર્ય એ છે કે આ અર્થ બરોબર છે, કારણ કે લોકમાં જે વસ્તુ પોતાની મેળે પ્રવેશ ન કરી શકે તે (કોઈ બીજા) સાધન દ્વારા પ્રવેશ કરે છે. (પ્રવેશ) અદૃષ્ટ દ્વારા નથી, કારણ કે જ્યાં સુધી દૃષ્ટનો સમ્ભવ હોય ત્યાં સુધી અદૃષ્ટની કલ્પના કરવી અયોગ્ય છે. તેથી પાદો બ્રહ્મના ધર્મો છે. ૨૪

## भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ।१।१।२५।

### અને ભૂત વગેરે પાદોનું કથન (બ્રહ્મમાં) યોગ્ય છે તેથી આ પ્રમાણે (બ્રહ્મના પાદો છે, ગાયત્રીના નહિ.)

વળી, ભૂત વગેરેનું અહીં પાદ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે. ભૂત, પૃથ્વી, શરીર અને હૃદય આ ચાર (પાદો છે). ખરેખર! આ ચાર ગાયત્રીના પાદો હોઈ શકે નહિ; પણ (ગાયત્રી પદથી) બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવે તો તે ઘટી શકે છે. જ્યાં સુધી મુખ્ય ઘટી શકતું હોય ત્યાં સુધી ગૌણની કલ્પના કરવી નહિ (એવો શાસ્ત્રનો નિયમ છે.) (આનો) અર્થ આ છે. (આગલા સૂત્રમાં આપેલા) પૂર્વ હેતુમાં છન્દના પણ પાદો ઉપચારથી કહેવામાં આવે, છતાં પણ તે બ્રહ્મના જ છે એ યોગ્ય છે, કારણ કે પુરુષસૂક્તમાં "આટલો આનો" (ऋ. ૧૦. ૯૦. ૩) ઇત્યાદિ શ્રુતિ બ્રહ્મમાં ઘટે છે. (**पादोऽस्य सर्वा भूतानि** ઇત્યાદિ છા. ૩. ૧૨. ૬) આ વાક્યમાં તો ગાયત્રીના પાદોનો જ ઉપદેશ કરવામાં આવ્યો નથી, પરન્તુ તે બ્રહ્મના જ પાદો છે. ગાયત્રી બ્રહ્મવાચક છે, તેથી તેમાં (એ પાદોનો) ઉપચારથી–લક્ષણાથી–ઉપસંહાર કરવામાં આવ્યો છે. સૂત્રના **च**કારનો અર્થ એ છે કે અર્થો–વસ્તુઓ–શબ્દના પાદો ન થઈ શકે, પરન્તુ અર્થના–વસ્તુના–જ (પાદો થઈ શકે). તેથી બ્રહ્મનું પ્રતિપાદન કરનારૂં વાક્ય છે એમ માનવાથી જ ભૂત વગેરે પાદો તરીકે ઘટી શકે, અન્યથા નહિ. તેથી પાદો બ્રહ્મનો ધર્મ છે. ૨૫

## उपदेशभेदान्नेति चेन्नोभयस्मिन्नप्यविरोधात् ।१।१।२६।

### ઉપદેશનો ભેદ છે તેથી (જ્યોતિ બ્રહ્મ) નથી એમ કહેતા હો તો, ના, કારણ કે બન્નેમાં પણ (એક જ અર્થ હોવાથી) વિરોધ નથી.

"સર્વ ભૂતો આનો પાદ છે" (ઋ. ૧૦. ૯૦. ૩) એમાં સર્વ ભૂતો એક પાદ છે; (બાકીના) ત્રણ અમૃત–નિત્ય–પાદ સ્વર્ગમાં છે એમ એક અર્થ છે. "ભૂઃ, ભુવઃ ઇત્યાદિ લોકો જેના પાદ છે એવા પુરુષના–પરમાત્માના–પાદોમાં સર્વ ભૂતો છે એમ તેઓ જાણે છે; અમૃત, ક્ષેમ અને અભય એ (ત્રણ સુખરૂપ પાદો)નું ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણ લોકોની ઉપર આવેલા મહર્લોકની ઉપરના જન, તપઃ અને સત્યલોકમાં સ્થાપન કરવામાં આવેલું છે" (ભાગ. ૨. ૬. ૧૮) આ બીજો અર્થ છે. પુરુષસૂક્તના અનુસાર આ બીજો પણ અર્થ છે.

પ્રથમ પહેલા અર્થમાં (પૂર્વપક્ષ) નીચે પ્રમાણે થાય છે:—

(પૂર્વપક્ષ) **'दिवि'** એ મંત્રમાં **दिव्** પદ સપ્તમીમાં છે અને તે આધાર બતાવે છે. **"अतः परम्"** (છા. ૩. ૧૩. ૭) એમાં (**दिव्** પદ **दिवः** એમ પચમીમાં છે અને તેથી)

પંચમી આધાર દર્શાવી શકતી નથી. તેથી ઉપદેશનો ભેદ હોવાને લીધે પ્રથમ (સપ્તમ્યન્ત **दिवि** એ પદમાં) કહેલી વસ્તુનો (અહીં) વિચાર થતો નથી, અને તેથી જ્યોતિ બ્રહ્મ ન થઈ શકે.

(ઉત્તર) એમ જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે એ દોષ નથી, કારણ કે બન્ને વિભક્તિઓનો નિર્દેશ છે છતાં પણ વિરોધ નથી. મન્ત્રમાં માત્ર '**दिवि**'-સ્વર્ગમાં-કહેવામાં આવ્યું છે, અને આ ઉપનિષદના વાકયમાં સર્વત્ર-બધે ઠેકાણે-એમ કહેવામાં આવ્યું છે. જે (**सर्वतः पृष्ठेषु** એ વિષયવાક્યની શ્રુતિને આધારે) સર્વત્ર વિદ્યમાન છે તેને સ્વર્ગમાં રહેવું વિરુદ્ધ નથી. (વિષયવાક્યમાં આવેલા) **अतः** શબ્દ વડે એમ ન સમજવું કે જ્યોતિ ત્યાં નથી, પણ તેનો અર્થ એ છે કે તેનાથી અન્ય સ્થળે પણ તે જ્યોતિ છે. તેથી (મંત્રમાં) સપ્તમી અને (ઉપનિષદમાં) પંચમી વિભક્તિનો નિર્દેશ વિરુદ્ધ નથી.

બીજા અર્થમાં તો (પૂર્વપક્ષ નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે):—

(પૂર્વપક્ષ) અરે! મંત્રમાં **अमृत** પદ છે અને અહીં ઉપનિષદમાં **ज्योतिः** પદ છે. એટલે ઉપદેશભેદ છે. (છાન્દોગ્યોપનિષદમાં) ચોથો પાદ હૃદય છે, (અને મન્ત્રમાં ચોથો પાદ સર્વ ભૂતો અથવા ભૂર્લોક છે) અને તેથી ઉપદેશભેદ છે, અને વળી, (**अथ यदतः परो दिवः** એ વિષયવાક્યમાં) **अतः** શબ્દ (પૂર્વનો પરામર્શ કરી) સર્વથી (વિષયવાક્યમાં આવેલા જ્યોતિનો) ભેદ દર્શાવે છે. આમ (ત્રણ પ્રકારના) ઉપદેશભેદથી (બન્ને-મન્ત્ર અને ઉપનિષદ્-વાક્યોની) એકવાક્યતા થતી નથી. તેથી આ વિષયવાક્યમાં ચરણનું કથન જ ન હોવાથી (પહેલાંના સૂત્રોમાં આપેલો **चरणाभिधानात्** એ) હેતુ સ્વરૂપથી જ અસિદ્ધ છે.

(ઉત્તર) આમ જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે એમાં દોષ નથી. ઉભયમાં-જ્યોતિઃ પદનો અને અમૃત પદનો પ્રયોગ કરવામાં આવે છે તેમાં-એક જ અર્થ હોવાથી વિરોધ નથી. ત્રણ પાદ ઉપરના લોકોમાં છે. મન્ત્ર અને ઉપનિષદ્ એ બન્ને સ્થળે બ્રહ્મનું જ પ્રતિપાદન છે એમ ન માનતાં ઉપનિષદમાં છન્દોરૂપ ગાયત્રીનું નિરૂપણ છે એમ માનવામાં આવે તો શબ્દરૂપ ગાયત્રી ને અર્થરૂપ ભિન્ન પ્રકારના પાદો પ્રાપ્ત થાય. વળી, ગાયત્રી પરિચ્છિન્ન છે અને તેથી ('**सर्वतः पृष्ठेषु**' એ વિષયવાક્યમાં આવેલા અર્થનો) વિરોધ આવે. તેથી અમૃત અને જ્યોતિઃ શબ્દ એક જ અર્થમાં વપરાએલા હોવાથી વિરોધ ન રહેતાં એકવાક્યતા થઈ શકે છે. તેથી અહીં (વિષયવાક્યમાં) ચરણ હોવાથી અને તે બ્રહ્મનો ધર્મ હોવાથી જ્યોતિ બ્રહ્મ જ છે એમ સિદ્ધ થાય છે. ૨૬

# અનુગમાધિકરણ

## प्राणस्तथानुगमात् ।१।१।२७।

### પ્રાણ (પરમાત્મા છે), કારણ કે તે પ્રકારે સમન્વય છે.

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં "દૈવોદાસિ પ્રતર્દન" (કૌ. ૩. ૧) ઇત્યાદિ વડે પ્રારંભ થતો અને "આ લોકપાલ છે, આ લોકનો અધિપતિ છે, આ લોકનો ઈશ છે; તે મારો

આત્મા છે એમ દરેકે જાણવું; તે મારો આત્મા છે એમ દરેકે જાણવું" (કૌ. ૩. ૮) આ પ્રમાણે પૂરો થતો ઇન્દ્ર અને પ્રતર્દનનો સંવાદ છે. તેમાં (ઇન્દ્ર પ્રતર્દનને) વરદાન આપે છે તે વખતે "મને જ તું જાણ, મનુષ્યને માટે આ જ સૌથી વધારે હિત કરનારૂં છે એમ હું માનું છું" (કૌ. ૩. ૧) એમ આરંભ કરીને, "હું ત્વષ્ટાનો વધ કરનાર છું" એમ પોતાની પ્રશંસા કરીને, પોતાની ઉપાસના કરવાનું ફલ પાપનો અભાવ છે એમ પ્રતિપાદન કરીને, "તું કોણ છે" એમ (પ્રતર્દનની) કહેવાની ઇચ્છા થતાં, "ખરેખર! હું પ્રાણ છું, પ્રજ્ઞાત્મા જે હું તેની આયુષ્ય અને અમૃત તરીકે ઉપાસના કરો" (કૌ. ૩. ૨) એમ કહીને આયુષ્યનું પ્રાણ તરીકે પ્રતિપાદન કરીને, અને પ્રાણનું અમૃત તરીકે પ્રતિપાદન કરીને "ખરેખર! પ્રાણથી જ સ્વર્ગમાં અમૃતત્વ પ્રાપ્ત કરે છે" (કૌ. ૩. ૨) એ રીતે પ્રાણના સંયોગ વડે અમૃતત્વનું પ્રતિપાદન કરે છે.

તેમાં સન્દેહ થાય છે કે પ્રાણનો અર્થ આસન્ય–મુખ્ય–પ્રાણ છે, કે બ્રહ્મ છે.

**'अत एव प्राणः'** (બ્ર. સૂ. ૧. ૧. ૨૨) એ સૂત્રમાં એકલા 'પ્રાણ' શબ્દમાં સન્દેહ હતો; અહીં તો અર્થમાં પણ સન્દેહ છે. વળી, (બ્રહ્મની સાથે સમ્બન્ધ લેવામાં જીવ વગેરેનાં જ્ઞાપક લિંગો) બાધક છે, તેથી આ નવા અધિકરણનો આરંભ કરવામાં આવે છે.

તેમાં સાધક એવો (બ્રહ્મનો) અસાધારણ ધર્મ ન હોવાથી, અને બાધક તત્ત્વો હોવાથી (પ્રાણ એ) બ્રહ્મ નથી એમ પૂર્વપક્ષ થાય છે. સિદ્ધાન્તનું તો ચાર સૂત્રો (બ્ર. સૂ. ૧. ૧. ૨૭–૩૦) વડે પ્રતિપાદન કરવામાં આવે છે. તેમાં સૂત્રકાર એક સૂત્ર વડે પ્રથમ સાધક ધર્મનું નિરૂપણ કરે છે અને (બાકીનાં) ત્રણ સૂત્રો વડે બાધક તત્ત્વોનું નિરાકરણ કરે છે.

(વિષયવાક્યમાં આવેલો) 'પ્રાણ' (શબ્દ) પરમાત્મા થવાને યોગ્ય છે. શાથી? તે પ્રકારે અનુગમ–સમન્વય–છે, તેથી. તે આ પ્રમાણે છે. વાક્યનો પૂર્વાપર સંબંધ સાથે વિચાર કરતાં જણાય છે કે ત્યાં પદાર્થોનો સમન્વય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. પ્રારંભમાં પ્રથમ "તું વર માગ" એમ (ઇન્દ્રે) પ્રતર્દનને કહ્યું, અને તેથી "મનુષ્યોને સૌથી વધારે હિત કરે એવું જે હોય તે મારે માટે તમે જ પસન્દ કરો" (કૌ. ૩. ૧) એમ પ્રતર્દને (ઇન્દ્ર પાસે) પરમ પુરુષાર્થરૂપ વર માગ્યો. પ્રાણ સર્વથી વધારે હિતકારક છે એમ પ્રતર્દનને જ્યારે ઉપદેશ કરવામાં આવે છે તો તે પ્રાણ પરમાત્મા કેમ ન હોઈ શકે? ખરેખર! પરમાત્માના વિના બીજો કોઈ પદાર્થ સર્વથી વધારે હિતકારક નથી, કારણ કે પરમાત્માનું સ્વરૂપ જ પરમ આનન્દ છે. પાપનો અભાવ એકલા બ્રહ્મવિજ્ઞાનમાં જ સમ્ભવે છે, કારણ કે "જ્યારે તે પરમાત્માનાં દર્શન થાય છે ત્યારે આ બ્રહ્મવિતનાં કર્મ નાશ પામે છે" (મુણ્ડ. ૨. ૨. ૮) એવી શ્રુતિ છે. પ્રજ્ઞાત્મત્વ પણ પરમાત્માનું જ સમ્ભવે છે. ઉપસંહારમાં પણ "આનન્દ, અજર, અમૃત" તથા "આ લોકાધિપતિ છે" (કૌ. ૩. ૯) ઇત્યાદિ જોવામાં આવે છે. તેથી આખા પ્રકરણમાં બ્રહ્મમાં અનુગમ–સમન્વય–હોવાથી પ્રાણ બ્રહ્મ છે. ૨૭

## न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसम्बन्धभूमा ह्यस्मिन् ।१।१।२८।

**(પ્રાણ બ્રહ્મ છે એમ) નહિ, કારણ કે વક્તા (ઇન્દ્ર પોતાના) આત્મા તરીકે (પ્રાણનો) ઉપદેશ કરે છે; એમ જો કહેવામાં આવતું હોય તો,**

**(ના), (કારણ કે) આ પ્રકરણમાં આત્માના-પરમાત્માના-ધર્મો ઘણા છે. (તેથી પ્રાણ પરમાત્મા છે).**

સૂત્રકાર (પૂર્વપક્ષ દ્વારા) પ્રથમ બાધક તત્ત્વનું નિરૂપણ કરે છે. પ્રાણ બ્રહ્મ છે એમ જે કહેવામાં આવે છે તે યોગ્ય નથી. શાથી? વક્તાના આત્માનો ઉપદેશ હોવાથી. વક્તા ઇન્દ્ર છે, અને તે "મને જ જાણ" એમ ઉપક્રમ કરીને "હું ખરેખર પ્રાણ છું, પ્રજ્ઞાત્મા જે હું તેની આયુષ્ય અને અમૃત તરીકે ઉપાસના કરો" (કૌ. ૩. ૨) એમ પોતાના આત્માનો ઉપદેશ કરે છે. વક્તાના આત્મા તરીકે જેનો ઉપદેશ કરવામાં આવ્યો છે તે પ્રાણ બ્રહ્મ શી રીતે હોઈ શકે? અર્થાત્ જેમ વાણીની ધેનુ તરીકે ઉપાસના કરવામાં આવે છે તેમ (ઇન્દ્રના આત્મારૂપી) દેવતાની પ્રાણ તરીકે ઉપાસના કરવી એમ ઉપદેશ કરવામાં આવે છે. વળી, બ્રહ્મના બીજા ધર્મો છે તે પ્રાણની સ્તુતિ કરવાને માટે છે. તેથી આ પ્રકરણ બ્રહ્મનું શી રીતે નિરૂપણ કરી શકશે?

(ઉત્તર) આમ જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે તેમ નથી. આમાં ખરેખર આત્માની સાથે જોડાએલા પદાર્થો વધારે છે. આમાં–આ પ્રકરણમાં–અધ્યાત્મસમ્બન્ધ છે, આત્માને ઉદ્દેશીને સમ્બન્ધ છે. આત્માને ઉદ્દેશીને જે સમ્બન્ધ હોય તે અધ્યાત્મસમ્બન્ધ કહેવાય છે. 'આત્મા' શબ્દનો અર્થ બ્રહ્મ છે. વસ્તુતઃ તો જીવ બ્રહ્મ છે એમ બતાવવાને સૂત્રમાં 'આત્મા' શબ્દનો પ્રયોગ છે. તેનો સમ્બન્ધ એટલે તેના (પરમાત્માના) ધર્મો; અને (આ પ્રકરણમાં) "આ લોકપાલ છે" ઇત્યાદિ પરમાત્માના ઘણા ધર્મો જણાય છે. જ્યાં સુધી કોઈ પણ રીતે બ્રહ્મનું પ્રકરણ સિદ્ધ થાય ત્યાં સુધી અન્યનું પ્રકરણ અયુક્ત છે એમ (સૂત્રમાં આવેલા) '**हि**' શબ્દનો અર્થ છે. સ્વતન્ત્ર રીતે આયુષ્યનું દાન કરે છે તેથી પ્રાણને (કૌષીતકી બ્રાહ્મણમાં) પ્રજ્ઞાત્મા કહેવામાં આવે છે. "વાણીને જાણવાની ઇચ્છા ન કરવી, (પણ) વક્તાને જાણવો" (કૌ. ૩. ૮) એમ ઉપક્રમ કરીને, "જેવી રીતે રથની નેમિ આરોમાં જોડાએલી છે અને આરો નાભિમાં જોડાએલા છે તેવી જ રીતે આ ભૂતમાત્રાઓ પ્રજ્ઞામાત્રાઓમાં જોડાએલી છે અને પ્રજ્ઞામાત્રાઓ પ્રાણમાં જોડાએલી છે. તે આ પ્રજ્ઞાત્મા આનન્દ, અજર, અમૃત છે; તે સારાં કર્મોથી વધતો નથી." (કૌ. ૩. ૯) ઇત્યાદિ શ્રુતિ વિષય અને ઇન્દ્રિયના વ્યવહારમાં આરના નાભિરૂપ પ્રત્યગાત્માનો જ ઉપસંહાર કરે છે. "તે મારો આત્મા છે એમ જાણ" (કૌ. ૩. ૯) એમ ઉપસંહાર છેઃ તેથી આત્માની સાથેના સમ્બન્ધનું આધિક્ય હોવાને લીધે ('પ્રાણ' શબ્દ વડે) આ બ્રહ્મનો જ ઉપદેશ છે. ૨૮

તો પછી (આત્મોપદેશરૂપી) બાધકની શી ગતિ?

તે વિષે સૂત્રકાર કહે છે કે

## शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ।१।१।२९।

**પણ (આ) ઉપદેશ વામદેવની પેઠે શાસ્ત્રદૃષ્ટિથી કરવામાં આવેલો છે, (તેથી યુક્ત છે).**

પૂર્વ સૂત્ર વડે જે શંકાનો પરિહાર નથી થતો તે શંકાનો પરિહાર સૂત્રકાર '**तु**' શબ્દ વડે કરે છે. વ્યવહારદૃષ્ટિથી જો ઉપદેશ કરવામાં આવ્યો હોય તો આ (સ્વાત્મોપદેશરૂપ) દોષ પ્રાપ્ત થાય છે. પણ (અહીં તો) 'હું બ્રહ્મ છું' એ પ્રમાણેનો ઉપદેશ આર્ષ દર્શન વડે કરવામાં આવ્યો છે.

( શંકા ) અરે ! "તે તું છે" ( છા. ૬. ૯. ૪ ), "આ આત્મા બ્રહ્મ છે" ( બૃ. ૨. ૫. ૧૯ ) એ વાક્યોમાં જીવ બ્રહ્મ છે એવો ઉપદેશ છે. તેમાં અધિકાર પ્રમાણે શાસ્ત્રપ્રવૃત્તિ થાય છે એ ન્યાયે પોતાનો જ ( પ્રતર્દનનો જ ) આત્મા બ્રહ્મ છે એમ જાણવું એ મુખ્ય–મોક્ષસાધક–છે; ઇન્દ્રના જીવને બ્રહ્મ તરીકે જાણવું અથવા તે જીવની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી એમાં પ્રતર્દનનો પુરુષાર્થ સિદ્ધ થતો નથી. તેથી શાસ્ત્રદૃષ્ટિ પણ આ પ્રકારની ( ઇન્દ્રના જીવને બ્રહ્મ તરીકે જાણવાની ) નથી. કેવલ ચૈતન્યમાત્રની તેવા જ ( કેવલ ) બ્રહ્મની સાથે એકતા માનવામાં ( અલ્પજ્ઞત્વ અને સર્વજ્ઞત્વ એ બે ધર્મોનો ) વિરોધ આવવાથી **तत्त्वमसि** વગેરે વાક્યનો ( ચૈતન્યૈકરૂપ ) અર્થ છે એમ નિશ્ચય થાય છે. વળી, બ્રહ્મના ધર્મો જીવને વિષે કહી શકાય નહિ.

( સમાધાન ) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે કે વામદેવની માફક. "તેને જોતાં વામદેવ ઋષિ 'હું મનુ થયો, હું સૂર્ય થયો' એ પ્રમાણે કહેવા લાગ્યા." ( બૃ. ૧. ૪. ૧૦ ). જેને જ્ઞાન થયું છે તે સર્વ થાય છે. તેમાં સર્વ સર્વ થાય તો સર્વની અનન્તતાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તેથી સર્વ એક જ ( બ્રહ્મ ) છે એમ કહેવું યોગ્ય છે. તેથી બ્રહ્મરૂપી કારણમાં લય થાય ત્યારે જ સર્વભાવ થાય છે અને તેથી 'હું મનુ થયો, સૂર્ય થયો' એમાં ( બ્રહ્મરૂપી કારણમાંથી જીવને ) પૃથક્ કરીને અનુવાદ કરવો યોગ્ય નથી. ત્યાં જેમ જ્ઞાનના આવેશથી સર્વ ધર્મોની સ્ફૂર્તિ થાય છે તેમ અહીં પણ બ્રહ્મના આવેશથી ઉપદેશ કરવામાં આવ્યો છે અને તેથી ત્વાષ્ટ્રવધ વગેરે બ્રહ્મના ધર્મો જ છે, કારણ કે તેના આવેશથી જ ( તે બધાં કાર્યો ) કરવામાં આવ્યાં છે. ભાગવતમાં પણ "હે ઇન્દ્ર, આ તારૂં વજ્ર વિષ્ણુના તેજથી અને દધિચિના તપથી તીક્ષ્ણ થએલું છે. વિષ્ણુની પ્રેરણાથી તું તે જ વજ્ર વડે શત્રુને માર" ( ભાગ. ૬. ૧૧. ૨૦ ) એ પ્રમાણે વૃત્રનું વચન છે. તેથી બ્રહ્મના ધર્મનું કથન જ યોગ્ય છે.

( શંકા ) "સુષુપ્તિ અને બ્રહ્મસમ્પત્તિ એ બેમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે." ( બ્ર. સૂ. ૪. ૪. ૧૬ ) એ સૂત્રમાં સુષુપ્તિ અને બ્રહ્મસમ્પત્તિમાં બ્રહ્મધર્મોનો આવિર્ભાવ થાય છે, બીજે કોઈ સમયે નહિ ( એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. ) તેથી ( ઇન્દ્ર પ્રતર્દનને ઉપદેશ આપે છે તે સમયે ) આ પ્રમાણે શી રીતે હોઈ શકે ?

( સમાધાન ) ઉપર પ્રમાણે જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે એ પ્રમાણે ન માનવું. ઉપદેશ, ભાવના વગેરેમાં પણ કોઈક વખત ઉત્તમ અધિકારીના વિષયમાં બ્રહ્મનું પ્રાકટ્ય થાય છે એમ માનવું જોઈએ, કારણ કે ( આ અભિપ્રાય ) "મારામાં જ બધું ઉત્પન્ન થયું છે." ( કૈ. ૧. ૧૯ ) એ વાક્યને અનુસરે છે. "આમાં જ પ્રાણો લય પામે છે" ( બૃ. ૩. ૨. ૧૧ ), "બ્રહ્મ જ થઈને બ્રહ્મમાં લય પામે છે" ( બૃ. ૪. ૪. ૬ ) એ બધાં વાક્યોને પણ આવિર્ભાવની અપેક્ષા છે. તેનો ( આવેશવાળાનો ) બ્રહ્મભાવ પ્રાયિક–કોઈ કોઈ વાર થનારો–હોવાથી સૂત્રમાં ફલ તરીકે તેનું કથન કરવામાં આવ્યું નથી. વળી જીવન્મુક્તોને પણ પરમમુક્તિ હોય છે એ વાત ( આગળ ) કહેવાની છે. અસમ્પ્રજ્ઞાત સમાધિની માફક આવિર્ભાવદશામાં પણ શરીરના વિયોગને માટે કોઈ વિયોજક પદાર્થ ન હોવાથી એકલી વાણી વગેરે ઇન્દ્રિયો લય પામે છે. તેને બ્રહ્મભાવ પ્રાપ્ત હોવાથી અર્ચિરાદિગતિનો સમ્ભવ નથી, ( એટલે તેનું અહિં કથન નથી ). છતાં પણ ( આવેશવાળાનો બ્રહ્મભાવ સર્વદા ન થતાં કોઈ કોઈ વાર થાય છે અને તેથી ) અનિયતતાને લીધે જ સૂત્ર, ગીતા વગેરેમાં તેનું કથન

નથી. સગુણ અને નિર્ગુણના ભેદે કરીને ફલની વ્યવસ્થા કરવી એ તો અપ્રામાણિક જ છે, કારણ કે બ્રહ્મવાદમાં ( સાંખ્યની માફક ) ગુણનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. તેથી શાસ્ત્રદૃષ્ટિથી ઉપદેશ કરવામાં આવ્યો છે એમ જે કહેવામાં આવ્યું તે બરોબર છે. ૨૯

## जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् ।१।१।३०।

**જીવ અને મુખ્ય પ્રાણના ધર્મો હોવાથી તે પ્રમાણે નહિ; એમ જો કહેતા હો તો, ના, કારણ કે તેમાં ત્રણ પ્રકારની ઉપાસના પ્રાપ્ત થાય છે; અને વળી જીવ બ્રહ્મનો આશ્રિત હોવાથી અને પ્રાણ બ્રહ્મની સાથે જોડાએલો હોવાથી (આ પ્રકરણમાં જીવ અને પ્રાણના ધર્મોનો ઉપદેશ છે).**

(શંકા) બીજાં બે બાધક તત્ત્વોની પૂર્વપક્ષી શંકા કરે છે. જો કે આ પ્રકરણમાં બ્રહ્મના ઘણા ધર્મોનું શ્રવણ થાય છે, (છતાં પણ) તે જ પ્રમાણે જીવના ધર્મો અને મુખ્ય પ્રાણના ધર્મો ( આ પ્રકરણ બ્રહ્મનું છે એમ માનવામાં ) બાધક છે. "વાણીને જાણવાની ઇચ્છા ન કરવી, વક્તાને જાણવો" ( કૌ. ૩. ૮ ) ઇત્યાદિ. અહીં વાણી વગેરે ઇન્દ્રિયોના અધ્યક્ષ જીવને જાણવાનું કહેવામાં આવ્યું છે. "ખરેખર ! પ્રાણ જ પ્રજ્ઞાત્મા છે અને તેણે આ શરીર ધારણ કરીને" ( કૌ. ૩. ૩ ) એ પ્રમાણે શરીરધારણ એ મુખ્ય પ્રાણનો ધર્મ છે; કારણ કે "મોહને પ્રાપ્ત ન થાવ; હું જ આ આત્માનો ( પ્રાણ, અપાન ઇત્યાદિ ) પાંચ પ્રકારે વિભાગ કરીને આ શરીરનો આશ્રય કરીને ધારણ કરૂં છું" (પ્ર. ૨. ૩) એ પ્રમાણે શ્રુતિ કહે છે. આ પ્રકરણમાં જીવ અને મુખ્ય પ્રાણનો ઉપદેશ છે એમ માનીએ તો "જે પ્રાણ તે પ્રજ્ઞા, જે પ્રજ્ઞા તે પ્રાણ" ( કૌ. ૩. ૩ ) એમ પ્રજ્ઞા અને પ્રાણનો સાહચર્યને લીધે અભેદોપચાર યોગ્ય છે; અને ( શ્રુતિમાં જણાવેલી ) ઉત્ક્રાન્તિ પણ ( જીવ અને મુખ્યપ્રાણમાં જ ઘટે છે ), પરન્તુ તે સર્વથા વિલક્ષણ–વ્યાપક–બ્રહ્મમાં ઘટતી નથી. તેથી જીવ અને મુખ્ય પ્રાણના ધર્મો હોવાથી અહીં બ્રહ્મનું પ્રકરણ નથી.

(સમાધાન) આ પ્રમાણે જો કહેવામાં આવતું હોય તો અમે કહીએ છીએ કે એમ નહિ, કારણ કે (એમ માનવામાં) ત્રણ પ્રકારની ઉપાસના પ્રાપ્ત થાય છે. આ અર્થ છે. અહીં તમારે શું કહેવું છે? (૧) જીવ અને મુખ્ય પ્રાણના ધર્મો હોવાથી શું બ્રહ્મના ધર્મો જીવમાં ઘટે છે? કે (૨) ( જીવ, પ્રાણ અને બ્રહ્મ એ ) ત્રણે પણ સ્વતન્ત્ર છે? કે (૩) જીવ અને મુખ્ય પ્રાણ એ એના ધર્મો પણ બ્રહ્મના ધર્મો છે એમ કહેવું છે? પહેલા પક્ષનું નિરાકરણ તો પહેલાં જ ( બ્ર. સૂ. ૧. ૧. ૨૮ માં ) કરી દેવામાં આવ્યું છે કે બ્રહ્મના ધર્મો બીજામાં ઘટાવી શકાય એમ નથી. બીજા પક્ષમાં સૂત્રકાર દૂષણ બતાવે છે કે **उपासात्रैविध्यात्**, ( ત્રણ પ્રકારની ઉપાસના પ્રાપ્ત થવાથી ). તે પ્રમાણે થાય–બીજો પક્ષ સ્વીકારવામાં આવે–તો ઉપાસના ત્રણ પ્રકારની પ્રાપ્ત થાય, પણ તેમાં વાકયભેદનો પ્રસંગ આવવાથી તે યુક્ત નથી. ત્રીજા પક્ષમાં તો યુક્તિ આપવામાં આવે છે. જીવના ધર્મો બ્રહ્મમાં વિરોધી નથી, કારણ કે તે ( જીવ ) બ્રહ્મનો આશ્રિત છે. જીવનો પણ આધાર બ્રહ્મ હોવાથી તેના–જીવના–ધર્મોનો પણ આશ્રય ભગવાન્ જ છે. સૂત્રમાં આવેલા **इह**–અહીંઆં–પદનો સમ્બન્ધ ( **आश्रितत्वात्** અને **तद्योगात्** એ ) બન્ને ઠેકાણે છે, અને આ પ્રમાણે બ્રહ્મવાદમાં છે, ( માયાવાદમાં નહિ. ) મુખ્ય પ્રાણમાં તો

તદ્યોગ–તેની (બ્રહ્મની) સાથેનો યોગ એટલે તદ્યોગ–હોવાથી પ્રાણના ધર્મો ભગવાનમાં વિરુદ્ધ નથી; કારણ કે પ્રાણનો ભગવાનની સાથે સમ્બન્ધ છે, એટલે તેના–પ્રાણના–ધર્મોનો પણ સમ્બન્ધ ભગવાનની સાથે છે.

અથવા તો વક્તૃત્વ વગેરે ધર્મો જીવના ધર્મો નથી પણ બ્રહ્મના જ ધર્મો છે, અને "પણ (જીવનું કર્તૃત્વ વગેરે) પરમાંથી–બ્રહ્મમાંથી–(આવે છે), કારણ કે શ્રુતિમાં બ્રહ્મના જ કર્તૃત્વ વગેરેનું શ્રવણ છે" (બ્ર. સૂ. ૨. ૩. ૪૧) એ સૂત્રને આધારે બ્રહ્મના તે ધર્મો (બ્રહ્મના) આશ્રિત જીવમાં ભાસે છે. પ્રાણમાં પણ તે જ પ્રકારે છે. સુષુપ્તિ અને બ્રહ્મસમ્પત્તિમાં–મોક્ષમાં–જીવ બ્રહ્મનો આશ્રય લે છે. (જીવ અને બ્રહ્મ) આધ્યાત્મિક અને આધિદૈવિકરૂપ હોવાથી તાદાત્મ્ય છે અને તેથી તે બેનો સંયોગ ઘટી શકતો નથી, જ્યારે પ્રાણને તો (બ્રહ્મની સાથે) સંયોગ જ હોય છે. તેથી (કૌષીતકી ઉપનિષદમાં જણાવેલા) સર્વે ધર્મો બ્રહ્મમાં ઘટે છે. સહોત્ક્રમ પણ (ભગવાનમાં ઘટે છે, કારણ કે) ભગવાનની ક્રિયાશક્તિ (પ્રાણ) અને જ્ઞાનશક્તિ (જીવ) દેહમાં સાથે જ રહે છે અને સાથે જ ઉત્ક્રમણ કરે છે. આ પ્રમાણે બધું જ ભગવાનને અધીન છે એમ જણાય છે.

(શંકા) અરે, "પ્રાણ (બ્રહ્મ) છે, તે પ્રમાણે અનુગમ હોવાથી" (બ્ર. સૂ. ૧. ૧. ૨૭) એ સૂત્રને આધારે પ્રાણ શબ્દ વડે બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તો પછી (ક્રિયા અને જ્ઞાનશક્તિ એ) બે ધર્મોનું ઉત્ક્રમણ શી રીતે હોઈ શકે ?

(સમાધાન) આ પ્રમાણે કહેતા હો તો, ના, કારણ કે આ શ્રુતિમાં ધર્મ અને ધર્મિના અભેદ અને ભેદનું "હું ખરેખર પ્રાણ છું, પ્રજ્ઞાત્મા છું" (કૌ. ૩. ૨) એ પ્રમાણે નિરૂપણ છે. આ વાક્યમાં ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિવાળા પરમાત્માનો નિર્દેશ છે. પછીથી "જે પ્રાણ તે પ્રજ્ઞા અને જે પ્રજ્ઞા તે પ્રાણ" (કૌ. ૩. ૩) આ પ્રમાણેના ઉપસંહાર સુધી દરેક ધર્મની (ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિની) પ્રશંસા કરવામાં આવી છે. પછીથી તે બેના જ ઉત્ક્રમણ અને પ્રવેશ દર્શાવવાને માટે "આ શરીરમાં બન્ને સાથે જ રહે છે અને સાથે જ ઉત્ક્રમણ કરે છે" (કૌ. ૩. ૩) એ પ્રમાણે આરમ્ભ કરીને, સુષુપ્તિ, મૂર્ચ્છા અને મરણ એ ત્રણે કાલમાં બધી ઇન્દ્રિયો પ્રાણને અધીન છે એમ કહીને, આસન્ય પ્રાણની વ્યાવૃત્તિ કરવાને માટે પ્રજ્ઞાની સાથે એકતા બતાવીને ઉપસંહાર કરવામાં આવ્યો છે. પછી જ્ઞાનશક્તિનો ઉત્કર્ષ સિદ્ધ કરવાને માટે "પછી ખરેખર જેમ પ્રજ્ઞામાં" (કૌ. ૩. ૪) એમ આરમ્ભ કરીને, "પ્રજ્ઞા વિનાનો કોઈ પણ અર્થ સિદ્ધ થતો નથી" (કૌ. ૩. ૬) ત્યાં સુધીમાં જ્ઞાનશક્તિની શ્રેષ્ઠતાનું પ્રતિપાદન કરીને (જ્ઞાન) માત્ર ધર્મ છે એ (નૈયાયિકોના) મતનું નિરાકરણ કરવાને માટે "જાણવા યોગ્ય, બુદ્ધિનો વિષય, જાણી શકાતો નથી." (કૌ. ૩. ૭) એમ આરમ્ભ કરીને "મન્તાને જાણવો" (કૌ. ૩. ૮) ત્યાં સુધીમાં જ્ઞાનશક્તિવાળા ભગવાનનો શ્રુતિ નિર્દેશ કરે છે. ત્યાર પછી જ્ઞાન અને ક્રિયાશક્તિના વિષયભૂત ભૂતમાત્રારૂપ જગત્ ભગવાનથી અભિન્ન છે એમ પ્રતિપાદન કરવાને માટે "તે આ પ્રજ્ઞાત્મા, આનન્દ, અજર, અમૃત" (કૌ. ૩. ૯) એમ બ્રહ્મધર્મો વડે શ્રુતિ ઉપસંહાર કરે છે. તેથી ક્રિયા અને જ્ઞાનશક્તિનો વિષય ભગવાન્ જ છે એમ પ્રતિપાદન કરીને, (ભગવાન્) તેટલા જ છે એમ નહિ, પણ તેના કરતાં પણ અધિક છે એ રીતે એક જ ઉપાસનાનું વિધાન છે. તેથી (બ્રહ્મ) જડ અને જીવરૂપ હોવાથી બ્રહ્મ જ સર્વાત્મક છે એમ મહાવાક્યનો અર્થ સિદ્ધ થયો.

**પ્રથમાધ્યાયનો પ્રથમ પાદ સમ્પૂર્ણ.**

# પ્રથમાધ્યાયનો દ્વિતીય પાદ

## સર્વત્ર પ્રસિદ્ધોપદેશાધિકરણ

### सर्वत्र प्रसिद्धोपदेशात् ।१।२।१।

**(છાન્દોગ્ય ઉપનિષદની શાણ્ડિલ્યવિદ્યામાં બ્રહ્મનું જ વર્ણન છે,) કારણ કે ત્યાં બધા વેદાન્તમાં પ્રસિદ્ધ એવા બ્રહ્મનો ઉપદેશ છે.**

સમન્વય નામના પ્રથમ અધ્યાયમાં બધાં ઉપનિષદોનું તાત્પર્ય બ્રહ્મમાં છે એમ દર્શાવવાનું છે. તેમાં (છાન્દોગ્ય ઉપનિષદમાં આવેલી) ઉદ્ગીથાદિ ઉપાસનાનાં વાક્યો મુખ્ય વાક્યોમાં દર્શાવેલા ફલને ઉપકારક હોવાથી તેઓ તેનાં અંગ છે. નિઃસન્દિગ્ધ બ્રહ્મવાક્યોનો તો (બ્રહ્મમાં) સમન્વય સ્વતઃ સિદ્ધ જ છે. હવે સન્દિગ્ધ વાક્યો બે પ્રકારનાં હોય છે; એકમાં શબ્દમાં અને બીજામાં અર્થમાં (સન્દેહ થાય છે.) આ સમન્વય સિદ્ધ કરવાને અહીં એ વિચાર કરવામાં આવ્યો છે કે બ્રહ્મમાં કોઈ જાતનો (શબ્દનો) વ્યવહાર છે કે નથી. તેમાં પહેલા સૂત્રમાં જ (શબ્દ વડે બ્રહ્મના થતા) વ્યવહારનું સ્થાપન કરવામાં આવ્યું છે. "જ્યાંથી વાણી પાછી ફરે છે." (તૈ. ૨. ૪) ઇત્યાદિ વાક્યો 'બ્રહ્મ આવું છે, તેવું છે' એમ વિશેષ રીતે થતા નિરૂપણનો નિષેધ કરે છે, કારણ કે (બ્રહ્મ શ્રુતિનો વિષય છે) એમ માનવાથી જ (પરપ્રાપ્તિરૂપ) કાર્યની સિદ્ધિ થાય છે. જે બ્રહ્મવાક્યોનું અધ્યયન કરવામાં આવેલું છે તે બ્રહ્મવાક્યોનું તાત્પર્ય પરબ્રહ્મમાં છે એમ ચાર અધ્યાયવાળા વેદાન્તસૂત્રો વડે સિદ્ધ થતાં શ્રવણ સિદ્ધ થાય છે. જે વસ્તુનું શ્રવણ થયું છે તે વસ્તુમાં બીજે કોઈ સમયે પણ અસમ્ભાવના અને વિપરીતભાવના ન થાય એટલા સારુ બ્રહ્મવાક્યમાં આવેલા અનપેક્ષિત અંગોનો ત્યાગ કરીને અને અન્ય અપેક્ષિત ધર્મોનો સ્વીકાર કરીને તે જ (બ્રહ્મરૂપી) અર્થનો નિશ્ચય કરવામાં આવે ત્યારે તે મનન કહેવાય છે. પછીથી આ પ્રકારે ધ્યાનથી શરુઆત કરીને સમાધિ સુધી પહોંચતાં નિદિધ્યાસન (સિદ્ધ થાય છે), અને આ નિદિધ્યાસનરૂપ મન જ્યારે બધી બાજુથી સર્વ રીતે વ્યાપારમાંથી નિવૃત્ત થાય છે ત્યારે પોતાની મેળે જ પ્રાપ્ત થએલું અને પોતાના સુખના અનુભવરૂપ જ બ્રહ્મ થાય છે, અને આ જ બ્રહ્મજ્ઞાન છે. તેથી આવું (સુખાત્મક અનુભવરૂપ જ્ઞાન) એકલા અનુભવથી જ જણાય છે, એટલે રાંધેલા અન્નના ભોજનથી થતી તૃપ્તિની માફક તે (અનુભવ વિના બીજા) કશાનો વિષય બનતું નથી એમ કહેવું યોગ્ય છે. તેથી માહાત્મ્યજ્ઞાનરૂપી ફલવાળી અને શ્રવણના અંગભૂત (ઉત્તર) મીમાંસામાં જો ભગવદ્વાક્યો બીજામાં ઘટાવવામાં આવે અને અન્ય વાક્યો ભગવત્પર ઘટાવવામાં આવે તો દિવ્ય અને અદિવ્ય ધર્મનો વ્યત્યાસ–પરસ્પર ફેરફાર–થઈ જાય અને તેથી વિપરીત ફલ પ્રાપ્ત થાય. તેને (વિપરીત ફલ દૂર કરવાને) માટે બીજા (જન્માદિ) અધિકરણમાં (જગત્કારણત્વરૂપ) દિવ્ય ધર્મના નિર્ણયનો વિચાર કરવામાં આવ્યો કે વેદો જ બ્રહ્મ વિષેનું જ્ઞાન આપનારા છે અને જગત્ ઉત્પન્ન કરવાનું કર્મ અલૌકિક છે. પછીથી (બ્રહ્મનું) પૂર્ણ અલૌકિકત્વ દર્શાવવાને સમન્વય અને ઈક્ષતિરૂપ બે અધિકરણો વિધિ અને નિષેધમુખથી આપવામાં આવ્યાં છે.

પછીથી પ્રથમ પાદમાં નિશ્ચિત થએલા અર્થમાં શબ્દથી થતા સન્દેહનું નિરાકરણ કરવામાં આવ્યું છે. તેમાં પણ પ્રથમ (આનન્દમય અને અન્તસ્તદ્ધર્મ એ) બે અધિકરણ વડે પ્રત્યયથી થતા સન્દેહનું નિવારણ કર્યું છે. પ્રકૃતિ વિષેનો સન્દેહ પણ (તલ્લિઙ્ગ, અતિદેશ અને જ્યોતિઃ એ) ત્રણ અધિકરણ વડે દૂર કરવામાં આવ્યો છે. પછીથી છેલ્લા (દશમા અનુગમ) અધિકરણમાં (જીવ અને જડ સાથે થએલા પરબ્રહ્મના) સંશ્લેષ–સમ્બન્ધ–નું નિરાકરણ કર્યું છે. આ પ્રમાણે પ્રથમ પાદમાં શબ્દથી થતો સન્દેહ દૂર કરવામાં આવ્યો છે.

(માયાવાદીઓ જેવા) જે લોકો કોઈ કોઈ વખત સગુણ (બ્રહ્મ) અને નિર્ગુણ (બ્રહ્મ) એવો ભેદ દર્શાવે છે તેઓ પોતે જ પોતાનો બ્રહ્મજિજ્ઞાસામાં અધિકાર નથી એમ બતાવી આપે છે, કારણ કે બ્રહ્મવાદમાં સાંખ્યોની માફક ગુણોનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. ભૌતિક ગુણોનો (બ્રહ્મની સાથે) સમ્બન્ધ નથી એ દર્શાવવાને માટે જ પ્રથમ અધ્યાયનો આરમ્ભ છે. જો એમ ન હોય તો બ્રહ્મ બધા જ કાર્યનું કારણ હોવાથી તે કાર્યનો સમ્બન્ધ (જનકતા દ્વારા) બ્રહ્મમાં હોય છે અને તેથી (બ્રહ્માથી) અન્ય (પ્રજાપતિ વગેરે)નું નિરાકરણ કરીને તેના (બ્રહ્મના) જ પ્રતિપાદનનો નિર્ણય કરનારાં અધિકરણો વ્યર્થ જ થઈ જાય.

અર્થસન્દેહનું નિરાકરણ કરવાને માટે દ્વિતીય વગેરે પાદોનો આરમ્ભ છે. તેમાં અર્થ બે પ્રકારનો છે—જીવ અને જડ; અને પ્રત્યેક અને સમુદાયથી (જીવાત્મક, જડાત્મક અને જીવ-જડાત્મક એમ) ત્રણ પ્રકારનો. તેમાં પ્રથમ જીવ વિષેના સન્દેહો દૂર કરવામાં આવે છે. "આ બધું બ્રહ્મ છે, કારણ કે તેની (જગતની) ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ (બ્રહ્મ) છે એમ શાન્ત માણસે ઉપાસના કરવી. પછી ખરેખર પુરુષ ક્રતુમય છે. પુરુષ જે પ્રકારનો યજ્ઞ આ લોકમાં કરે છે તે પ્રમાણે મરણ પછી તે થાય છે. તેણે ક્રતુ કરવો જોઈએ" (છા. ૩. ૧૪. ૧), "મનોમય, પ્રાણશરીર" (છા. ૩. ૧૪. ૨) ઇત્યાદિ શ્રુતિનાં વચનો છે. તેમાં વાકયના આરમ્ભમાં "આ બધું બ્રહ્મ છે" એમ સર્વના બ્રહ્મત્વની પ્રતિજ્ઞા કરીને, "તેમાંથી જન્મ, સ્થિતિ અને લય" એમ 'સર્વ' શબ્દનું વિશેષણ હેતુ તરીકે આપીને તે પ્રકારે–બ્રહ્મ તરીકે–ઉપાસના કરવી એમ કહેવામાં આવ્યું. આ શમવિધિ નથી, કારણ કે (તેમ કરવામાં) વાકયાર્થમાં લક્ષણાનો પ્રસંગ આવે અને (બ્રહ્મજ્ઞાનના) કારણ તરીકે પણ (શમ) સામાન્ય રીતે સિદ્ધ જ છે. તેથી સર્વ જગતની બ્રહ્મત્વે ઉપાસના કરવી એમ કહેવામાં આવ્યું છે. પુરાણ વગેરેમાં વિરાટ્ તરીકે ઉપાસના કરવાનું જે લખ્યું છે તે આ જ ઉપાસના. હવે પછીના 'ક્રતુ કરવો' એ આગલા વાકયના અર્થમાં સન્દેહ થાય છે. ક્રતુ એટલે ધર્મ, અર્થાત્ યજ્ઞ. તેનું સ્વરૂપ 'મનોમય પ્રાણશરીર' (છા. ૩. ૧૪. ૨) એ છે. ઉપાસનાનું પ્રકરણ હોવાથી આ ઉપાસના જ છે. તેમાં 'મનોમય' એ વડે પ્રમાણભૂત વેદનું કથન થયું; (વેદ બ્રહ્મ હોવાથી અને પ્રાણ બ્રહ્મનું કાર્ય હોવાથી) 'પ્રાણશરીર' એમ (પ્રાણરૂપી) કાર્ય અને (વેદાત્મક બ્રહ્મરૂપી) કારણના અભેદનો ઉપચાર છે. આ શ્રુતિવચન પછી આગળ "સત્ય-સંકલ્પ" (છા. ૩. ૧૪. ૨) વગેરે ધર્મોનું કથન છે. તેથી સંશય થાય છે કે આ વિજ્ઞાનમય જીવની બ્રહ્મત્વે ઉપાસના કરવી, કે પુરાણોમાં જેને સૂક્ષ્મ કહેવામાં આવે છે તે અન્તર્યામી બ્રહ્મની જ ઉપાસના કરવી.

(પૂર્વપક્ષ) તેમાં (**सर्वं खलु** એ) પૂર્વ વાકયમાં જડ જગતની બ્રહ્મત્વે ઉપાસના કરવી એમ (**सर्वम्** એ પદથી) કહેવામાં આવ્યું છે; તેથી જીવની પણ બ્રહ્મત્વે ઉપાસના જ કરવી એ યુક્ત છે; પણ એકલા આગ્રહથી જ તેને બ્રહ્મવાકય તરીકે સ્વીકારવું એ યોગ્ય

નથી. વળી, બીજી શાખાઓમાં પણ "જો વિજ્ઞાનને (જીવને) બ્રહ્મ જાણે" (તૈ. ૨. ૫) એમ (જીવની બ્રહ્મત્વે ઉપાસના કરવાનો) સ્પષ્ટ ઉલ્લેખ છે. તેથી કાર્ય અને કારણના અભેદને લીધે જીવની જ બ્રહ્મત્વે ઉપાસના કરવી જોઈએ.

(સિદ્ધાન્ત) આ પ્રકારે (પૂર્વપક્ષ) પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **सर्वत्र प्रसिद्धोपदेशात्.** "**अथ खलु** (હવે ખરેખર)" (છા. ૩. ૧૪. ૧) ઇત્યાદિ બ્રહ્મનું જ પ્રતિપાદન કરનારૂં વાક્ય છે. શાથી? કારણ કે સર્વ ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવા બ્રહ્મનો (અહીં) ઉપદેશ છે. '**कुर्वीत**' એમ ઉપદેશ છે, નહિ કે ઉપાસના. તેમાં સર્વ જગતની બ્રહ્મત્વે ઉપાસના કરવાથી પરમ શાન્ત માણસનું અન્તઃકરણ શુદ્ધ થાય છે અને તેવા માણસને સર્વ ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવા બ્રહ્મનો મનનરૂપે ઉપદેશ કરવો યોગ્ય છે, નહિ કે કોઈક ઠેકાણે (કોઈક શાખામાં) સિદ્ધ થએલા જીવની ઉપાસનાનો ઉપદેશ. (તૈત્તિરીય જેવી) બીજી શાખામાં તો આગળ આનન્દમયનું વર્ણન કરવાનું છે. તેથી તે પ્રકાર (જીવની ઉપાસના) યુક્ત છે; પણ અહીં તો તેમ નથી. તેથી આનન્દરૂપ–મનોમય–, અને પ્રાણશરીર–અન્તર્યામી–એવા પરમાત્મા (આ છાન્દોગ્ય ઉપનિષદના) વાક્યનો અર્થ છે. ૧

અરે, "ક્રતુમય પુરુષ" (છા. ૩. ૧૪. ૧) એ વાક્ય વડે પૂર્વજન્મમાં જેવા પ્રકારનો સંકલ્પ તેવા પ્રકારનો આવતા જન્મમાં દેહ થાય છે એમ કહેવામાં આવ્યું છે, તેથી બીજા લોકમાં થનારા ભવિષ્યના ફલને માટે (બ્રહ્મથી) અન્યની (વેદાભિમાની દેવતાની અથવા ઉપાસકના આત્માની) ઉપાસના જ યુક્ત છે. બ્રહ્મજ્ઞાનને તો આવું ફલ યુક્ત નથી. આ પ્રકારે શંકા કરીને સૂત્રકાર પરિહાર કરે છે કે

## विवक्षितगुणोपपत्तेश्च ।१।२।२।

**અને વિવક્ષિત ગુણની ઉપપત્તિ હોવાથી. (અર્થાત્ બીજા લોકમાં તેવા પ્રકારનો દેહ પ્રાપ્ત થાય છે એ રૂપી ગુણનું કથન કરવાની જે ઇચ્છા છે તે બ્રહ્મજ્ઞાનના પક્ષમાં પણ ઘટી શકશે તેથી.)**

બીજા લોકમાં સંકલ્પને અનુરૂપ દેહની પ્રાપ્તિ થાય એ વિવક્ષિત અર્થ પ્રકૃત બ્રહ્મજ્ઞાન-પક્ષમાં પણ ઘટી શકે છે, કારણ કે તેમાં ભગવાનના સ્વરૂપનો લાભ થાય છે, અથવા તો તેમના જેવા રૂપનો લાભ થાય છે. વળી, 'અહીં (જે પ્રકારનો સંકલ્પ તે પ્રકારનો ભાવી દેહ અને જ્યાં જ્યાં દેહ ત્યાં ત્યાં પ્રાકૃતત્વ એ પ્રકારની) વ્યાપ્તિ આવેલી છે, તેથી અધમ વસ્તુ–પ્રાકૃત દેહ–ને મેળવવાનો (જીવોપાસનારૂપી) ઉપાય છે' એમ કહેવું બરોબર નથી. વળી, આ વાક્ય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે એ વાતને 'સત્યસંકલ્પ' વગેરે વચનો પુષ્ટિ આપે છે એમ સૂત્રમાં આવેલા **च** નો અર્થ છે. ૨

અરે, આટલાથી (બે સૂત્રોમાં આપેલી યુક્તિથી) પણ સમ્પૂર્ણ રીતે એમ નહિ કહી શકાય કે આ બ્રહ્મનું જ વાક્ય છે, કારણ કે (જીવ અને બ્રહ્મ એ) બન્ને પક્ષોમાં પણ યુક્તિ સરખી છે. આમ શંકા કરીને સૂત્રકાર પરિહાર કરે છે કે

## अनुपपत्तेश्च न शारीरः ।१।२।३।

**પણ ઘટતું ન હોવાથી શરીરના સમ્બન્ધવાળો જીવ (વાક્યનો અર્થ) નથી.**

જીવને પ્રાણરૂપી શરીર, આનન્દાકાર, હોઈ શકે નહિ, કારણ કે તેનામાં આનન્દ તિરોહિત હોવાથી આકાર હોય નહિ. જીવને અધ્યાસ વડે તે પ્રકારે (આરોપિત આનન્દાકારે) માનવામાં તો તે જીવની ઉપાસના કરવાની જ ન રહી, કારણ કે હમણાં જ (મુક્તિની પહેલાં જ) ઉપાસક પણ તેવા જ પ્રકારનો (અધ્યાસવાળો, આધ્યાસિક પ્રાણશરીરરૂપ) છે. વળી આ શ્રુતિમાં પ્રાણ વગેરે લૌકિક નથી, કારણ કે (તેમ માનવામાં) ઉપદેશ નકામો થઈ જાય. તેથી આનન્દરૂપ અને અન્તર્યામી ન હોવાથી જીવ (આ છાન્દોગ્યોપનિષદના) વાક્યનો અર્થ બની શકે નહિ. પૂર્વપક્ષ અહીં જ પૂરો થવાથી સૂત્રમાં **तु** શબ્દ છે. વિજ્ઞાનમયમાં તો પ્રાપ્ત (જીવત્વ) અને અપ્રાપ્ત (આનન્દરૂપત્વ)ના વિવેકથી (પ્રાપ્ત) ધર્મની જ (જીવની જ) ઉપાસના કહેવામાં આવી છે, (બ્રહ્મની નહિ, તેથી અહીં જ પૂર્વપક્ષ પૂરો થઈ ગયો.) ૩

અરે, જીવને પ્રાપ્ત કરવા યોગ્ય 'પ્રાણશરીર' રૂપી ફલનો જ અહીં અભિપ્રાય છે. (આમ શંકા થતાં) સૂત્રકાર પરિહાર કરે છે કે

## कर्मकर्तृव्यपदेशाच्च ।१।२।४।

**અને (પ્રાણશરીર એ) કર્મ અને (જીવ એ) કર્તા એ પ્રમાણે કથન છે તેથી.**

"(ભૌતિક શરીરનો ત્યાગ કરીને) અહીંથી જઈને હું એને પ્રાપ્ત કરીશ. જે આ માનશે તેને શંકા નહિ થાય–એમ શાણ્ડિલ્ય કહેતા હતા" (છા. ૩. ૧૪. ૪) આ પ્રકારનું આગળ ફલવાક્ય છે. **एतम्**–આને–પ્રાણશરીરરૂપને–કર્મ તરીકે, ધ્યાન કરવા યોગ્ય અને મેળવવા યોગ્ય તરીકે, શ્રુતિ વર્ણવે છે. જેનું ભજન કરવા યોગ્ય છે એવા (પરમાત્મા)ના રૂપનું કથન કરવામાં ન આવે તો તેવા પ્રકારનું ફલ સિદ્ધ થાય નહિ એમ **च** નો અર્થ છે. વળી, (તે **च**) અધિકરણ સમ્પૂર્ણ થયું એમ પણ બતાવે છે. ૪

# શબ્દવિશેષાધિકરણ

## शब्दविशेषात् ।१।२।५।

**(હિરણ્મય પુરુષ જીવ નથી) કારણ કે હિરણ્મયરૂપી શબ્દનો વિશેષ છે.**

"જેવી ડાંગેર છે, યવ છે, સામો છે, અથવા સામાના ચોખા છે એવો જ આ આત્માની અન્દર આવેલો હિરણ્મય પુરુષ છે" (શ. બ્રા. ૧. ૬. ૩. ૨) એ પ્રકારનું શ્રુતિવચન છે. તેમાં સન્દેહ થાય છે કે હિરણ્મય પુરુષ જીવ છે કે બ્રહ્મ છે, કારણ કે ઉપક્રમને બલવાન્ ગણીએ તો જીવ (માનવો જોઈએ), અને ઉપસંહારને બલવાન્ માનીએ તો બ્રહ્મ (માનવું જોઈએ). જેમાં (ઉપક્રમ અને ઉપસંહાર એ બેમાંથી) એકની બીજા પદાર્થના અન્વય સાથે (વાક્યની) એકવાક્યતા સમ્ભવતી હોય તે બલવાન્ છે એમ પૂર્વમીમાંસામાં (પૂ. મી. સૂ. ૨. ૧. ૪૬; ૬. ૧. ૪૩) સિદ્ધ થએલું છે.

(પૂર્વપક્ષ) આ શ્રુતિમાં (જરાયુજ, સ્વેદજ, અણ્ડજ અને ઉદ્ભિજ્જ એ) ચાર પ્રકારનાં પ્રાણીઓનું નિરૂપણ કરવાને માટે આરના અગ્રભાગ જેટલા જીવનું જ (શ્વે. ૫. ૮)

હૃદયની અન્દર પ્રતિપાદન કરતું આ વચન છે, અને ફલમાં (મોક્ષાવસ્થામાં) હિરણ્મયત્વ છે. આવા પ્રકારના (વ્રીહિ જેવા) આભાસની સરખામણી બ્રહ્મને ઘટતી નથી. તેથી આ વાક્ય જીવનું જ પ્રતિપાદન કરે છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે शब्दविशेषात्– (હિરણ્મય) શબ્દના વિશેષથી. હિરણ્મય પુરુષ જીવનું ફલ પણ નથી, કારણ કે તેની પ્રાપ્તિ જ ફલરૂપ છે. (સાયુજ્ય મુક્તિમાં) તે જ (હિરણ્મય) મૂર્તિમાં લય થાય છે એવા પ્રકારનો નિયમ પણ નથી. (કારણ કે તૈત્તિરીય શ્રુતિ સાયુજ્ય ઉપરાંત સાર્ષ્ટિ, સાલોક્ય વગેરે મુક્તિઓનો નિર્દેશ કરે છે). તેથી (હિરણ્મય) શબ્દ વડે જ (બ્રહ્મત્વબોધકરૂપી) વિશેષનું કથન હોવાથી હિરણ્મય પુરુષ જીવ નથી. ૫

(હિરણ્મય પુરુષ) હૃદયમાં આવેલો હોવાથી (તે હૃદયનો) અભિમાની દેવતા જીવ જ યોગ્ય છે. એમ કહેવામાં આવે તો સૂત્રકાર કહે છે કે

## स्मृतेश्च ।१।२।६।

## અને સ્મૃતિ છે તેથી.

"હે અર્જુન, ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયદેશમાં વસે છે" (ભ. ગી. ૧૮. ૬૧) એ સ્મૃતિ છે.

સર્વ વેદો જે ભગવાનના નિઃશ્વાસરૂપ છે તે ભગવાનનાં વાક્યોને સ્મૃતિ શી રીતે કહી શકાય ?

(એના જવાબમાં નીચે પ્રમાણે) કહેવામાં આવે છે. "પણ ઉપનિષદમાં જણાવેલા તે પુરુષ વિષે હું પૂછું છું" (બૃ. ૩. ૯. ૨૬) એ શ્રુતિથી જણાય છે કે બ્રહ્મ ફક્ત ઉપનિષદ્ વડે જ જાણી શકાય એમ છે, બીજા પ્રમાણથી જાણી શકાય એમ નથી. આ કારણથી જ, શિષ્ય તરીકે શરણે આવેલો અર્જુન પુષ્ટિભક્ત ન હોવાથી, તેને ભગવાનનાં વાક્યોમાં સન્દેહ વિનાનો સમ્પૂર્ણ વિશ્વાસ ન આવ્યો, અને વળી (ભગવાને) તેને રથી તરીકે જ સ્થાપ્યો. તેથી તેવા (અહંકારવાળા) અર્જુનને તેવા (રણ જેવા) સ્થળે અને તેવા (યુદ્ધ કરવાના) સમયે ઉપનિષદોનો ઉપદેશ કરવો ઘટતો નથી; અને તેથી નિઃશ્વાસરૂપ વેદોને ઉત્પન્ન કરનાર ગુરુરૂપ તેવા (અક્ષરાત્મક) રૂપનું સ્મરણ કરીને, વેદના અર્થનું પણ સ્મરણ કરીને ભગવાન્ પુરુષોત્તમ સ્મરણમાં આવ્યું તે પ્રમાણે વાક્યો (અર્જુન પ્રતિ) બોલ્યા. (ગીતા એ ઉપનિષદના અર્થનું જ પ્રતિપાદન કરે છે) તેથી બ્રહ્મના વિચાર પ્રસંગે (પણ) ગીતાનાં વાક્યોનો પણ ઉપન્યાસ કરી વિચાર કરવામાં આવે છે. તેના (અર્જુનના) અધિકાર પ્રમાણે બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરીને ભગવાને પોતે કૃપાલુ હોવાથી ફરીથી "બધામાં વધારે ગુપ્ત" (ભ. ગી. ૧૮. ૬૪) ઇત્યાદિ શ્લોકો વડે ભક્તિ અને પ્રપત્તિનું જ કથન કર્યું. આથી (ગીતામાં) પહેલાં જે બધા નિર્ણયો કહેવામાં આવ્યા તે (ભક્તિના) અંગ તરીકે કહેવામાં આવ્યા છે એમ નિશ્ચય જાણવું, કારણ કે "હું તમારૂં વચન પાળીશ" (ભ. ગી. ૧૮. ૭૩) એ પ્રમાણે અર્જુનને તે જ પ્રકારે જ્ઞાન થયું છે. च વડે તે સ્મૃતિના મૂલભૂત નિઃશ્વાસનું–વેદનું–પણ કથન છે. વ્યાસ પણ જ્ઞાનાંશ હોવાથી (વેદાન્તસૂત્રમાં વ્યાસ પોતાનાં બનાવેલાં પુરાણોનો ઉપન્યાસ કરે છે તેમાં) દોષ નથી. ૬

ઉપક્રમ બલવાન્ છે એમ શંકા કરીને સૂત્રકાર પરિહાર કરે છે કે

## अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ।१।२।७।

**નાનું સ્થાન હોવાથી અને વ્રીહિ વગેરેની સાથે સરખામણી હોવાથી (વાક્યનો અર્થ પરમાત્મા) નથી એમ જો કહેતા હો તો, ના, કારણ કે (હૃદયમાં જ) સાક્ષાત્કાર થાય છે અને આકાશની માફક આમ (વ્રીહિ ઇત્યાદિની સરખામણી) છે.**

(પૂર્વપક્ષ) અરે! વ્યાપક ઈશ્વર હૃદયદેશમાં સ્થિતિ કરે અને વ્રીહિ વગેરેના જેવું રૂપ ધારણ કરે એ યોગ્ય નથી. તેથી **अर्भक**–અલ્પ–છે **ओकः**–હૃદયસ્થાન–જેનું તે **अर्भकौकाः**, અને તેનો ભાવ તે **अर्भकौकस्त्व** (અલ્પ હૃદયસ્થાન હોવાપણું). આ કારણથી અને ડાંગેર વગેરેની સાથે સરખામણી કર્યાથી પરમાત્મા (**अन्तरात्मन् पुरुषः**) એ વાક્યનો અર્થ નથી.

(સિદ્ધાન્ત) એમ જો કહેવામાં આવે તો (અમે કહીએ છીએ કે) ના, કારણ કે (તે પ્રકારે) જ્ઞાન–દર્શન–થવું યોગ્ય છે. પહેલાં પ્રથમ દોષનો (સૂત્રકાર) પરિહાર કરે છે. હૃદયમાં બ્રહ્મને જાણવાનું શક્ય હોવાથી તેને–હૃદયને–બ્રહ્મના સ્થાન તરીકે વર્ણવવામાં આવ્યું છે. નિદિધ્યાસન પછી જ (બ્રહ્મનો) સાક્ષાત્કાર તેના–જીવના–અન્તઃકરણમાં જ થાય છે. આનું નામ **निचाय्यत्वम्**–ઓળખાવાપણું અથવા સાક્ષાત્કાર. ભક્તિમાં તો બહાર પણ (બ્રહ્મનો સાક્ષાત્કાર) થાય છે એટલો તફાવત છે.

હવે સૂત્રકાર દ્વિતીય દૂષણનો પરિહાર કરે છે કે **एवं व्योमवत्. एवम्**–આ પ્રમાણે–બ્રહ્મને ડાંગેર વગેરેની સાથે જે સરખાવવામાં આવ્યું છે તેનું પ્રયોજન એ કે તે બ્રહ્મ (જરાયુજ વગેરે) ચાર પ્રકારનાં પ્રાણીઓની અન્દર આવેલું છે. જેમ "ચાર પ્રાદેશમાત્ર ઉપરવો" (આપ. શ્રૌ. સૂ. ૧૧. ૧૧. ૧) એમ (શ્રૌત સૂત્રમાં કહેવામાં આવ્યું છે અને જેમ તે પ્રાદેશમાત્ર છિદ્રોમાં વ્યાપક આકાશ પ્રાદેશમાત્ર જણાય છે) તેમ ચાર પ્રકારના પ્રાણીઓના હૃદયાકાશમાં પ્રકટ થએલા સચ્ચિદાનન્દસ્વરૂપ અને સર્વતઃપાણિપાદાન્ત પરમાત્માનું સ્વરૂપ વ્રીહિ વગેરેના જેવું (જણાય છે). આ સૂત્રના પૂર્વપક્ષ અને સિદ્ધાન્તમાં આવેલા બે **च**કાર વડે બીજાં આવાં વાક્યોમાં આવેલા પૂર્વપક્ષ અને સિદ્ધાન્તમાં આવેલા વિચારની અધિકતા અને સમાધાનનું ગ્રહણ થાય છે. તેથી "**अत एव प्राणः**" (બ્ર. સૂ. ૧. ૧. ૨૨) સૂત્રની માફક (આ સૂત્રનું) સ્વતન્ત્ર અધિકરણ થઈ શકે એમ પણ સૂચન કરવામાં આવ્યું. ૭

(જીવની તુલ્યતા દર્શાવનારા) બાધકતત્ત્વની શંકા કરીને સૂત્રકાર પરિહાર કરે છે કે

## सम्भोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् ।१।२।८।

**(જો પરમાત્મા સર્વના હૃદયમાં રહે તો તેમને) સમ્ભોગની પ્રાપ્તિ થાય, એમ જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે ના, કારણ કે (બ્રહ્મમાં જીવના કરતાં) વિશેષપણું છે.**

જો બધાના હૃદયમાં ભગવાન્ જીવની માફક રહે તો જીવની માફક તેમને પણ સુખ અને દુ:ખનો સાક્ષાત્કાર અને તેનાં સાધનાદિનો સ્વીકાર કરવો પડે.

આમ જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે ના, કારણ કે વિશેષપણું છે. વિશેષનો ભાવ એટલે વૈશેષ્ય, અને તે કારણને લીધે એટલે **वैशेष्यात्**. સર્વરૂપત્વ, આનન્દ-રૂપત્વ અને સ્વકર્તૃત્વ એ વિશેષ છે. તેનો ભાવ એ વૈશેષ્ય બ્રહ્મમાં છે, જીવમાં નહિ. તેથી જીવને જ ભોગ પ્રાપ્ત થાય છે, બ્રહ્મને નહિ; આ પ્રકારના અર્થનું સૂચન "**वैशेष्य**" પદ વડે થાય છે. (બ્રહ્મને) અપેક્ષિત જ ભોગ હોય છે, અનપેક્ષિત નહિ. નહિ કે પરમાત્માને ભોગનો અભાવ જ છે, કારણ કે (એમ માનવામાં) હવે પછીથી આવતા (ત્રીજા) અધિકરણનો વિરોધ આવે. જેમ ઇન્દ્રિય વગેરેના અધિષ્ઠાતા દેવોને અપેક્ષિત જ ભોગ હોય છે (તેમ બ્રહ્મને પણ અપેક્ષિતનો જ ભોગ હોય છે). **तत्त्वमसि** વગેરે વાક્યોના આધારે એમ જણાય છે કે જીવને પણ બ્રહ્મભાવ થાય ત્યારે તેને (જીવને) પણ બ્રહ્મની માફક અપેક્ષિત ભોગ થશે. ૮

---

# અત્તા ચરાચરાધિકરણ

"જેના બ્રહ્મ અને ક્ષત્ર બન્ને ઓદન–ખોરાક–છે; મૃત્યુ જેનું ઉપસેચન, ચટણી, છે; તે ક્યા સ્થળમાં રહે છે એમ ખરેખર કોણ જાણે છે?" (કઠ. ૧. ૨. ૨૫) આ પ્રમાણે કઠ-વલ્લીમાં વાક્ય છે. આ વાક્યમાં બ્રહ્મ અને ક્ષત્રને ખોરાક તરીકે વર્ણવીને (**यस्य** માં આવેલા) **यत्** શબ્દના અર્થને ભોક્તા તરીકે વર્ણવ્યો છે.

તેમાં સંશય થાય છે કે એ જીવ છે કે બ્રહ્મ. (બ્રહ્મ) સચ્ચિદાનન્દરૂપ છે અને સર્વના ઉપાસ્ય છે એમ પહેલા બે અધિકરણ વડે સિદ્ધ થયું. (હવે બ્રહ્મ) સર્વના ભોક્તા છે એમ આ અધિકરણમાં સૂત્રકાર સિદ્ધ કરે છે.

જેનો વધ શક્ય નથી એવા બ્રહ્મ અને ક્ષત્રનું, અને સર્વને મારનાર મૃત્યુનું, ભક્ષણ કરનાર પદાર્થ જીવ ન જ હોય, તેથી અહીં સન્દેહ શી રીતે સમ્ભવે?

આ પ્રમાણે શંકા થાય તો (ભાષ્યકાર) કહે છે કે (અહીં સન્દેહને સ્થાન છે), કારણ કે ખોરાક અને ચટણીનું રૂપક હોવાથી અને સ્થાન વિષેનું અજ્ઞાન હોવાથી જીવનો ધર્મ જોવામાં આવે છે. સર્વવ્યાપક અને પોતાના હૃદયમાં પણ પ્રકાશતા પરમાત્માનું "એ કયો છે એમ ખરેખર કોણ જાણે છે?" (કઠ. ૧. ૨. ૨૫) એ પ્રમાણે (સ્થાન વિષેનું) અજ્ઞાન ઘટી શકે નહિ. વળી, (બ્રહ્મમાં) અલૌકિક શક્તિ છે, તેથી (બ્રહ્મનો ધર્મ પણ સ્ફુરે છે), એટલે અહીં સન્દેહ ઉત્પન્ન થાય છે.

(પૂર્વપક્ષ) તેમાં (બ્રાહ્મણાદિ પ્રાણીઓની હિંસા) શાસ્ત્રમાં નિષિદ્ધ હોવાથી, લૌકિક ભોજનની માફક વર્ણન હોવાથી, અને સ્થાન વિષેનું અજ્ઞાન હોવાથી ઉપાસના વડે પ્રાપ્ત કરેલા અલૌકિક સામર્થ્યવાળો કોઈ જીવ (અથવા) મહાદેવ વગેરે દેવ ભોજન કરનાર હશે; પણ તેનાથી વિરુદ્ધ ધર્મવાળા (અર્થાત્ અનિષિદ્ધ અને અલૌકિક ભોજન કરનાર), કોઈને ક્લેશ ન આપે ઇત્યાદિ ધર્મવાળા ભગવાન્ (ભોક્તા) થઈ શકે નહીં. તેથી ઉપાસનાથી મેળવેલા મોટા પ્રભાવવાળો જીવ જ વાક્યનો અર્થ છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

**अत्ता चराचरग्रहणात् ।१।२।९।**

**ભોક્તા (ભગવાન્ છે), કારણ કે ચર અને અચરનું ગ્રહણ છે.**

**अत्ता**–ભોક્તા–ભગવાન્ જ છે. શાથી? **चराचरग्रहणात्**–ચર અને અચરનું ગ્રહણ છે તેથી. ચર એટલે સર્વ પ્રાણીઓના વધને માટે ફરતું મૃત્યુ. અચર એટલે કોઇનાથી પણ ખસેડી શકાય નહિ એવું બ્રહ્મ અને ક્ષત્ર રૂપ. તે બેનો ભોક્તા જીવ ન થઈ શકે, કારણ કે **"यत्राप्यतिशयो दृष्टः स स्वार्थानतिलङ्घनात्"** (શ્લોક. ૨. ૧૧૪) "જ્યાં અતિશય જોવામાં આવે છે ત્યાં તે અતિશય પોતાના અર્થનો ત્યાગ કરતો નથી" એ પ્રમાણે ન્યાય છે. (બ્રહ્મનું) ભોક્તૃત્વ દર્શાવવાને માટે જે લૌકિક જેવું વચન છે તે તો આપણા જેવાને સમજણ પડે તેટલા સારુ છે. (ભગવાન્) પ્રલયના કર્તા છે, તેથી (બ્રહ્મ ક્ષત્રાદિનો ભોગ) અયુક્ત નથી. (ભગવાન્) સર્વત્ર વિદ્યમાન છે છતાં પણ તેમનું જ્ઞાન થતું નથી એટલે ભગવાન્ ચક્ષુનો વિષય બનતા નથી, અને આ દૃષ્ટિથી તેમના સ્થાન વિષેનું અજ્ઞાન કહેવામાં આવ્યું છે. બ્રહ્મ અને ક્ષત્રને પણ મોક્ષની જરૂર હોવાથી, મૃત્યુના સમ્બન્ધથી જ ભોગ કરનાર ભગવાનમાં પ્રવેશ કરવાને માટે તેઓનું (બ્રહ્મ અને ક્ષત્રનું) જે યોગ્ય રૂપ છે તેનું જ નામ ઓદન–ખોરાક. પ્રાણનો પણ ભગવાનમાં જ લય થવાથી મૃત્યુ પણ ત્યાં જ લય પામી આગળ જન્મ મરણ વગેરેનો અભાવ સિદ્ધ કરવાને ભગવાનમાં જ પ્રવેશ કરે છે. તેથી આ વાક્યમાં બ્રહ્મ, ક્ષત્ર અને મૃત્યુનું ભોગ્ય વસ્તુ તરીકે વર્ણન કરેલું હોવાથી ભોગકર્તા ભગવાન્ જ છે એમ સિદ્ધ થાય છે. ૯

અરે! આ પ્રમાણે (બ્રહ્મના ભોક્તૃત્વનું) શા માટે પ્રતિપાદન કરો છો? પૂર્વપક્ષના ન્યાય પ્રમાણે યમ અથવા બીજો કોઈ મૃત્યુને સાધનરૂપ બનાવીને સર્વ પોતાને વશ કરી દેશે; તો પછી આ વાક્ય જીવનું જ પ્રતિપાદન કરનારૂં કેમ ન થઈ શકે?

આથી સૂત્રકાર કહે છે કે

**प्रकरणाच्च ।१।२।१०।**

**અને (બ્રહ્મનું) પ્રકરણ છે તેથી.**

આ પ્રકરણ ખરેખર બ્રહ્મનું છે. "જન્મતા નથી" (કઠ. ૧. ૨. ૧૮) એ પ્રમાણે આરમ્ભ કરીને "બેઠેલા છે છતાં પણ દૂર જાય છે." (કઠ. ૧. ૨. ૨૦) ઇત્યાદિ વડે (બ્રહ્મનું) માહાત્મ્ય વર્ણવીને અન્તે "જેના બ્રહ્મ અને ક્ષત્ર ખોરાક છે" (કઠ. ૧. ૨. ૨૫) એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. તેથી પ્રકરણને અનુસરીને પૂર્વોક્ત પ્રકાર પ્રમાણે અહીં બ્રહ્મનું જ વાક્ય છે. એમ ન માનીએ તો પ્રકૃત વિષય–બ્રહ્મ–નો ત્યાગ અને અપ્રકૃત વિષય–જીવ–ની કલ્પના પ્રાપ્ત થાય એમ **च** નો અર્થ છે. ૧૦

## ગુહાં પ્રવિષ્ટૌ-ઇત્યધિકરણ

**गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ।१।२।११।**

**ગુહામાં–હૃદયાકાશમાં–દાખલ થએલા બે આત્માઓ (જીવ અને બ્રહ્મ છે), કારણ કે તે બેનું જ ત્યાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.**

"બહુ ઉપર આવેલા સુકૃત લોકમાં હૃદયાકાશમાં પ્રવેશ પામેલા આ બે ઋતનું પાન કરે છે. બ્રહ્મવેત્તાઓ, પાંચ અગ્નિની પૂજા કરનારાઓ અને ત્રણ નચિકેતસ્–અગ્નિની પૂજા કરનારાઓ (આ બેને) છાયા અને તાપ–તેજ–કહે છે." (કઠ. ૧. ૩. ૧) આ પ્રમાણે તેની જ (**यस्य ब्रह्म च क्षत्रं च** એ વાક્યની જ) પછી વચન છે.

(આમાં સંશય થાય છે કે) આ વાક્ય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે કે બીજાનું. જો આ વાક્યને ઉત્તરવાક્યના શેષ–અંગ–તરીકે માનીએ તો ત્યાં (ઉત્તરવાક્યમાં) જીવનું પ્રકરણ હોવાથી (વિષયવાક્ય) બ્રહ્મવાક્ય થઈ શકે નહિ. જો પૂર્વવાક્યના અંગ તરીકે માનીએ તો (વિષયવાક્ય) બ્રહ્મવાક્ય થઈ શકે. આ પ્રમાણે પ્રકરણ વડે નિર્ણય થાય છે. વિષયવાક્ય આ બે પ્રકરણની વચમાં આવેલું છે, તેથી આ પ્રકારનો સન્દેહ થાય છે. અર્થનો જો વિચાર કરવામાં આવે તો વિષયવાક્યમાં (**पिबन्तौ** એ પ્રમાણે) દ્વિવચનનો નિર્દેશ હોવાથી (વિષયવાક્યને) પૂર્વપ્રકરણના અંગ તરીકે માનવામાં બદ્ધ અને મુક્ત જીવનું વર્ણન થશે; જો ઉત્તરપ્રકરણનું અંગ માનવામાં આવે તો ઇન્દ્રિય અને મન એ બેનું નિરૂપણ થશે. (પ્રકરણ અને અર્થ એ) બન્ને પ્રકારે પણ બ્રહ્મનું વાક્ય નહિ થાય, કારણ કે વિષયવાક્યમાં (જીવ અને બ્રહ્મ એ) બન્નેનું મુખ્યત્વે પ્રતિપાદન છે. બ્રહ્મવાક્ય માનીએ તો પણ (મોક્ષરૂપી) પ્રયોજનની સિદ્ધિ નથી, (કારણ કે એકલા બ્રહ્મના જ પ્રતિપાદનથી શ્રુતિ મોક્ષ આપી શકે છે; જ્યારે અહીં તો બ્રહ્મ સિવાયના બીજા પદાર્થનું પણ પ્રતિપાદન છે).

હવે જો વાદી એમ માને કે આ વચન ઉપનિષદનું છે અને બીજે સ્થળે આ બાબતનો નિર્ણય છે નહિ, તેથી આ વાક્ય જીવ અને બ્રહ્મનું પ્રતિપાદન કરે છે એમ માનીએ તો પણ તે બેનો અભેદ હોવાથી વાક્ય બ્રહ્મનું જ પ્રતિપાદન કરશે એમ કહેવું બરોબર છે, તો (જવાબમાં કહેવાનું કે) છતાં પણ આનો નિર્ણય કોણ કરશે? પ્રકરણ કે અર્થ? આ બન્નેય સન્દિગ્ધ હોવાથી વિચાર કરવો અયુક્ત છે, (એમ પૂર્વપક્ષી કહે છે.)

આ વસ્તુસ્થિતિ પ્રાપ્ત થતાં સમાધાન નીચે પ્રમાણે છે:—વિચારશાસ્ત્ર સન્દેહનું નિરાકરણ કરે છે, અને સન્દેહનો નિર્ણય તો પદની શક્તિવડે જ કરવો જોઈએ; 'ગુહા' અને 'આતપ' શબ્દો વડે અનુક્રમે જીવ અને જીવથી ઉત્કર્ષ બતાવવામાં આવેલો હોવાથી વિષયવાક્યમાં પણ (સંશયની બદ્ધ જીવ કે મુક્ત જીવ અથવા જીવ કે બ્રહ્મ એ પ્રમાણે) બન્ને કોટિ માનવામાં દોષ નથી. ૧૬. "ઋતનું પાન કરનારાં બે" (કઠ. ૧. ૩. ૧) આ વાક્યમાં આ પ્રકારે સંશય થાય છે કે અહીં શ્રુતિ બે જીવનું નિરૂપણ કરે છે, કે જીવ અને બ્રહ્મનું નિરૂપણ કરે છે.

(પૂર્વપક્ષ) તેમાં બ્રહ્મપ્રકરણ સામાન્ય છે અને "પણ જે અવિજ્ઞાનવાળો છે" (કઠ. ૧. ૩. ૫) એ પ્રમાણે આગળ વિદ્વાન્ અને અવિદ્વાનનું વર્ણન કરવામાં આવનાર છે, તેથી એ વાક્યને સાર્થક કરવાને માટે બન્નેનો–બદ્ધ જીવ અને મુક્ત જીવ એ બેનો–પહેલો નિર્દેશ યોગ્ય છે. મન્ત્રમાં પણ ઋતનો અર્થ સ્વર્ગ અને મોક્ષરૂપી સુખ છે. (પ્રવૃત્તિ અને નિવૃત્તિ) આ બે માર્ગ વેદમાં વિહિત હોવાથી તેમને (મન્ત્રમાં) સુકૃત લોક કહેવામાં આવ્યું છે. ગુહા એટલે તત્ત્વવિચાર અથવા હૃદય. તેનું એકવચન તો જાતિની અપેક્ષાએ છે. પરમપરાર્ધ એટલે સત્યલોક, કારણ કે ત્યાં (પ્રવૃત્તિવાળો અને નિવૃત્તિવાળો એ) બન્ને ભોગ (કરી શકે) છે. અવિદ્યાથી પ્રકાશ ઢંકાએલો હોવાથી અવિદ્વાનને છાયા, અને બ્રહ્મજ્ઞાનથી અતિ પ્રકાશ હોવાથી વિદ્વાનને આતપ–તેજ–કહેવામાં આવ્યું છે. તેથી જ બ્રહ્મને જાણનારાઓ વિદ્વાનના

સ્વરૂપનું વર્ણન કરે છે; અને પાંચ અગ્નિની ઉપાસના કરવાવાળા અને ત્રિણાચિકેત પુરુષો બીજાના–અવિદ્વાનના–સ્વરૂપનું વર્ણન કરે છે. ઇન્દ્રિય અને મન જડ છે તેથી તે વાક્યાર્થમાં ઘટતા નથી. જ્યારે વાક્યાર્થનો સમ્બન્ધ હોય ત્યારે જ વિશેષણનો નિર્ણય થઈ શકે છે, (અન્યથા નહીં એ સામાન્ય ન્યાય છે). તેથી બદ્ધ અને મુક્ત જીવના તાત્પર્યમાં (આ વિષયવાક્ય) ઘટતું હોવાથી અને તેના જ પ્રકરણનો પાઠ હોવાથી અહીં બ્રહ્મવાક્ય નથી.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે

## गुहां प्रविष्टावात्मानौ ।

'ગુહા' એટલે હૃદયાકાશ. ત્યાં એકવાર એક સમયે પ્રવિષ્ટ થએલા (બે આત્માઓ) જીવ અને પરમાત્મા છે, કારણ કે "આ જીવ આત્માની સાથે પ્રવેશ કરીને" (છા. ૬. ૩. ૨) એ પ્રમાણે બન્નેના પ્રવેશનું (શ્રુતિમાં) શ્રવણ છે. એક જ હૃદયાકાશમાં બે જીવો પ્રવેશ કરી શકે નહિ. શ્રુતિનો અર્થ તો આ પ્રમાણે સમ્ભવે છે. પૂર્વ અધિકરણમાં (બ્ર. સૂ. ૧. ૨. ૯–૧૦) જેમ ભગવાનમાં અભિલષિત ભોગ સિદ્ધ કર્યો તેમ (જીવની સાથે ભગવાનનો ભોગ એ પ્રમાણે) બીજા પ્રકારે પણ "ઋત અને સત્ય એ પરબ્રહ્મ છે" (મહાના. ૧૨. ૧) એમ ઋત અને સત્યના બ્રહ્મત્વનું પ્રતિપાદન કરેલું હોવાથી સ્વરૂપામૃતનું પાન કરનારા એ બે છે (એમ આ અધિકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે). 'સુકૃત' પણ બ્રહ્મ જ છે, કારણ કે "તેથી તે સુકૃત કહેવાય છે" (તૈ. ૨. ૭) એવી શ્રુતિ છે. એ જ (સુકૃત જ) લોક (એમ **सुकृतस्य लोके** નો અર્થ છે). અને અહીં (**राहोः शिरः** એ પ્રમાણે) ઉપચારથી જ ષષ્ઠી વિભક્તિ છે. અથવા (તેનો અર્થ) પરમપરાર્ધની–સત્યલોકની–ઉપર આવેલું અક્ષરબ્રહ્મ છે, કારણ કે ત્યાં વસતા બ્રહ્માદિને દર્શન થાય છે. 'છાયા' નો અર્થ (બ્રહ્મનું) પ્રતિબિમ્બ થાય છે, કારણ કે જે જીવને સાયુજ્ય પ્રાપ્ત થયું છે તે જીવ પણ બ્રહ્મના જેવો જ હોય છે. આ પ્રકારના જીવથી પણ બ્રહ્મ વિશિષ્ટ છે, કારણ કે તેમાં આનન્દ પ્રકટ છે. આથી બ્રહ્મને 'આતપ' કહેવામાં આવ્યું છે અને આ રીતે પરોક્ષવાદ છે. (જ્ઞાન, ઉપાસના અને કર્મ) એ ત્રણે કાણ્ડોમાં પણ તે જ વાદ છે, તેથી (**ब्रह्मविदः**, **पञ्चाग्नयः**, **त्रिणाचिकेताः** એ ત્રણ શબ્દોથી અનુક્રમે જ્ઞાની, ઉપાસક અને કર્મ એ) ત્રણનું ગ્રહણ કરવામાં આવ્યું છે. તેથી આ બે અર્થ યુક્ત છે એમ '**हि**' શબ્દનો અર્થ છે.

અરે, આ જીવ અને બ્રહ્મનું પ્રકરણમાં નિરૂપણ ન હોવાથી આમ કેમ હોઈ શકે ?

આના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે **तद्दर्शनात्**–(જીવ અને બ્રહ્મ) એ બેનું દર્શન, નિરૂપણ, છે તેથી. જીવ અને બ્રહ્મનું પ્રતિપાદન કરવાનું છે તેથી (ઉપનિષદમાં) "મનુષ્ય મરી જાય છે ત્યારે આ શંકા થાય છે. કેટલાક કહે છે કે તે છે, અને કેટલાક કહે છે કે તે નથી; તમે મને ઉપદેશ આપો તો હું આ જાણી શકું" (કઠ. ૧. ૧. ૨૦) એ પ્રમાણે જીવ વિષેનો પ્રશ્ન કરવામાં આવ્યો છે, અને "ધર્મથી અન્યત્ર, અધર્મથી અન્યત્ર, આ કૃત અને અકૃતથી અન્યત્ર, ભૂત અને ભવ્યથી અન્યત્ર જે છે તે તમે જુઓ છો. તે તમે કહો" (કઠ. ૧. ૨. ૧૪) એમ બ્રહ્મ વિષે પણ પ્રશ્ન કરવામાં આવ્યો છે. તેમાં બ્રહ્મનું નિરૂપણ કરીને જીવનું નિરૂપણ કરતાં બન્ને સરખી રીતે મહાભોગ કરે છે એમ વર્ણન કરીને (મહાભોગરૂપી) ફલને માટે વચમાં સ્વરૂપનું વર્ણન કરે છે. તેથી આ બ્રહ્મવાક્ય જ છે એમ સિદ્ધ થાય છે. ૧૧

## विशेषणाच्च ।१।२।१२।

### અને (જીવ અને બ્રહ્મનાં જ) વિશેષણો છે તેથી.

પહેલાં જણાવેલાં વિશેષણો જીવ અને બ્રહ્મમાં જ ઘટે છે. "આત્માને રથી-રથમાં બેસનારો-જાણ" (કઠ. ૧. ૩. ૩), "તે માર્ગની પેલે પાર જાય છે અને તે જ વિષ્ણુનું પરમ પદ છે" (કઠ. ૧. ૩. ૯) એ પ્રમાણેનું આગળનું વાક્ય પણ જણાવે છે કે બ્રહ્મ જીવને પ્રાપ્ત કરવા યોગ્ય છે. તેથી, બીજા બધાનો ત્યાગ કરીને, (જીવ અને બ્રહ્મ આ) બેનું જ કથન કરવામાં આવેલું હોવાથી, અને આગળ આવેલા વાક્યોના વિચારથી પણ સિદ્ધ થાય છે કે આ બ્રહ્મવાક્ય જ છે. "સારી પાંખવાળા બે" (મુણ્ડ. ૩. ૧; શ્વે૦. ૪. ૬) એ વાક્યમાં તો સન્દેહ જ નથી, (તેથી તે વિષયવાક્ય બની શકે નહિ.) પ્રકરણમાં જે બધી યુક્તિઓ આપવામાં આવી છે તે બધીનો સમુચ્ચય દર્શાવવાને સૂત્રમાં च આવેલો છે. ૧૨

---

# અન્તર ઉપપત્તેઃ અધિકરણ

## अन्तर उपपत्तेः ।१।२।१३।

### (ચક્ષુની) અન્દર આવેલો પુરુષ (પરમાત્મા જ છે) કારણ કે તેમાં યુક્તિ છે.

"આંખમાં આ જે પુરુષ જોવામાં આવે છે તે આત્મા છે એમ (આચાર્યે શિષ્યને) કહ્યું. તે (પુરુષ) અવિનાશી અને અભય છે અને તે જ બ્રહ્મ છે. તેથી જો કે મનુષ્ય આંખમાં ઘી અથવા જલનું સિંચન કરે છે, (તો પણ) તે ઘી અથવા જલ બે પાંખોમાં જ જતું રહે છે." (છા. ૪. ૧૫. ૧) એ પ્રમાણે શ્રવણ થાય છે.

તેમાં સંશય થાય છે કે આ વાક્ય પ્રતિબિમ્બ પુરુષની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી એમ પ્રતિપાદન કરે છે, કે બ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે. વિરુદ્ધ અર્થવાળા શબ્દો હોવાથી આ સન્દેહ થાય છે.

(પૂર્વપક્ષ) તેમાં "જણાય છે" એમ વચન છે, તેથી આ પુરુષ પ્રતિબિમ્બ જ છે. "હે સોમ્ય, હવે તારી પાસે આ અમારી-અગ્નિઓની-વિદ્યા અને આત્મવિદ્યા છે." (છા. ૪. ૧૪. ૧) એ પ્રમાણે ઉપસંહાર જોવામાં આવે છે, તેથી બ્રહ્મનું પ્રકરણ સમાપ્ત થઈ ગયું છે; અને તે-ઉપસંહાર-સિદ્ધ કરવાને માટે આ વિષયવાક્ય છાયાપુરુષની જ ઉપાસના દર્શાવે છે, અને તે જ યોગ્ય છે. (દશ્યત્વ અને અમૃતત્વ ઇત્યાદિ) વિરોધ દૂર થાય તો જ વિષયવાક્ય બ્રહ્મનો બોધ કરી શકે. વળી, (છાયાપુરુષની બ્રહ્મ તરીકે) ઉપાસના કરવાની હોવાથી તેમાં-જીવમાં-(અમૃતત્વ વગેરે) બ્રહ્મના ધર્મોનો અન્વય (સહેલાઇથી) થઈ શકશે.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **अन्तरः**-આંખની અન્દર જોવામાં આવે છે એમ જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે પરમાત્મા જ છે. શાથી? ઉપપત્તિ-યુક્તિ-છે તેથી. તેનું-પરબ્રહ્મનું-(આંખની અન્દર થતું) દર્શન ઋષિઓએ જણાવેલું છે, અને તે બરોબર ઘટી શકે છે. સર્વત્ર બ્રહ્મને જોતા (આચાર્ય સત્યકામ જાબાલ) બહાર

પાસે તે–આંખ–ઉત્તમ સ્થાન હોવાથી ત્યાં જ ભગવાનનો ઉપદેશ કરે છે. વળી, "તે અગ્નિ-ઓએ પૃથ્વી વગેરે લોકોનું તારી આગળ વર્ણન કર્યું; હું તો તને તે–બ્રહ્મ–સમજાવીશ." (છા. ૪. ૧૪. ૩) એમ મહત્‌નો–બ્રહ્મનો–ઉપક્રમ છે. બધાં પ્રતિબિમ્બો પુરુષ હોવા જોઈએ એવો પણ નિયમ નથી. તેથી કોઈ પણ પ્રકારનો વિરોધ ન હોવાથી આ બ્રહ્મવાક્ય જ છે. ૧૩

## स्थानादिव्यपदेशाच्च ।१।२।१४।

## અને સ્થાનાદિનો (સ્થાન છે આદિ જેમનો એવા સંયદ્વામાદિ ધર્મોનો) વ્યપદેશ છે તેથી.

"આને–આંખમાં જણાતા પુરુષને–તેઓ 'સંયદ્વામ' (સારાં કર્મવાળો) કહે છે, કારણ કે બધાં કર્મનાં ફળો આની પાસે જાય છે. આ જ ખરેખર વામની છે, કારણ કે આ જીવોને સર્વ કર્મનાં ફળો આપે છે. આ જ ખરેખર ભામની (પ્રકાશવાળા) છે, કારણ કે એ જ બધા લોકોમાં પ્રકાશે છે." (છા. ૪. ૧૫. ૨–૪). 'વામ' એટલે કર્મનાં ફળ, કારણ કે કર્મનાં ફળ જ મનોહર છે અને તેથી તેને માટે કર્મ કરવામાં આવે છે. આંખમાં જણાતા પુરુષમાં કર્મનાં ફળનો લય થાય છે અને તે જ કર્મના ફળનું દાન કરે છે. તેથી એમ કહેવામાં આવ્યું છે કે તે અક્ષિપુરુષ સ્વર્ગ અને મોક્ષરૂપી ફળ આપે છે. સર્વ લોકમાં પ્રકાશે છે એમ પણ કહેવામાં આવ્યું છે. "આ" (છા. ૪. ૧૫. ૧) એમ તે જ અક્ષિપુરુષનો નિર્દેશ કરીને સ્થાનાદિકનું કથન છે. પ્રતિબિમ્બરૂપ આત્માને સ્થાનાદિનો વ્યપદેશ સંભવતો નથી. આના જેવાં વાક્યોનો પણ આ જ અર્થ થાય એમ **च** નો અર્થ છે. ઇન્દ્ર, વિરોચન અને પ્રજાપતિના સંવાદમાં "હે ભગવન્! જે આ પાણીમાં જણાય છે" (છા. ૮. ૭. ૪) એ પ્રમાણે જે વર્ણન છે તે આસુર–અસુરોનો સિદ્ધાન્ત–છે; પણ "જે આ આંખમાં પુરુષ જણાય છે" (છા. ૮. ૭. ૪) ઇત્યાદિમાં અસુરોનો સિદ્ધાન્ત નથી. તેથી આંખમાં જણાતો પુરુષ બ્રહ્મ જ છે. ૧૪

## सुखविशिष्टाभिधानादेव च ।१।२।१५।

## અને સુખવિશિષ્ટનું કથન છે તેથી જ.

અરે!, (આમ) આગ્રહપૂર્વક બ્રહ્મનું જ વાક્ય છે એમ શા માટે પ્રતિપાદન કરો છો? ઉપાસનાનું વાક્ય છે એમ માનવામાં શો દોષ છે?

આ પ્રકારે શંકા કરીને સૂત્રકાર કહે છે કે **सुखविशिष्टाभिधानात्**. "આ અમૃત છે, અભય છે, આ બ્રહ્મ છે" (છા. ૪. ૧૫. ૧) આ પ્રમાણે (સુખવિશિષ્ટનું કથન છે). જો "આ આત્મા" (છા. ૪. ૧૫. ૧) એમાં ઉપાસનાનું વિધાન કરવામાં આવતું હોય તો 'અમૃત' વગેરે વચન (છા. ૪. ૧૫. ૧) વ્યર્થ થઈ જાય, કારણ કે (અમૃત વગેરે) તે ધર્મો ઉપાસના-વિધિની પહેલાં જ બ્રહ્મમાં પ્રાપ્ત થએલા છે. તેથી 'અમૃત' પદ વડે આનન્દ, 'અભય' વડે ચિત્ અને 'બ્રહ્મ' વડે સત્‌નો બોધ થાય છે, અને આ પ્રમાણે સચ્ચિદાનન્દરૂપ આત્મા એમ અક્ષિપુરુષનો નિર્દેશ કરીને સુખવિશિષ્ટ–આનન્દરૂપ–આત્માનું કથન છે. સત્ અને ચિત્ એ બે બ્રહ્મનો બોધ કરી શકતા નથી તેથી '**अमृतम्**' એમ સુખનો જ નિર્દેશ કરવામાં આવ્યો છે. તેથી સુખવિશિષ્ટ પદાર્થનું કથન હોવાથી જ આ બ્રહ્મવાક્ય છે. આ મુખ્ય યુક્તિ છે એમ **एव** શબ્દનો અર્થ છે. સત્ વગેરેનો સમુચ્ચય **च** વડે કરવામાં આવે છે. તેથી અક્ષિપુરુષ બ્રહ્મ જ છે. ૧૫

## श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ।१।२।१६।

### અને જેમણે ઉપનિષદનું અધ્યયન કરેલું છે એવા વિદ્વાનની (દેવયાન નામની) ગતિનું (અહીં) કથન હોવાથી.

(સચ્ચિદાનન્દરૂપ અભિધાનથી) સ્વરૂપતઃ નિર્ણય કરીને (હવે) ફલની દૃષ્ટિથી સૂત્રકાર નિર્ણય કરે છે. **श्रुतोपनिषत्कस्य**–શ્રવણ કરેલી છે ઉપનિષદ્, વિદ્યા, જેણે; તેની–વિદ્વાનની–જે દેવયાન નામની ગતિ તે અક્ષિપુરુષના જાણનારને પણ હોય છે એમ કહેવામાં આવ્યું છે. (ઉદાહરણ તરીકે) "હવે જો આના (અક્ષિપુરુષના ઉપાસકના) સમ્બન્ધમાં તેના મરણોત્તર તેના પુત્રો ઔર્ધ્વદેહિક કર્મ કરે કે ન કરે તો પણ તે (મરણ પામેલા ઉપાસકો) અર્ચિમાર્ગે જ જાય છે." (છા. ૪. ૧૫. ૫) આ પ્રમાણે આરમ્ભ કરીને "ચન્દ્રમાંથી વિદ્યુતમાં જાય છે અને ત્યાં વાળા માણસોને અમાનવ પુરુષ બ્રહ્મ તરફ લઈ જાય છે. આ દેવપથ (અથવા) બ્રહ્મપથ કહેવાય છે. આ માર્ગે જનારા માણસો આ મનુએ ઉત્પન્ન કરેલા સંસારરૂપી ચક્રમાં આવતા નથી." (છા. ૪. ૧૫. ૫). બ્રહ્મવેત્તાને પણ પુનરાવૃત્તિ વિનાનો આ જ માર્ગ હોય છે. પહેલાં જે કહેવામાં આવ્યું છે તે બધાનો સમુચ્ચય કરી અધિકરણ પૂર્ણ થયું એમ **च** શબ્દ દર્શાવે છે. ૧૬

## अनवस्थितेरसम्भवाच्च नेतरः ।१।२।१७।

### અસ્થિરતા અને અસમ્ભવ હોવાથી (બ્રહ્મથી) અન્ય (વાકયાર્થ થઈ શકે) નહિ.

ફરીથી સૂત્રકાર આ જ અધિકરણનો નિષેધદ્વારા વિચાર કરે છે.

(પૂર્વપક્ષ) અરે !, (ચક્ષુમાં પડેલા પુરુષના) પ્રતિબિમ્બની બ્રહ્મત્વે ઉપાસના કરવામાં આવે છે એ પક્ષમાં પણ સર્વ ઘટી શકે છે, કારણ કે બ્રહ્મના ધર્મના કથનથી જ ઉપાસના ઘટે છે. આમ પ્રતિબિમ્બને મુખ્ય વ્યવહારવાળા બ્રહ્મની તુલ્યતા પ્રાપ્ત થતાં (પાછલાં સૂત્રોમાં જણાવેલી) બધી યુક્તિઓ બરાબર ઘટે છે.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **इतर**–બ્રહ્મથી અન્ય–છાયાપુરુષ અહીં વાકયાર્થ થઈ શકશે નહિ, કારણ કે અનવસ્થિતિ–અસ્થિરતા–છે. **यः एव** ઇત્યાદિ વાકય ઉપદેશકનું હોવાથી ઉપદેષ્ટાની જ આંખમાં આવેલા પ્રતિબિમ્બની ઉપાસના થાય, અને તેમ થાય તો આચાર્ય વક્તાને (પોતાની આંખમાં આવેલા પ્રતિબિમ્બનું) દર્શન ન થવાથી તે (વક્તા) પ્રમાણભૂત ગણી શકાય નહિ, (અને પ્રતિબિમ્બપુરુષ અસ્થિર થઈ જાય). વળી, દ્રષ્ટા જતો રહે તે વખતે પ્રતિબિમ્બ (પણ) જતું રહે, (અને તેથી પ્રતિબિમ્બ પુરુષ અસ્થિર થઈ જાય.) જો (ઉપદેશ સમયે શિષ્ય અને બીજો કોઈ એમ) બે જણ હોય તો પ્રતિબિમ્બ પણ બે થાય, (અને તેથી શ્રુતિમાં જે એક પુરુષનો ઉપદેશ કરેલો છે તે વ્યર્થ થઈ જાય અને તેથી અસ્થિરતા પ્રાપ્ત થાય.) ઉપાસનાના સમયે તો (નેત્રો બન્ધ કરવામાં આવે છે તેથી પ્રતિબિમ્બનો અભાવ હોય છે એટલે તે પ્રતિબિમ્બપુરુષ) ઘણો જ અસ્થિર થઈ જાય છે. (પત્ની સહિત જેમ યાગાદિ કરવામાં આવે છે તેમ) જો બીજા પુરુષની સાથે ઉપાસના કરવામાં આવે તો પણ શ્રવણ અને મનનમાં (પ્રકારભેદ હોવાને લીધે, શ્રવણ સમયે એકલો શિષ્ય જ, અને મનન સમયે શિષ્ય ઉપરાંત બીજો કોઈ હોય એ પ્રમાણે પ્રકારભેદ

હોવાથી ) ઉપાસના ભિન્ન થવાથી તેની અનવસ્થિતિ થાય છે. ( શ્રવણ સમયે વક્તા હોય છે તેથી ) જો વક્તા શિષ્યની પાસે હાજર હોવો જોઈએ એ નિયમ સ્વીકારીએ તો ( હાજર રહેવાનો ) આગ્રહ પ્રાપ્ત થાય, અને (ગુરુ નિયમપૂર્વક હાજર ન રહી શકવાથી) ઉપાસનાની ઘણી જ અનવસ્થિતિ પ્રાપ્ત થાય છે.

વળી, ઉપાસના મન વડે કરવાની હોય છે, અને મનમાં તો પ્રતિબિમ્બપુરુષનો સમ્ભવ હોતો જ નથી. તે ઉપરાંત પ્રતિબિમ્બપુરુષની પાસે (અમૃતત્વ) જેવા ધર્મો સમ્ભવતા નથી. ( પ્રતિબિમ્બની જ ઉપાસના કરવામાં આવે તો ઇન્દ્રવિરોચનસંવાદમાં જણાવ્યા પ્રમાણે ) આસુરત્વ પ્રાપ્ત થાય એમ **च** નો અર્થ છે. તેથી આંખની અન્દર જે ભગવાન્ સ્વાભાવિક રીતે જ રહે છે તેનું જ પ્રતિપાદન કરનારૂં આ વાક્ય છે એમ સિદ્ધ થાય છે. વ્યાપક અને સર્વગત ( ભગવાનની આંખ જેવા સૂક્ષ્મ સ્થાનમાં સ્થિતિ હોય છે ), કારણ કે બ્રહ્મના હસ્ત અને પાદ સર્વ ઠેકાણે છે; અને તેથી આનન્દમૂર્તિ ભગવાન્ જ છે, ( પ્રતિબિમ્બ નથી એમ સિદ્ધ થાય છે. ) બ્રહ્મવાદમાં તો આ જ સ્થિતિ છે, ( નિર્ગુણ બ્રહ્મના જ હસ્ત અને ચરણ સર્વત્ર હોવાથી તેની સર્વત્ર સ્થિતિ છે, ) કારણ કે બ્રહ્મવાદનું અજ્ઞાન હોવાથી ( શંકરાચાર્ય જેવા કેટલાક લોકો સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મનો ભેદ સ્થાપી ) સગુણવાદ (સ્વીકારે છે). ૧૭

---

## અન્તર્યામ્યધિકરણ

### अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ।१।२।१८।

### અધિદૈવાદિમાં અન્તર્યામી (ભગવાન્ જ છે), કારણ કે (ભગવાન્ વિષે) તેમના ધર્મોનો વ્યપદેશ છે.

"જે આ લોકને અને પરલોકને અને સર્વ પ્રાણીઓને અન્દર રહીને નિયમમાં રાખે છે" (બૃ. ૩. ૭. ૧) એ પ્રમાણે ઉપક્રમ કર્યા પછી "જે પૃથ્વીમાં આવેલો છે અને પૃથ્વીની અન્દર છે, જેને પૃથ્વી જાણતી નથી, જેનું પૃથ્વી શરીર છે, જે અન્દર રહીને પૃથ્વીને નિયમમાં રાખે છે, તે તારો અન્તર્યામી, અવિનાશી આત્મા છે" (બૃ. ૩. ૭. ૨) ઇત્યાદિનું શ્રવણ થાય છે. તેમાં દેવ, લોક, વેદ, યજ્ઞ, ભૂત અને આત્માને વિષે કોઈ એક અંદર આવેલા અને નિયમમાં રાખનાર અન્તર્યામીનું શ્રવણ થાય છે.

તેમાં સંશય થાય છે કે દેવ વગેરેમાં સર્વત્ર એક જ અન્તર્યામી છે કે દેવ વગેરેનાં જૂદાં જૂદાં નામ હોવાથી જૂદા જૂદા અંતર્યામી છે. સામાન્ય રીતે તો "**अन्तस्तद्धर्मोपदेशात्**–અંદર રહેલા પરમાત્મા છે, કારણ કે તેમના ધર્મોનો ઉપદેશ છે"—(બ્ર. સૂ. ૧. ૧. ૧૯) એ સૂત્રના ન્યાયથી અહીં પણ બ્રહ્મત્વ સિદ્ધ જ છે. તો પણ ( અધિદૈવ વગેરે ) જૂદા જૂદા શબ્દો હોવાથી સન્દેહ થાય છે કે અધિદૈવ વગેરે છ ભેદવાળા આધારધર્મોનું ભગવાનમાં ઉપચારથી કથન છે કે આ જૂદાં જૂદાં નામવાળા છ ( ભગવાનથી ) જૂદા જ છે.

( પૂર્વપક્ષ ) તેમાં ( પૃથ્વી વગેરે ) જૂદી જૂદી વસ્તુઓને અધિકરણ બનાવીને તેમાં અભિમાન રાખીને જે જીવ રહે છે તે અધિદૈવ વગેરે શબ્દો વડે ઓળખાય છે. "પાંચ અધિકરણો વિષે–અધિલોક, અધિજ્યૌતિષ ઇત્યાદિ" (તૈ. ૧. ૩. ૧) આ પ્રમાણે બીજી

શાખામાં પણ અધિલોક વગેરે શબ્દો (લોક વગેરે અધિકરણરૂપી) બીજા અર્થમાં જ પ્રસિદ્ધ છે, અને તેથી યૌગિક અર્થનો જ બોધ કરે છે. તેથી અધિદૈવ વગેરે શબ્દો યૌગિક હોવાથી ભગવાન્ વિષે તેમનો પ્રયોગ થઈ શકે એમ નથી. વળી, જેમના ધર્મો ઉપચારથી ભગવાનમાં આવી શકે એવા અન્ય પદાર્થોની (પણ) કલ્પના થઈ શકે એમ નથી, કારણ કે જેની કલ્પના કરવાની છે એવો સર્વમાં રહેલો પદાર્થ ભગવાન્ વિના સમ્ભવતો નથી, (અને તેથી ધર્મનો ઉપચાર પણ સમ્ભવિત નથી). તેથી અન્તર્યામિબ્રાહ્મણ ઉપર જણાવેલા બધા પક્ષોમાં ઘટતું ન હોવાથી જુદા જુદા અભિમાનિદેવતાની સ્તુતિ જ કરે છે. અને (તેથી) અભિમાનિ-દેવતાની ઉપાસના માટે ઉપયોગમાં આવશે. વળી જેમ અસન્દેહમાં પણ સન્દેહની કલ્પના થાય છે તેમ ('જેને પૃથ્વી નથી જાણતી' એ વાક્યમાં જણાવેલું બ્રહ્મ વિષેનું) અજ્ઞાન ઘટી શકે છે. અથવા તો "દેહ, પ્રાણ, ઇન્દ્રિયો" (ભાગ૦ ૬. ૪. ૨૫) (ઇત્યાદિ શ્લોકમાં જેમ દેહ વગેરે જડ પદાર્થોને પરમાત્મા વિષેનું અજ્ઞાન હોય છે તેમ અહીં પણ પૃથ્વી વગેરે જડ પદાર્થોને પરમાત્મા વિષેનું અજ્ઞાન હોય છે તેથી આ શ્લોકમાં જણાવેલા) ન્યાયે ઘટી શકે છે. ભગવાન્ વિષે (અભિમાની જેવી) નિષિદ્ધ સંજ્ઞાની કલ્પના કરી શકાય એમ નથી.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે (પૂર્વપક્ષ) પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **अन्तर्याम्यधिदैवादिषु.** અધિદૈવ વગેરેમાં જે અન્તર્યામી છે તે ભગવાન્ જ છે, બીજો કોઈ પદાર્થ તેમ થઈ શકે એમ નથી.

અરે, ભગવાનમાં નિષિદ્ધ ધર્મોની કલ્પના શી રીતે થઈ શકે એમ (હમણાં જ) કહેવામાં આવ્યું. આના જવાબમાં સૂત્રકાર કહે છે કે **तद्धर्मव्यपदेशात्**–તેના ધર્મોનો વ્યપદેશ છે તેથી. તેઓના–પૃથ્વી વગેરેના અને તેમના અભિમાની દેવતાઓના–(પ્રાણીઓને ધારણ કરવા વગેરે) ધર્મો એટલે **तद्धर्माः.** અભિમાની દેવતાઓનો પ્રયોગ અન્તર્યામીને માટે છે એમ તેમના ધર્મો બોધ કરે છે. (અર્થાત્ અન્તર્યામિની સાથે અભેદથી અન્વય સિદ્ધ કરવાને માટે આ બધા અભિમાની દેવતારૂપી અંગનો પ્રયોગ થએલો હોવાથી તેમના–અભિમાની દેવતાઓના–ધર્મો દર્શાવે છે કે અધિદૈવ વગેરેનાં કાર્યોમાં જે વ્યાપારો છે તેમાં ભગવાનનો આવેશ છે.) તે ધર્મો (નિયમન કરનાર તરીકે) ખાસ કરીને ભગવાનના વિષે જ કહેવામાં આવે છે, કારણ કે બધાઓની પોતપોતાનું કાર્ય કરવાની શક્તિ ભગવાન્ પાસેથી આવે છે, નહિ કે એમની પોતાની. આ પ્રમાણે અન્તર્યામી બ્રહ્મ છે એમ સિદ્ધ થતાં (**नान्योऽतोऽस्ति द्रष्टा**–'આનાથી બીજો દ્રષ્ટા નથી' વગેરે) બીજું બધું બરોબર ઘટી શકે છે. તેથી આ બ્રહ્મવાક્ય જ છે.

(શંકરાચાર્ય વગેરે) આ અધિકરણની બીજા પ્રકારે જે યોજના કરે છે તે અયોગ્ય જ છે, કારણ કે અન્તસ્તદ્ધર્માધિકરણમાં (બ્ર. સૂ. ૧. ૧. ૧૯–૨૦) જ તે અર્થનો સમાવેશ થઈ જાય છે. ૧૮

## न च स्मार्तमतद्धर्माभिलापात् ।१।२।१९।

### અને સાંખ્યસ્મૃતિમાં સિદ્ધ થએલો અન્તર્યામી (અહીં ઉપનિષદમાં) નથી, કારણ કે તેના ધર્મોનું અહીં વર્ણન નથી.

અરે!, બ્રહ્મવાદમાં અન્તર્યામી પ્રસિદ્ધ નથી, કારણ કે તેમાં ફક્ત જીવ, બ્રહ્મ અને જડ પ્રસિદ્ધ છે. તેથી સાંખ્યસ્મૃતિની કલ્પના પ્રમાણે અન્તર્યામીને (પ્રકૃતિના) ગુણોનો

સમ્બન્ધ છે, એટલે એવા અન્તર્યામીની બ્રહ્મત્વે ઉપાસના કરવામાં શો પુરુષાર્થ સિદ્ધ થશે? વેદાન્તીઓ પ્રકૃતિના (સત્ત્વ વગેરે) ધર્મોવાળા ઈશ્વરને અન્તર્યામી તરીકે માનતા નથી, કારણ કે તેવા પ્રકારનો–સગુણ–અન્તર્યામી ઉપનિષદમાં જોવામાં આવતો નથી. માટે પૂર્વપક્ષના ન્યાયને અનુસરીને (એમ માનવું કે) અન્તર્યામિબ્રાહ્મણ પ્રકૃતિના અભિમાનીની સ્તુતિ કરે છે, અથવા સાંખ્યમત શ્રુતિપ્રતિપાદિત છે.

આ પ્રકારની શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે કે **न च स्मार्तम्.** સ્મૃતિમાં પ્રસિદ્ધ એટલે સ્માર્ત; અર્થાત્ સાંખ્યમતમાં સિદ્ધ થએલું તે. તેવા પ્રકારનું અન્તર્યામીનું સ્વરૂપ અહીં હોઈ શકે નહિ. શાથી? **अतद्धर्माभिलापात्**–કારણ કે તેના ધર્મોનું વર્ણન નથી, અને તેનાથી વિરુદ્ધ ધર્મોનું વર્ણન છે. અહીં–અન્તર્યામિબ્રાહ્મણમાં–સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનું અથવા તેના કાર્યનું–જગતનું—કથન નથી; અને "જેનું પૃથ્વી શરીર છે" (બૃ. ૩. ૭. ૨) ઇત્યાદિ ધર્મો તેનાથી વિરુદ્ધ છે. તેથી સાંખ્યમતે કલ્પેલું અન્તર્યામિરૂપ અહીં હોઈ શકે નહિ એમ સિદ્ધ થયું. આમ હોવાથી આ બ્રહ્મધર્મો જ છે અને તેથી બ્રહ્મવાદ સિદ્ધ થશે. ૧૯

## शारीरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते ।१।२।२०।

**અને શારીર (પણ) અન્તર્યામી (નથી), કારણ કે (કાણ્વ અને માધ્યન્દિન એ) બન્ને બ્રાહ્મણોમાં આ જીવ જૂદો છે એમ વર્ણન કરે છે.**

અરે, ઉપર કહ્યા પ્રમાણે શરીરાભિમાની જીવ જ અન્તર્યામી થાવ. એમાં શો દોષ છે? અને અન્તર્યામિબ્રાહ્મણને બ્રહ્મપરત્વે શા માટે કલ્પો છો?

(સિદ્ધાન્ત) તેના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે **शारीरश्च.** આગલા સૂત્રમાં આવેલો **न** અહીં લેવાનો છે. અન્તર્યામિબ્રાહ્મણમાં "જેનું પૃથ્વી શરીર છે" એ વાકયને અનુસરીને જીવ જૂદી જૂદી વસ્તુઓનો અભિમાની થઈ શકે એમ નથી, કારણ કે તેનાથી–જીવથી–પણ ભિન્ન તરીકે અન્તર્યામિનું વર્ણન છે. બન્નેમાં પણ–કાણ્વ અને માધ્યન્દિન એ બે બ્રાહ્મણોમાં પણ–બ્રાહ્મણો આ જીવ જૂદો જ છે એમ વર્ણન કરે છે. સન્દેહ ન રહે એટલા સારુ (સૂત્રમાં) બન્ને બ્રાહ્મણોનું ગ્રહણ કરવામાં આવ્યું છે. "જે વિજ્ઞાનમાં રહે છે" (બૃ. ૩. ૭. ૨૨) એમ કાણ્વોનો પાઠ છે. "જે આત્મામાં રહે છે" એમ માધ્યન્દિનોનો પાઠ છે. વળી, 'આત્મા' શબ્દ વડે બીજાનું ગ્રહણ સમ્ભવતું નથી, કારણ કે બીજા બધાઓનું વર્ણન પહેલાં જ કરવામાં આવ્યું છે અને અન્તમાં જીવનું કથન છે. તેથી અન્તર્યામિબ્રાહ્મણમાં બ્રહ્મ જ વાકયાર્થ છે એમ સિદ્ધ થયું. ૨૦

# અદૃશ્યત્વાધિકરણ

## अदृश्यत्वादिगुणको धर्मोक्तेः ।१।२।२१।

**અદૃશ્યત્વ વગેરે જેના ગુણ છે તે પદાર્થ (પરમાત્મા જ છે) કારણ કે (તેના) ધર્મનું કથન છે.**

મુણ્ડકોપનિષદમાં આ પ્રમાણે શ્રવણ છે–"હે ભગવન્! શાનું જ્ઞાન થાય તો" (મુણ્ડ. ૧. ૧. ૩) એમ શૌનકે પ્રશ્ન કરતાં "બે વિદ્યાઓ જાણવા જેવી છે" (મુણ્ડ. ૧. ૧. ૪) એમ અંગિરસ્ આચાર્ય ઉત્તર આપે છે.

તેમાં નામરૂપાત્મક જગતના જ્ઞાનને માટે નામના અંશમાં વેદ વગેરે, અને રૂપના અંશમાં પરા (વિદ્યા) કહેવામાં આવી છે. ત્યાં વેદાદિ વિદ્યામાં સન્દેહ નથી. પરા વિદ્યામાં સન્દેહ થાય છે કે આ સાંખ્યમતવિદ્યા છે, કે બ્રહ્મવિદ્યા છે. સાંખ્યમતના પદાર્થોનું કથન હોવાથી સન્દેહ થાય છે. આ કથન નીચે પ્રમાણે છે: "જે જોઈ શકાતું નથી; જેનું ગ્રહણ થઈ શકતું નથી; જેનું ગોત્ર નથી; જેને વર્ણ નથી; જેને ચક્ષુ, શ્રોત્ર, હાથ અને પગ નથી; જે નિત્ય, વિભુ, સર્વગત, અતિસૂક્ષ્મ અને અવ્યય છે, અને જે ભૂતોનું કારણ છે અને જેને જ્ઞાનીઓ બરોબર જુવે છે–તે અક્ષર જે વિદ્યા વડે મેળવાય તે વિદ્યા 'પરા' કહેવાય છે (મુણ્ડ. ૧. ૧. ૫–૬) ઇત્યાદિ. (અહીં 'અક્ષર' અને 'ભૂતયોનિ' શબ્દો સાંખ્યના પ્રધાનરૂપી પદાર્થનું વર્ણન કરે છે). વળી, આગળ પણ "જે દિવ્ય, અમૂર્ત, બાહ્ય અને અભ્યન્તરસહિત, અજ, પ્રાણ અને મન વગરનો, અને શુભ્ર પુરુષ છે, તે અક્ષરથી ઉત્તમ છે." (મુણ્ડ. ૨. ૧. ૨) એ પ્રમાણે કહીને "આમાંથી (પ્રાણ) ઉપજે છે" (મુણ્ડ. ૨. ૧. ૩) એ પ્રમાણે નિરૂપણ કરીને "અગ્નિ (જેનું) મસ્તક છે, ચન્દ્ર અને સૂર્ય (જેનાં) ચક્ષુ છે" (મુણ્ડ. ૨. ૧. ૪) ઇત્યાદિ વડે રૂપનું વર્ણન કરીને ફરીથી પુરુષમાંથી સૃષ્ટિ થાય છે એમ કહે છે. (આમ સાંખ્યમતનું નિરૂપણ હોવાથી સન્દેહ થાય છે.)

(પૂર્વપક્ષ) મુણ્ડકોપનિષદમાં એક પ્રકરણ હોવાથી એકવાક્યતા દર્શાવવી જોઈએ. તેમાં (**अक्षरात्परतः परः** એ વાક્યમાં) અક્ષર અને પુરુષનો ભેદ જણાય છે; એ બન્નેમાંથી પણ સૃષ્ટિ થાય છે; અને આ બ્રહ્મવાદમાં ઘટી શકે નહિ. તેથી આ (મુણ્ડકોપનિષદમાં વર્ણવેલો મત) સાંખ્યમત જ છે. પ્રકૃતિ અને પુરુષ એકબીજાની સાથે મળેલાં હોવાથી, બેમાંથી એક જણના પ્રાધાન્યથી બન્ને સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે છે, કારણ કે જગત્ જડ (પ્રકૃતિ) અને ચેતન (પુરુષ)નું બનેલું છે. (**अग्निर्मूर्धा** ઇત્યાદિમાં વર્ણવેલું) રૂપ પણ શ્લિષ્ટ પ્રકૃતિ-પુરુષનું જ છે, કારણ કે વ્યષ્ટિઓની ઉત્પત્તિ આગળ ઉપર (**तस्मादग्निः** ઇત્યાદિ વાક્યમાં) વર્ણવવામાં આવેલી છે. (સચ્ચિદાનન્દના) સ્વરૂપનું (વિષયવાક્યમાં) નિરૂપણ ન હોવાથી અહીં બ્રહ્મવિદ્યાનો પ્રસંગ નથી, પરંતુ સાંખ્યસ્મૃતિ જ છે. (વિષયવાક્યમાં આવેલા) બ્રહ્મ-વિદ્યા શબ્દનો અર્થ વેદવિદ્યા છે, અથવા તો લક્ષણાથી સ્મૃતિને બ્રહ્મવિદ્યા કહી છે.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે 'અદૃશ્યત્વ' વગેરે જેના ગુણો છે તે સર્વનું વિજ્ઞાન થાય છે. તેથી જ–બ્રહ્મનું પ્રતિપાદન કરવાથી જ–વિદ્યા પણ પરા કહેવાય છે. અક્ષર પણ બ્રહ્મ છે (અને) પુરુષ પણ બ્રહ્મ છે. (અક્ષર અને પુરુષ એ) બેમાં એક અપર છે અને બીજો પર છે અને તે બેનો અભેદ છે, કારણ કે બ્રહ્મવાદ આ પ્રકારનો–પરાપરભાવપૂર્વક અભેદવાળો– જ છે. તેમાં પ્રથમ સૂત્રકાર અક્ષરનું બ્રહ્મત્વ દર્શાવે છે. 'અદૃશ્યત્વ' વગેરે ગુણવાળો પદાર્થ પરમાત્મા જ છે. શાથી? "તે પ્રમાણે અહીં અક્ષરમાંથી વિશ્વ ઉત્પન્ન થાય છે" (મુણ્ડ. ૧. ૧. ૭) એ પ્રમાણે (તેના) ધર્મનું કથન છે તેથી. આ તો (એકલા બ્રહ્મનું પ્રતિપાદન કરનારૂં) ઉપનિષદ્ છે. ખરેખર, બ્રહ્મ વિના બીજા કોઈ પદાર્થમાંથી જગત્ ઉત્પન્ન થતું નથી. પુરુષ બ્રહ્મ છે એ વાતમાં સન્દેહ છે જ નહીં. આનન્દનો જરાક તિરોભાવ થવાથી બ્રહ્મ (પોતે જ) 'અક્ષર' તરીકે ઓળખાય છે, અને જેમાં આનન્દ પ્રકટ

છે તે પુરુષ કહેવાય છે, (એટલે 'અક્ષર' એ સાંખ્યની પ્રકૃતિ નથી, અને 'પુરુષ' એ સાંખ્યનો પુરુષ નથી,) કારણ કે "બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એ શ્રુતિમાં જ આવા પ્રકારનો નિર્ણય કરવામાં આવ્યો છે. તેથી અદૃશ્યત્વ વગેરે ગુણવાળો પદાર્થ પરમાત્મા જ છે. ૨૧

## विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ।१।२।२२।

### અને વિશેષણનો ભેદ અને ('બ્રહ્મ' શબ્દનો) પ્રયોગ હોવાથી બીજા બે-પ્રધાન અને પુરુષ-(વાકયનો અર્થ) નથી.

જો કે (વિષયવાક્યમાં) "બ્રહ્મવિદ્યા" રૂપી સંજ્ઞા છે, છતાં પણ ('અક્ષર' શબ્દનો અર્થ પ્રધાન છે એ) પૂર્વપક્ષના ન્યાયને અનુસરીને સાંખ્યસ્મૃતિ જ બ્રહ્મવિદ્યા થાવ, (કારણ કે) "બે બ્રહ્મ જાણવા યોગ્ય છે, મૂર્ત અને અમૂર્ત" (મૈ. ૬. ૩. ૨૨) આ સ્થળે 'બ્રહ્મ' પદનો અર્થ વિકાર જ થાય છે. તેથી પ્રકૃતિ અને પુરુષ જ વાક્યાર્થ છે.

(સિદ્ધાન્ત) આ શંકાનો સૂત્રકાર પરિહાર કરે છે. બીજા બે-પ્રધાન અને પુરુષ-વાકયાર્થ નથી. શાથી? વિશેષણભેદ અને વ્યપદેશ છે તેથી-વિશેષણભેદ અને વ્યપદેશ, અને તે બે છે તેથી. અદૃશ્યત્વ વગેરે ગુણો પ્રકૃતિના ન હોઈ શકે, કારણ કે બધા જ (દૃશ્ય) પદાર્થો તે પ્રકૃતિનો જ વિકાર છે, (અને તેથી પ્રકૃતિ દૃશ્ય છે.) જ્યારે ઘટને જોઈએ ત્યારે માટી દેખાતી નથી એમ કહેવું બરોબર નથી. બ્રહ્મવાદમાં તો બ્રહ્મ સર્વભવનસમર્થ છે, તેથી તેમાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. (સાંખ્યોનું પ્રધાન) નિત્ય, હમ્મેશાં એકરૂપ અને વિકારરહિત હોઈ શકતું નથી, (કારણ કે સાંખ્યો પ્રધાનને પરિણામિનિત્ય માને છે.) પ્રકૃતિમાં બ્રહ્મના બધા ધર્મોના જેવા જ ધર્મો સ્વીકારવામાં આવે તો તે જ બ્રહ્મ થઈ જશે અને આ રીતે બ્રહ્મવાદીઓનો જય થશે. "જે સર્વજ્ઞ છે, સર્વને જાણનાર છે." (મુણ્ડ. ૧. ૧. ૯) ઇત્યાદિ તો કોઈ રીતે પ્રકૃતિના ધર્મો થઈ શકશે જ નહિ. (પ્રથમ મુણ્ડકમાં જણાવેલાં આ બધાં વિશેષણો બીજા મુણ્ડકમાં જણાવેલા પુરુષથી) દૂર છે, તેથી તે વિશેષણોનો પુરુષની સાથે સમ્બન્ધ થઈ શકશે નહિ. વળી અક્ષરનું નિરૂપણ કરતી વખતે જ "જે વડે સત્ય અક્ષર પુરુષને જાણે છે" (મુણ્ડ. ૨. ૧૩) એ પ્રમાણે પુરુષનું વિશેષણ આપવામાં આવ્યું છે, (એટલે 'અક્ષર' શબ્દનો અર્થ પ્રધાન થઈ શકે એમ નથી.) તેથી અક્ષરનાં વિશેષણો પ્રકૃતિનાં વિશેષણો નથી, તેમ પુરુષનાં વિશેષણો સાંખ્યપુરુષનાં નથી. (ઔપનિષદ પુરુષના) દિવ્યત્વ વગેરે ગુણો સાંખ્યપુરુષને હોતા નથી, તેમ સાંખ્યમતમાં જીવ અને બ્રહ્મની માફક પુરુષોનો ભેદ સ્વીકારવામાં આવતો નથી. વળી તે પુરુષ બાહ્ય અને અભ્યન્તર હોતો નથી, કારણ કે તે બધું થઈ શકતો નથી. તે પુરુષમાંથી પ્રાણ વગેરે ઉત્પન્ન થતું નથી, તેથી (ઉપનિષદમાં જણાવેલા) પુરુષનાં વિશેષણો પણ સાંખ્યપુરુષનાં વિશેષણો થઈ શકતાં નથી. તેથી વિશેષણોનો ભેદ છે.

વળી, આ બ્રહ્મવિદ્યા જ છે એ પ્રમાણે વ્યપદેશનો-નામનો-(પણ) ભેદ છે. તે આ પ્રમાણે:-"તેમણે બ્રહ્મવિદ્યા અને સર્વવિદ્યા (કહી)" (મુણ્ડ. ૧. ૧. ૧) એ પ્રમાણે આરમ્ભમાં છે, "તેમણે બ્રહ્મવિદ્યા તત્ત્વતઃ સમજાવી" (મુણ્ડ. ૧. ૨. ૧૩) એ પ્રમાણે મધ્યમાં છે, અને "અને તેમને આ બ્રહ્મવિદ્યા કહેવી" (મુણ્ડ. ૩. ૨. ૧૦) એ પ્રમાણે અન્તમાં છે. તેથી સાંખ્યમાં જણાવેલાં પ્રકૃતિ અને પુરુષ વિષયવાકયનો અર્થ નથી. બ્રહ્મા પોતાના જ્યેષ્ઠ પુત્રને સાંખ્યસ્મૃતિરૂપ વિદ્યા કહેતા નથી એમ च નો અર્થ છે. ૨૨

## रूपोपन्यासाच्च ।१।२।२३।
### અને રૂપનો ઉપન્યાસ છે તેથી.

"જેનું અગ્નિ મસ્તક છે, જેનાં (ચન્દ્ર, સૂર્ય) આંખો છે" (મુણ્ડ. ૨. ૧. ૪) ઇત્યાદિ રૂપ પ્રકૃતિ અને પુરુષમાંથી એકને પણ સમ્ભવતું નથી. પરંતુ બ્રહ્મવાદમાં 'વિશ્વ છે શરીર જેનું' એવા પરમાત્માને આ રૂપ હોઈ શકે છે. વળી, આ સૂત્ર પાછલા સૂત્રથી જૂદું આપવામાં આવ્યું છે, તેથી એવું સૂચન થાય છે કે આ મુખ્ય યુક્તિ છે. (આ પ્રમાણે) બીજી શ્રુતિઓની સાથે અવિરોધ અને બધાં ઉપનિષદોની એકવાક્યતા થઈ એમ च નો અર્થ છે. તેથી 'અક્ષર' શબ્દ અને 'પુરુષ' શબ્દ વડે બ્રહ્મનો જ બોધ થાય છે, આથી આ બ્રહ્મવિદ્યા જ છે એમ સિદ્ધ થયું. ૨૩

# વૈશ્વાનરાધિકરણ

## वैश्वानरः साधारणशब्दविशेषात् ।१।२।२४।
### વૈશ્વાનર (પરમાત્મા જ છે), કારણ કે સાધારણ શબ્દથી વિશેષ છે અથવા તો સાધારણ ધર્મથી શબ્દમાં જ વિશેષ છે.

(ચોથું, પાંચમું અને છઠ્ઠું એમ) ત્રણ અધિકરણો વડે ભોગનું પ્રતિપાદન કરીને, પૂર્વ અધિકરણમાં અદૃશ્યત્વ વગેરે ગુણોનું કથન કરીને, પ્રસંગવશાત્ (બ્રહ્મના) રૂપનો ઉપન્યાસ કર્યો. હવે સાકાર બ્રહ્મનું પ્રતિપાદન કરવાને માટે આ અધિકરણ આરંભવામાં આવે છે.

"કોણ અમારો આત્મા છે, શું બ્રહ્મ છે?" (છા. ૫. ૧૧. ૧), "આ વૈશ્વાનર આત્માને જ તમે જાણો છો (માટે) અમને તે વિષે કહો" (છા. ૫. ૧૧. ૬) આ પ્રમાણે આરમ્ભ કરીને સ્વર્ગ, સૂર્ય, વાયુ, આકાશ, જલ અને પૃથ્વી—એ બધામાં સુતેજસ્ત્વ (સારૂં તેજ હોવાપણું) વગેરે ગુણોનું નિરૂપણ કરીને, એક એકની ઉપાસનાની નિન્દા કરીને, (વૈશ્વાનરના) મસ્તકાદિ ભાવનો ઉપદેશ કરવામાં આવ્યો છે, અને ત્યાર પછી શ્રવણ થાય છે કે—"પણ જે આ પ્રાદેશમાત્ર અભિવિમાન–વ્યાપક–વૈશ્વાનરની ઉપાસના કરે છે તે સર્વ લોકોમાં, સર્વ ભૂતોમાં અને સર્વ આત્માઓમાં (સ્થિત થઈને) અન્નનું ભક્ષણ કરે છે. તે આ વૈશ્વાનર આત્માનું મસ્તક જ સારા પ્રકાશવાળું સ્વર્ગ છે, ચક્ષુ સૂર્ય છે, પ્રાણ પવન છે, દેહનો મધ્ય ભાગ આકાશ જ છે, બસ્તિ જ જલ છે, અને પૃથ્વી જ બે પગ છે, ઉર જ વેદિ છે, લોમ દર્ભ છે, હૃદય ગાર્હપત્ય છે, મન દક્ષિણાગ્નિ છે, મુખ આહવનીય છે" (છા. ૫. ૧૮. ૧–૨) ઇત્યાદિ.

તેમાં સન્દેહ થાય છે કે વૈશ્વાનર શબ્દ વડે બ્રહ્મનું પ્રતિપાદન થઈ શકે કે નહિ. અર્થ અતિ સન્દિગ્ધ હોવાથી આવો સંશય થાય છે. તેમાં–ઉપનિષદમાં–આરંભમાં બ્રહ્મ અને આત્મા એ શબ્દોનો પ્રયોગ છે, બીજું કાંઈ નથી. (આગળ વૈશ્વાનર પુરુષના) પ્રતિપાદન પ્રસંગે (મસ્તક વગેરે અવયવોરૂપી) ધર્મો–જે બ્રહ્મના નથી–તેનો જ ઉપન્યાસ છે, અને (ભૂઃ વગેરે) લોકની માફક સાકાર વસ્તુ તો બ્રહ્મ થઈ શકે નહિ. (આથી ઉપનિષદમાં સન્દેહ થાય છે).

(પૂર્વપક્ષ) જો કે વૈશ્વાનર શબ્દનો અર્થ રૂઢિથી ભૌતિક અગ્નિ જ થાય છે, છતાં પણ પૂર્વકાણ્ડમાં (**वैश्वानरस्य सुमतौ स्याम** ઋગ્વેદ ૧. ૯૮. ૧ જેવા મન્ત્રોમાં 'વૈશ્વાનર' પદનો યૌગિક અર્થ) સિદ્ધ થએલો હોવાથી તેનો અર્થ દેવતારૂપી આત્મા કરવો યોગ્ય છે. પછીથી (આ પ્રમાણે વૈશ્વાનરનો અર્થ દેવતારૂપી આત્મા કરવામાં આવે તો પણ ઉત્તર-કાણ્ડમાં) "સંવત્સર અગ્નિ વૈશ્વાનર છે" (બૃ. સ. બ્રા.) એ શ્રુતિથી અને સંવત્સર પ્રજાપતિ હોવાથી તે વાક્યમાં હિરણ્યગર્ભની ઉપાસના છે એમ જણાય છે. 'બ્રહ્મ' અને 'આત્મા' એ બે શબ્દો (છા. ૫. ૧૧. ૧) પણ હિરણ્યગર્ભના જ અર્થમાં વધારે યોગ્ય છે. સર્વત્ર અન્ન-ભોજન પણ હિરણ્યગર્ભના ઉપાસકને જ ઘટી શકે છે. વળી, જે પ્રાદેશમાત્રત્વ કહેવામાં આવ્યું છે તેનો અભિપ્રાય એ છે કે (હિરણ્યગર્ભ) મુખ્ય જીવ હોવાથી આપણા બધાના કરતાં વધારે સ્થૂલ છે. હિરણ્યગર્ભ વિરાટ્‌નો અભિમાની હોવાથી તેમને (**मूर्धैव सुतेजाः** ઇત્યાદિ પ્રકારે) લોકરૂપી અવયવ ઘટી શકે છે. વેદના કારણભૂત હોવાથી (હિરણ્યગર્ભ) ત્રણ પ્રકારનો અગ્નિ કહેવાય છે. તેથી આ વાક્યનું તાત્પર્ય હિરણ્યગર્ભની ઉપાસનામાં જ છે, ભગવાનની ઉપાસનામાં નહિ.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે વૈશ્વાનર પરમાત્મા જ છે. શાથી? **साधारणशब्दविशेषात्**–સાધારણ શબ્દથી વિશેષ છે તેથી. પૂર્વપક્ષમાં જે સાધારણ શબ્દો હિરણ્યગર્ભમાં ઘટાવવામાં આવેલા છે તેના કરતાં પણ (અહીં) વિશેષ–આધિક્ય–છે, અને તેથી ભગવાન્ જ વૈશ્વાનર થઈ શકે છે. (તે આધિક્ય આ છે.) જે પ્રાદેશમાત્ર છે તેને જ સ્વર્ગરૂપી મસ્તક વગેરે છે. ભગવાન્ વિના બીજો કોઈ પદાર્થ વિરુદ્ધ ધર્મોનો આશ્રય બની શકશે નહિ, કારણ કે (તે અન્ય પદાર્થમાં) સર્વભવનસામર્થ્ય નથી.

અથવા તો સાધારણ ધર્મથી (**प्रादेशमात्रमभिविमानम्** ઇત્યાદિ વાક્યરૂપી) શબ્દ-માં જ (વિરુદ્ધ ધર્માશ્રયરૂપી) વિશેષ છે. (સૂત્રમાં) **विशेषात्** એટલું જ કહેવાને બદલે જે 'સાધારણ' અને 'શબ્દ' એ બે શબ્દો (વધારે) વાપરવામાં આવ્યા છે તે સમાસ વડે એમ બતાવે છે કે 'વૈશ્વાનર' શબ્દનો અર્થ 'પ્રાદેશમાત્ર' જ છે, અને તેને જ સ્વર્ગરૂપી મસ્તક વગેરે છે. (આમ સમાસ વડે બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મોનું સામાનાધિકરણ્ય સિદ્ધ થાય છે.) આમ ન માનીએ, (અર્થાત્ પ્રાદેશમાત્રત્વ અને અભિવિમાનત્વ એ બે વિરુદ્ધ ધર્મો એક જ પદાર્થમાં રહેલા છે એમ ન માનીએ), તો વિરોધ જ પ્રાપ્ત થાય નહિ. વળી, જે લોકરૂપી સ્થૂલ રૂપ છે તે પણ ભગવાનનું જ છે, હિરણ્યગર્ભનું નહિ; કારણ કે ભગવાન્ પુરુષ છે, (અને પુરુષને જ ઉદ્દેશીને **सहस्रशीर्षा** ઇત્યાદિ વર્ણન કરવામાં આવેલું છે). **विश्व** એટલે જડ અને **नर** એટલે જીવ. આ બન્ને ભગવાનનો અંશ હોવાથી દેવતારૂપ છે અને તેથી "**देवताद्वन्द्वे च**–અને દેવતાદ્વન્દ્વની અન્દર (ઉત્તરપદ હોય તો પૂર્વપદનો **आनङ्** આદેશ થાય; અર્થાત્ પૂર્વપદના અન્ત્યનો **आ** થાય)" (પા. સૂ. ૬. ૩. ૨૬) એ સૂત્રને આધારે **विश्वानरौ** રૂપ સિદ્ધ થાય છે. તે બે નિવાસ છે જેનો તે **वैश्वानर** એમ (**सोऽस्य निवासः** એ સૂત્રને આધારે નિવાસના અર્થમાં **अण्** પ્રત્યય લગાડવાથી સિદ્ધ થાય છે.) અથવા તો "**तस्य निवासः**"–તેનો નિવાસ–(પા. સૂ. ૪. ૨. ૬૯) એ સૂત્રને આધારે **विश्वानर** શબ્દને **अण्** પ્રત્યય લાગીને (વિશ્વાનરનો નિવાસ–આશ્રય–તે વૈશ્વાનર એ પ્રમાણે) સિદ્ધ થાય છે. તેથી પરમેશ્વર જ વૈશ્વાનર છે, અન્ય નહિ. હિરણ્યગર્ભ વગેરે ભગવાનનો અંશ હોવાથી તેમાં ઉપચારથી જ 'વૈશ્વાનર' શબ્દનો પ્રયોગ થાય છે. તેથી વૈશ્વાનર પરમાત્મા છે. ૨૪

## स्मर्यमाणमनुमानं स्यादिति ।१।२।२५।

### સ્મૃતિમાં જણાવેલું (રૂપ) અનુમાન થઈ શકશે તેથી (પ્રાદેશમાત્ર વૈશ્વાનર ભગવાન્ જ છે).

વિષયવાકયનું તાત્પર્ય ભગવાનમાં જ છે એમ વ્યાખ્યાનથી સિદ્ધ કરીને સૂત્રકાર તેમાં બીજું પ્રમાણ આપે છે ( કે **स्मर्यमाणमनुमानं स्यादिति** ).

"કેટલાક પોતાના દેહમાં આવેલા હૃદયાકાશમાં વસતા પ્રાદેશમાત્ર, ચતુર્ભુજ અને પદ્મ, ચક્ર, શંખ અને ગદાને ધારણ કરનાર પુરુષનું ધારણા વડે સ્મરણ કરે છે." (ભાગ. ૨. ૨. ૮) એ પ્રમાણે જેનું સ્મરણ કરાય છે તે રૂપ પ્રાદેશમાત્ર વૈશ્વાનરનું બ્રહ્મત્વ સિદ્ધ કરવામાં અનુમાન થઈ શકે. સ્મરણ એટલે મનન, અને તે શ્રવણ કરેલા પદાર્થનું થાય. શ્રવણ વળી શ્રુતિવાકયોમાંથી જ થાય. (તેથી) જો પ્રાદેશમાત્ર વૈશ્વાનરનું પ્રતિપાદન કરનારાં વાકયો બ્રહ્મવાકય ન હોય તો તેનું સ્મરણ ઘટી શકે નહિ. તેથી **इति**–આ હેતુથી–પ્રાદેશમાત્ર વૈશ્વાનર ભગવાન્ જ છે એમ સિદ્ધ થાય છે. ૨૫

## शब्दादिभ्योऽन्तःप्रतिष्ठानान्नेति चेन्न तथादृष्ट्युपदेशाद्-सम्भवात्पुरुषमपि चैनमधीयते ।१।२।२६।

### શબ્દ વગેરે હોવાથી (અને) અન્દર સ્થિતિ હોવાથી વૈશ્વાનર ભગવાન્ નથી–એમ કહેવામાં આવે તો ના, કારણ કે તે પ્રકારનો ઉપદેશ છે અને (જાઠર અગ્નિમાં) અસમ્ભવ છે. વળી, (વાજસનેયીઓ) આ પુરુષનું પણ (આ પ્રકારે જ) વર્ણન કરે છે.

થોડીક શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

અરે !, જ્યારે "**स्मर्यमाणमनुमानं स्यादिति**"–સ્મૃતિમાં જણાવેલું અનુમાન થાય તેથી–(બ્ર. સૂ. ૧. ૨. ૨૫) એમ સ્મૃતિના આધારે વાકયના અર્થનો નિર્ણય કરવામાં આવે છે, ત્યારે બીજી સ્મૃતિના આધારે બીજી રીતે પણ વ્યાખ્યાન કરવું જોઇએ. "હું વૈશ્વાનર થઈને પ્રાણીઓના દેહમાં રહું છું, અને પ્રાણ અને અપાનથી બરોબર જોડાઈને ચાર પ્રકારનું અન્ન પચાવું છું" (ભ. ગી. ૧૫. ૧૪) એ (સ્મૃતિના આધારે) જઠરમાં આવેલો અગ્નિ જ વૈશ્વાનર થઈ શકે. તે જઠરનો અગ્નિ જ ભગવાનની વિભૂતિ હોવાથી વાકયનો અર્થ ગમે તે રીતે ઘટાવી શકાશે, પરંતુ વિરુદ્ધ ધર્મો હોવાથી વાક્ય ભગવત્પર યોજી શકાશે નહિ. શબ્દાદિ અને અન્દર સ્થિતિ કરવી તે વિરુદ્ધ ધર્મો છે. "અગ્નિ વૈશ્વાનર" (બૃ. ૫. ૯. ૧) એ શબ્દ છે. જો એકલો 'વૈશ્વાનર' શબ્દ જ હોત તો યોગથી–વ્યુત્પત્તિથી–તે શબ્દનો અર્થ ભગવાન્ થાત, પણ (અહીં) સાથે 'અગ્નિ' શબ્દ હોવાથી 'વૈશ્વાનર' પદનો અર્થ અગ્નિ જ થાય. અને તેના–જાઠર અગ્નિના– જ વિષે જે ત્રણ અગ્નિઓની કલ્પના કરવામાં આવી છે તે તેની ઉપાસનાને માટે જ છે; કારણ કે (આગળ) પ્રાણરૂપી દેવતાનું "ત્યાં જે ભક્ત–ભાત–પ્રથમ આવે તે હોમવાનું દ્રવ્ય છે" (છા. ૫. ૧૯. ૧) ઇત્યાદિ રીતે વર્ણન છે. તેથી આ હેતુઓ વડે એમ સિદ્ધ થાય છે કે અન્દર સ્થિતિ કરવી એ ધર્મ પણ ભગવાનનો ધર્મ નથી. "પુરુષની અન્દર આવેલાને જાણે છે." (શ. બ્રા. ૧૦. ૬. ૧. ૧૧) એ જૂદો હેતુ છે, અને (શબ્દાદિ)

હેતુનો (પણ) હેતુ છે. તેથી સૂત્રમાં च મૂકવામાં આવ્યો નથી. તેથી વિરુદ્ધ ધર્મો હોવાથી ભગવાન્ વૈશ્વાનર નથી.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે કહેવામાં આવે તો, અમે કહીએ છીએ કે ના, કારણ કે તે પ્રકારનો ઉપદેશ છે. ભગવાન્ સર્વના ભોક્તા છે એ બતાવવાને તે પ્રકારની–જાઠરની–દૃષ્ટિનો ઉપદેશ છે. (ભગવાનના) વિરુદ્ધ ધર્મો (જઠરાગ્નિ જેવા) જૂદા જૂદા ભાવરૂપે થાય છે એ ભગવાનના ઐશ્વર્યનું જ વર્ણન છે.

(શંકા) તો પછી (**अहं वैश्वानरो भूत्वा** એ) ગીતાસ્મૃતિને અનુસરીને આ વાક્ય (અગ્નિરૂપી) કાર્યનું જ પ્રતિપાદન છો કરે.

(સમાધાન) આ પ્રકારે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **असम्भवात्**–અસંભવ છે તેથી. તેને–અગ્નિરૂપી કાર્યને–સ્વર્ગરૂપી મસ્તક વગેરે ધર્મો સમ્ભવતા નથી.

(શંકા) ઉપાસનાને માટે ઉપચારથી–લક્ષણાથી–તે પ્રકારની કલ્પના થઈ શકશે.

(સમાધાન) એ પ્રમાણે કહો તો, ના, (કારણ કે) વાજસનેયીઓ આ પુરુષનું પણ નીચે પ્રમાણે વર્ણન કરે છે:–"તે આ અગ્નિ વૈશ્વાનર જે પુરુષ છે. જે માણસ આ પુરુષના જેવા અને પુરુષની અન્દર રહેલા અગ્નિવૈશ્વાનરને જાણે છે તે (મૃત્યુને દૂર કરી બધું આયુષ્ય ભોગવે છે)" (શ. બ્રા. ૧૦. ૬. ૧. ૧૧). તેથી સૂત્રના એક પાઠ પ્રમાણે 'પુરુષત્વ', અથવા બીજા પાઠ પ્રમાણે 'પુરુષવિધત્વ' જાઠર અગ્નિને સમ્ભવતું નથી, એટલે ભગવાન્ જ વૈશ્વાનર છે, કારણ કે જ્યાં સુધી વાક્યનું તાત્પર્ય ભગવાનમાં સમ્ભવતું હોય ત્યાં સુધી અન્યની કલ્પના કરવી યુક્ત નથી. ૨૬

## अत एव न देवता भूतं च ।१।२।२७।

### આથી જ (વૈશ્વાનર) દેવતા અને (અગ્નિરૂપી મહા) ભૂત (વાક્યાર્થ) નથી.

"વૈશ્વાનર આપણા રક્ષણને માટે (પધારે)" (તૈ. બ્રા. ૧. ૫. ૧૧. ૧) ઇત્યાદિ મન્ત્રોને આધારે (વૈશ્વાનર) દેવતા અથવા મહાભૂત અગ્નિ વાક્યનો અર્થ છે એમ કોઈને વિચાર આવે તો તેનો પણ (**अत एव**–આથી જ–એમ) અતિદેશથી જ સૂત્રકાર પરિહાર કરે છે. જ્યાં સુધી વાક્ય ભગવાનમાં ઘટી શકતું હોય ત્યાં સુધી અન્યની કલ્પના કરવી યુક્ત નથી એ જ મુખ્ય યુક્તિ છે. ૨૭

## साक्षादप्यविरोधं जैमिनिः ।१।२।२८।

### (પ્રાદેશમાત્ર પરિમાણના સમ્બન્ધમાં) જૈમિનિ સાક્ષાત્ જ–કલ્પના વિના સ્વરૂપના વિચારથી જ–અવિરોધ માને છે.

હવે ભગવાનનું પ્રાદેશમાત્રત્વ સ્વાભાવિક છે કે કૃત્રિમ છે એમ આ પરિમાણનો વિચાર કરવામાં આવે છે. આ પરિમાણ સિદ્ધ થાય તો જ પહેલાં જે કહેવામાં આવ્યું તે સિદ્ધ થાય; તેથી જ આ પ્રશ્નનો વિચાર કરવામાં આવે છે. તેમાં આ અર્થના સમ્બન્ધમાં જૂદે જૂદે પ્રકારે વેદના અર્થનો વિચાર કરનારા ચાર ઋષિઓ છે. તેમાં આચાર્ય–સૂત્રકાર–કેવલ શબ્દના બલનો વિચાર કરનાર છે; જૈમિનિ શબ્દ અને અર્થ એ બેના બલનો વિચાર કરનાર છે; આશ્મરથ્ય તો શબ્દને ગૌણ માનીને અર્થનો વિચાર કરે છે, અને બાદરિ કેવલ અર્થનો

વિચાર કરે છે. આચાર્યે-સૂત્રકાર વ્યાસે-તો ( બ્રહ્મ વિષે ) અતિ વિચાર કરવામાં અને તદ્દન વિચાર ન કરવામાં દોષ જોઈને, ( **सोऽन्वेष्टव्यः** એ શ્રુતિને આધારે ) વિચાર પણ કરવો જોઈએ એમ કહીને ( બીજાઓનો વિચાર દર્શાવતી વખતે ) તેઓની-જૈમિનિ વગેરેની-બુદ્ધિ અલ્પ છે એમ જણાવવાને ( સૂત્રોમાં ) તેઓનાં નામ આપે છે. તેમાં પ્રથમ શબ્દ અને અર્થ એ બેના બલનો વિચાર કરનાર જૈમિનિનો ( સૂત્રમાં ) નિર્દેશ કરવામાં આવ્યો છે. વ્યાપક બ્રહ્મ પ્રાદેશમાત્ર હોય તેમાં સાક્ષાત્ પણ-કલ્પના કર્યા વિના પણ એકલા સ્વરૂપના વિચારથી જ-વિરોધ નથી એમ જૈમિનિ માને છે. આકાશની માફક બ્રહ્મ વ્યાપક છે અને તેના હસ્ત અને પાદ બધે છે. આથી જ બ્રહ્મ સાકાર અને અનન્ત મૂર્તિવાળું છે; અને સ્વેચ્છાથી, બીજાની ઇચ્છાથી, અને સ્વભાવથી એમ ત્રણ પ્રકારે બ્રહ્મનાં રૂપો હોય છે, અને એ પ્રમાણે બ્રહ્મ વિભક્ત જેવું છે. (પુરુષ, પુરુષવિધ અને પુરુષની અન્દર રહેલું એ) ત્રણનાં પરિમાણ પણ નિયત છે. અનિયતપરિમાણવાળા પદાર્થો તો આકાશની માફક ઉપાધિ વડે વર્ણવવામાં આવે છે. તે પરિચ્છેદક ઉપાધિઓની વૃદ્ધિ અને હ્રાસથી ( બ્રહ્મ ) તે તે પ્રકારે થાય છે. સ્મૃતિમાં પણ કહેવામાં આવ્યું છે કે "વિષ્ણુનાં પુરુષ તરીકે ઓળખાતાં ( પુરુષ, પુરુષવિધ અને પુરુષમાં અન્તઃ પ્રતિષ્ઠિત એમ) ત્રણ રૂપો તેઓ જાણે છે; પ્રથમ રૂપ મહત્‌ને ઉત્પન્ન કરનાર છે, બીજું રૂપ બ્રહ્માણ્ડમાં રહેલું છે, અને ત્રીજું સર્વ પ્રાણીઓમાં રહેલું છે. તે ત્રણ રૂપોને જાણીને માણસ મુક્ત થાય છે." પ્રાણીઓમાં પરમાત્મા પાંચ પ્રકારે રહે છે. ઉદરમાં અંગુષ્ઠમાત્ર, હૃદયમાં પ્રાદેશમાત્ર, અને મસ્તકમાં પણ પ્રાદેશમાત્ર, મન અને ઇન્દ્રિયોમાં અણુ, અને ચિત્તમાં વ્યાપક છે. એકનો ( પ્રાદેશમાત્રનો ) જ ઉપક્રમ છે, છતાં પણ બધાં રૂપોમાં જે ભગવત્ત્વનું કથન છે તે ( વૈશ્વાનરથી ) વિભૂતિ જૂદી નથી એમ બતાવવાને માટે છે. તેથી વૈશ્વાનર પુરુષ હોવાથી સચ્ચિદાનન્દરૂપે જ ( તેના ) પ્રાદેશમાત્રત્વમાં વિરોધ આવતો નથી. આથી સાકારબ્રહ્મવાદ જ જૈમિનિનો સિદ્ધાન્ત છે. ૨૮

## अभिव्यक्तेरित्याश्मरथ्यः ।१।२।२९।

### અભિવ્યક્તિને લીધે (પ્રાદેશમાત્રત્વ અને અભિવિમાનત્વમાં વિરોધ નથી) એમ આશ્મરથ્ય માને છે.

બ્રહ્મ નિરાકાર જ છે અને માયાના પડદાથી ઢંકાએલું છે. જ્યારે માયાનો પડદો દૂર થાય છે ત્યારે ( બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ) આધિદૈવિક દેવતાઓએ ગ્રહણ કરેલા પુરુષાકારે તે બ્રહ્મ પ્રકટ થાય છે, અને આ પુરુષ અન્તર્યામી છે; તેથી જ (બ્રહ્મ) પુરુષવિધ કહેવાય છે. અભિવ્યક્તિને લીધે જણાતું સાકારત્વ પણ સ્વાભાવિક નથી, કારણ કે તે, માયા દૂર થઈ જવાથી જ, થાય છે, છતાં પણ જેનો નિર્દેશ કરવામાં આવે છે તે સચ્ચિદાનન્દરૂપ જ છે. એમ આશ્મરથ્ય માને છે.

## अनुस्मृतेर्बादरिः ।१।२।३०।

### અનુસ્મૃતિને-ચિન્તનને-લીધે (વિરોધ નથી એમ) બાદરિ માને છે.

બાદરિ કેવલ યુક્તિવાદી છે, ( અને કહે છે કે ) ચિન્તનને લીધે જે રૂપ પ્રકટ થાય છે તેનો શ્રુતિ અનુવાદ કરે છે, કારણ કે "હે ઉરુગાય, જેનાં અનેક પ્રકારે ગાન થાય છે એવા, ભક્તો તમારાં જે જે સ્વરૂપોનું ચિન્તન કરે છે તે તે રૂપો તમે ( એમના ઉપર)

સારો અનુગ્રહ કરવાને માટે ધારણ કરો છો.” (ભાગ. ૩. ૯. ૧) એ પ્રમાણે વાક્ય છે. આમ ન માનીએ તો બહુ સ્વરૂપની કલ્પના કરવામાં બુદ્ધિનું સૌકર્ય રહેતું નથી. તાર્કિકાદિ મતો પણ તેવા (યુક્તિપ્રધાન) હોવાથી યુક્તિને અનુસરીને બ્રહ્મવાદને પણ જૂદી રીતે સમજાવવો જોઈએ એમ (બાદરિ) માને છે. આ પક્ષમાં–યુક્તિથી બ્રહ્મનો નિર્ણય કરવો એ પક્ષમાં–તો નિર્ણય અતાત્ત્વિક–અસત્ય–થાય છે.

અથવા માયાને સ્થાને અનુસ્મૃતિ સમજવી; (બ્રહ્મના સ્વરૂપની) અભિવ્યક્તિ તો (આશ્મરથ્ય અને બાદરિના મતમાં) સરખી. આમ થતાં બાદરિના મતની અંદર પણ (બ્રહ્મનું) તાત્ત્વિક જ રૂપ છે એમ સિદ્ધ થાય છે. ૩૦

## सम्पत्तेरितिजैमिनिस्तथा हि दर्शयति ।१।२।३१।

### સમ્પત્તિથી–સ્થાનાનુરોધ સ્થિતિથી–(પ્રાદેશમાત્રત્વ) છે, કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહેવામાં આવ્યું છે–આમ જૈમિનિ માને છે.

જૈમિનિના ‘આકારવાદ’ મતના સંબંધમાં તેમનો એકદેશી નિયતસાકારવાદ માને છે અને કહે છે કે ભગવાનનું પ્રાદેશમાત્ર રૂપ નિયત જ છે. તે એકદેશીનું નિરાકરણ કરવાને માટે સૂત્રકાર કહે છે કે સર્વત્ર પ્રાદેશત્વ સંપત્તિને–સ્થાનને–લીધે થએલું છે.

તેમાં સંપત્તિ કયી, અને કેવી રીતે તે થાય છે એ વાત જૈમિનિ પોતે જ નીચે જણાવેલી શ્રુતિને આધારે દર્શાવે છે. વાજસનેયિબ્રાહ્મણમાં ઉપાસકના અવયવોને વિષે મસ્તકથી ચિબુક સુધીમાં સ્વર્ગથી તે પૃથ્વી સુધીનાં વૈશ્વાનરનાં અવયવોનું પ્રતિપાદન કરીને કૈકેય રાજા કહે છે કે “ખરેખર!, પહેલાં (પરમાત્માને) જાણે પ્રાદેશમાત્ર હોય એમ સારી પેઠે જાણી દેવોએ તેને પ્રાપ્ત કર્યો. ખરેખર!, હું એમને (દ્યુલોક આદિ અવયવોને) એવી રીતે કહીશ કે જેથી (મસ્તક આદિ અધ્યાત્મ અંગોમાં) પ્રાદેશમાત્ર (વૈશ્વાનરને) જ મેળવી શકું–આ પ્રમાણે તેણે કહ્યું. પોતાનું મસ્તક દર્શાવી તેણે કહ્યું કે આ મસ્તક ભૂરાદિ લોકને અતિક્રાન્ત કરીને ઉપર રહેલો વૈશ્વાનર છે” (બૃ. જા.) ઇત્યાદિ.

વૈશ્વાનરનું પ્રાદેશમાત્રત્વ સંપત્તિને લીધે જ છે એમ શ્રુતિ કહે છે, નહિ કે વૈશ્વાનર પ્રાદેશમાત્ર જ છે; એમ જૈમિનિ પોતાના એકદેશીનો પરિહાર માને છે. ૩૧

## आमनन्ति चैनमस्मिन् ।१।२।३२।

### વળી, આમાં (મસ્તક અને ચિબુકની વચમાં) આનું (વૈશ્વાનરનું) (જાબાલો) વર્ણન કરે છે.

હવે સૂત્રકાર પોતાનો મુખ્ય સિદ્ધાન્ત કહે છે કે વ્યાપક જ પ્રાદેશ છે. જેમનું માહાત્મ્ય જાણી શકાય નહિ એવા ભગવાનને વિષે એ બન્ને–વ્યાપકત્વ અને પ્રાદેશત્વ–વિરુદ્ધ નથી. તેથી (શ્રુતિરૂપી) પ્રમાણને જ અનુસરતું જોઈએ યુક્તિને નહિ. શબ્દબલનો વિચાર જ મુખ્ય છે; પ્રાતીતિક–ઉપર ઉપરથી જણાતા–વિરોધને લીધે બીજા પ્રકારની કલ્પના કરવી નહિ. વૈશ્વાનર પુરુષ છે, પુરુષવિધ છે અને પુરુષની અંદર રહેલો છે એમ વાજસનેયિઓ તેનું વર્ણન કરે છે. યુક્તિથી તે (વૈશ્વાનર) પુરુષના જેવો અને પુરુષની અંદર રહેનારો સંભવી શકે નહિ. તેથી જે બીજા ઋષિઓ બીજી રીતે કલ્પના કરે છે તે ભ્રાન્ત જ છે એમ માનીને સૂત્રકાર પોતાનો મત કહે છે.

**एनम्**–આને–વૈશ્વાનરને, **अस्मिन्**–આમાં–મસ્તક અને ચિબુકની વચમાં–જાબાલો વર્ણવે છે.

"આ અનન્ત અવ્યક્ત આત્મા છે જે અવિમુક્તમાં પ્રતિષ્ઠિત છે. તે અવિમુક્ત શામાં પ્રતિષ્ઠિત છે?" (જા. ૨) આ પ્રમાણે (આરંભ કરીને) "ભવાં અને નાસિકાની જે સંધિ તે દ્યુલોક અને પરલોકની સંધિ છે" (જા. ૨) [એ રીતે જાબાલો વર્ણન કરે છે.] ખરેખર! અનન્ત પરમાત્મા સંકુચિત સ્થાનમાં ન હોઈ શકે, કારણ કે (તેમ માનવામાં 'અનન્ત' એ) વિશેષણ વ્યર્થ થઈ જાય. યુક્તિ વડે સમજાતી વિદ્યા તો બ્રહ્મવિદ્યા ન જ કહેવાય. અવિરોધ નામના અધ્યાયમાં પણ સૂત્રકાર કહેશે કે "**श्रुतेस्तु शब्दमूलत्वात्**–પણ શ્રુતિને લીધે, કારણ કે તે શબ્દમૂલ છે." (બ્ર. સૂ. ૨. ૧. ૨૭).

અરે!, તો પણ (વેદાન્તવિચારરૂપ) શાસ્ત્રની સફલતા સિદ્ધ કરવાને માટે કોઈ વેદને અનુસરતી યુક્તિ કહેવી જોઈએ.

આ પ્રમાણે શંકા થાય તો અમે કહીએ છીએ કે આમાં વિરોધની જ શંકા કરવી નહિ, કારણ કે તે વસ્તુનો–બ્રહ્મનો–આ સ્વભાવ જ છે. અયઃકાન્તની પાસે જેમ લોહ ચલિત થાય છે, ગર્ભનો જઠરાગ્નિથી દાહ થતો નથી, અને રેતસ્‌નો મયૂર થાય છે–એ બધામાં જે યુક્તિ છે (તે આ વિષયમાં પણ છે). બધે જ ઠેકાણે વસ્તુનો સ્વભાવ અને દર્શન–પ્રત્યક્ષ અનુભવ–વિના બીજી કોઈ પણ યુક્તિ કોઈનાથી પણ આપી શકાય એમ નથી. "તેના અન્તમાં (સૂક્ષ્મ) છિદ્ર છે" (મ. ૧૧. ૯) ઇત્યાદિ વડે શ્રુતિ આ પ્રમાણે જ–સૂક્ષ્મ છિદ્રમાં સર્વ રહેલું છે એમ જ–કહે છે. પોતાને ધાવતા બાળક ભગવાનના મુખકમલમાં વિશ્વ જ જોઈને સ્વપ્ન, માયા અને અવિદ્યાનું નિરાકરણ કરવાને માટે યશોદા સિદ્ધાન્ત કહે છે કે "આ જ મારા બાલકનો કોઈ અનિર્વચનીય સ્વાભાવિક આત્મયોગ–ભગવાનની યોગરૂપ વિભૂતિ–છે." (ભાગ. ૧૦. ૮. ૪૦). ભગવાનને ખાણીઆ સાથે બાંધવામાં આવે છે તે પ્રસંગે (ભાગ. ૧૦. ૯. ૧૨–૧૮) પણ આ જ અર્થનો નિર્ણય કરવામાં આવ્યો છે. તેથી આનન્દાંશનો જ આ ધર્મ છે કે જ્યાં પોતાનું પ્રાકટ્ય થાય છે ત્યાં સર્વ વિરુદ્ધ ધર્મોનો આશ્રય હોય છે; એમ **च** નો અર્થ છે. તેથી પ્રાદેશમાત્ર વ્યાપક છે; એટલે વૈશ્વાનર ભગવાન્ જ છે એમ સિદ્ધ થયું. ૩૨

## પ્રથમાધ્યાયનો દ્વિતીય પાદ સમાપ્ત.

---

# પ્રથમાધ્યાયનો તૃતીય પાદ

## દ્યુભ્વાદ્યાયતનાધિકરણ

### द्युभ्वाद्यायतनं स्वशब्दात् ।१।३।१।

**સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન (બ્રહ્મ) છે, કારણ કે 'સ્વ' શબ્દ છે.**

બીજા પાદમાં આધેયરૂપ ભગવાનનું પ્રતિપાદન કરવામાં આવ્યું, (અને) અહીં–ત્રીજા પાદમાં–આધારરૂપ (ભગવાનનું) પ્રતિપાદન કરવામાં આવે છે; અને (બ્રહ્મ આધેયરૂપ અને આધારરૂપ છે) તેથી સર્વ બ્રહ્મ છે એમ સિદ્ધ થશે.

બાધક પ્રમાણ વધારે બલવાન્ હોવાથી અને સાધક પ્રમાણનો અભાવ હોવાથી (**ज्यायस्त्व** વગેરે) આધાર ધર્મોનો બાધ કરવામાં આવે, તેથી આ પાદનો આરંભ કરાય છે.

આ પ્રમાણે (ઉપનિષદમાં) શ્રવણ થાય છે–"જેને વિષે સ્વર્ગ, પૃથ્વી અને અન્તરિક્ષ પરોવાયલું છે, અને સર્વ પ્રાણો સાથે મન પણ પરોવાયલું છે તે જ એકલાને આત્મા જાણો, અન્ય વાચાઓનો ત્યાગ કરો, મોક્ષનો એ સેતુ છે." (મુણ્ડ. ૨. ૨. ૫).

"જેને વિષે" ઇત્યાદિ વાક્યમાં વાક્યાર્થને અર્થ, પ્રકરણ અને લિંગ એ ત્રણ પ્રકારે બધી રીતે બાધ થવાથી પ્રથમ તે વાક્યનો વિચાર કરવામાં આવે છે.

આમાં સંશય થાય છે કે સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન બ્રહ્મ છે કે બીજો કોઈ પદાર્થ છે.

(પૂર્વપક્ષી પ્રથમ અર્થની દૃષ્ટિએ બાધ દર્શાવે છે.) તે બીજો જ પદાર્થ હોવો જોઈએ. દોરામાં મણિઓની માફક પરોવાયલાં સ્વર્ગ, પૃથ્વી વગેરે ભારરૂપ છે, અને તેથી તે ભાર ખેંચનાર અથવા ઊંચકનાર) પરમાત્મા ન હોઈ શકે.

(હવે પ્રકરણની દૃષ્ટિએ પૂર્વપક્ષી બાધ દર્શાવે છે.) વળી અન્ય વાણીનો ત્યાગ કરવાનો કહ્યો તે બરાબર નથી. એકના વિજ્ઞાન વડે સર્વનું વિજ્ઞાન પૂછવામાં આવેલું હોવાથી અન્ય વાણીનો શી રીતે ત્યાગ થઈ શકે?

(હવે પૂર્વપક્ષી લિઙ્ગની દૃષ્ટિએ બાધ દર્શાવે છે.) સેતુ પણ ગતિનું સાધન છે અને તેથી તે ફલરૂપ પણ નથી, (કારણ કે ફલ અને સાધન ભિન્ન હોય છે.) વળી, (આત્મજ્ઞાનને પરપ્રાપ્તિરૂપ ફલનું સાધન માનવામાં આવે તો) "આત્મલાભ કરતાં બીજું કાંઈ વધારે સારૂં નથી" (આપ. ધ. સૂ. ૧. ૮. ૨૨. ૨) એનો વિરોધ આવે છે. તેથી આ વાક્ય બ્રહ્મવિદ્યાપર નથી, પણ (સાંખ્ય) સ્મૃતિનું મૂલરૂપ થશે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન બ્રહ્મ જ છે. સ્વર્ગ અને પૃથ્વી આદિ છે જેમનાં તે **द्युभ्वादयः**, તેઓનું સ્થાન (બ્રહ્મ છે.) "જેમાં સ્વર્ગ" (મુણ્ડ. ૨. ૨. ૫) એ વાક્યમાં જણાવેલાઓનું બ્રહ્મત્વ સાધવાને માટે પ્રથમ–અર્થકૃત–બાધનો સૂત્રકાર પરિહાર કરે છે કે **स्वशब्दात्**–'સ્વ' શબ્દ છે તેથી. 'સ્વ' શબ્દ વડે (વિષયવાક્યમાં આવેલા) આત્મા શબ્દનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. અહીં–વિષયવાક્યમાં–જે 'આત્મા' પદ છે તે જીવની આત્મા તરીકે ઉપાસના કરવા માટે નથી,

પરંતુ પહેલાં કહેવામાં આવેલા સ્વર્ગ, પૃથ્વી વગેરે પદાર્થોના સ્વાભાવિક સ્વરૂપનો બોધ કરે છે. તેથી ભારકૃત દોષ નથી. કારણમાં ખરેખર કાર્ય પરોવાયલું હોય છે. વળી, સેતુત્વ પણ ઘટી શકે છે, કારણ કે બ્રહ્મના જ્ઞાનથી અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. (અમૃત અને બ્રહ્મ એ બેમાં) અભેદ છે છતાં પણ "બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એ પ્રમાણે અહીં (અવસ્થાભેદ) સમજવો. (આ પ્રમાણે અર્થકૃત અને લિઙ્ગકૃત બાધનો પરિહાર કરવામાં આવ્યો.) તેથી અર્થમાં બાધ ન આવવાથી અને લક્ષ્ય-બ્રહ્મ-સ્વર્ગમાં આવેલું છે એમ પ્રતિપાદન કરવામાં આવેલું હોવાથી સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન બ્રહ્મ જ છે. ૧

## मुक्तोपसृप्यव्यपदेशात् ।१।३।२।

### મુક્ત જીવથી (બ્રહ્મ) ગમ્ય છે એમ કથન હોવાથી (સ્વર્ગ વગેરેનું સ્થાન બ્રહ્મ છે).

(શંકા) અરે !, સર્વવિજ્ઞાનનો ઉપક્રમ હોવાથી અન્ય વાણીનો ત્યાગ વિરુદ્ધ છે એમ (હમણાં જ) કહેવામાં આવ્યું.

(સમાધાન) આ દોષ નથી, કારણ કે મુક્ત જીવથી (બ્રહ્મ) ગમ્ય છે એમ કથન છે. (આત્મા શર-બાણ-છે અને પ્રણવ ધનુષ્ છે એ રીતે) અવાન્તર પ્રકરણમાં આપેલા શર-ધનુર્ન્યાય વડે બ્રહ્મ તરીકે જાણેલા અથવા પૃથક્ છે એમ જાણેલા, શરીર વગેરેના અધ્યાસથી રહિત મુક્તોના-જીવન્મુક્તોના-જીવને (બ્રહ્મરૂપી) લક્ષ્યમાં યોજવાને માટે તેમની-જીવન્મુક્ત પુરુષોની-બ્રહ્મ પાસે જવાની યોગ્યતાનું કથન છે. તેથી શરીર વગેરેના અધ્યાસવાળા જીવની બ્રહ્મમાં યોજના ન કરવી જોઈએ (એમ સિદ્ધ થયું.)

વળી, (અહીં) વાણીનો જ ત્યાગ છે, વસ્તુનો ત્યાગ નથી, કારણ કે વિકાર વાચારમ્ભણ જ હોવાથી (દરેક) વસ્તુ બ્રહ્મ છે. તેથી સર્વવિજ્ઞાનને બાધ આવતો નથી. તેથી કોઈ જાતનું બાધક પ્રમાણ ન હોવાથી આ બ્રહ્મવાક્ય જ છે. પણ જે (શાંકર) લોકો પોતાના કલ્પેલા મતને અનુસરીને શ્રુતિનું બીજી રીતે વ્યાખ્યાન કરે છે તે પહેલાં અને પાછળ આવેલી સ્પષ્ટ શ્રુતિઓથી વિરુદ્ધ અર્થના કહેનારા છે, અને તેથી તેમની ઉપેક્ષા કરવી જોઈએ. ૨

## नानुमानमतच्छब्दात् ।१।३।३।

### (વિષયવાકયમાં આવેલા શબ્દો વડે થતું) અનુમાન (સાંખ્યમત સાધી શકતું) નથી, કારણ કે તેનો મત સ્થાપી શકે એવો (એક પણ નિઃસન્દિગ્ધ શબ્દ નથી).

(શંકા) અરે !, આ પ્રકરણમાં "અરોની માફક" (મુણ્ડ. ૨. ૨. ૬), "બ્રહ્મપુરમાં" (મુણ્ડ. ૨. ૨. ૭), "મનોમય" (મુણ્ડ. ૨. ૨. ૭) વગેરે જડના ધર્મો અને જડનાં ઉદાહરણો ઘણાં છે, તેથી આ પ્રકરણ પ્રકૃતિ અને પુરુષનું નિરૂપણ કરનારા સાંખ્યમતને જ સાધનાર અનુમાન થાવ. અક્ષરાધિકરણમાં (બ્ર. સૂ. ૧. ૧. ૨૧-૨૩) આનો નિર્ણય કરવામાં આવ્યો છે, છતાં પણ જડ ધર્મો હોવાથી (પ્રકૃતિનો) ફરીથી ઉદ્ભવ થાય છે. તેથી સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન પ્રકૃતિ જ હોવી જોઈએ.

(સમાધાન) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **न अनुमानम्**-(જડધર્મો અને જડ દૃષ્ટાન્તો) સાંખ્યમત સાધી શકે એમ નથી. તેમનો મત દર્શાવનારો કોઈ પણ

સન્દેહ વિનાનો શબ્દ (આ પ્રકરણમાં) નથી, પરંતુ 'આત્મા', 'સર્વજ્ઞ', 'આનન્દરૂપ' વગેરે બ્રહ્મવાદ દર્શાવનારા શબ્દો ઘણા છે. તેથી સન્દિગ્ધ અને જડના ધર્મ તરીકે જણાતા ધર્મો પણ બ્રહ્મના જ ધર્મો છે એમ કહેવું ઉચિત છે. વળી, શ્રુતિ વિના બીજે સ્થળે બ્રહ્મવાદ સિદ્ધ થએલો નથી કે જેથી બ્રહ્મધર્મોના અભાવનો નિશ્ચય થઈ શકે. તેથી સર્વના આધાર તરીકે વર્ણવવામાં આવેલો પદાર્થ પરમાત્મા જ છે, પ્રધાન નથી. ૩

## प्राणभृच्च ।१।३।४।

### અને પ્રાણભૃત્-પ્રાણને ધારણ કરનાર-પદાર્થ જીવ નથી.

(શંકા) પ્રાણો પરોવાયલા છે એમ દર્શાવનારૂં [**यस्मिन् द्यौः** ઇત્યાદિ (મુણ્ડ. ૨. ૨. ૫)] વચન અને "મનોમય, પ્રાણમય શરીરનો નેતા" (મુણ્ડ. ૨. ૨. ૭) આ પ્રમાણેનું વચન (પ્રકરણના અર્થનો) નિર્ણય કરનારૂં છે. તેથી કેટલાક (નેતૃત્વાદિ) જીવધર્મો છે અને બીજા (પ્રાણાદિ) જડધર્મો છે. સર્વજ્ઞત્વ વગેરે ધર્મો પણ યોગના પ્રભાવ વડે જીવધર્મો છે. તેથી જડ અને જીવનું નિરૂપણ કરનારો સાંખ્યવાદ જ બરોબર છે.

(સમાધાન) આ પ્રમાણે શંકા થાય તો સૂત્રકાર કહે છે કે ના, પ્રાણને ધારણ કરનાર જીવ સંભવતો નથી, કારણ કે તેનું પ્રતિપાદન કરનાર શબ્દ જ નથી, અને સાંખ્યમતમાં જીવ આનન્દરૂપ હોઈ શકે નહિ.

હવે પછી આવનારાં સૂત્રોમાં અર્થ બરોબર ઘટી શકે એટલા સારુ આ સૂત્રને પાછલા સૂત્રથી જૂદું પાડવામાં આવ્યું છે, અને (પાછલા સૂત્રમાંથી) **न** શબ્દનો યોગ કરવામાં આવ્યો છે. ૪

## भेदव्यपदेशात् ।१।३।५।

### ભેદનું કથન છે તેથી (પ્રાણભૃત્ જીવ નથી.)

સૂત્રકાર એક વિશેષ હેતુ આપે છે. "તેને જ એક જાણ" (મુણ્ડ. ૬. ૨. ૫) આ પ્રમાણે કર્મ અને કર્તાનો ભાવ જણાય છે. તેથી ભેદનું કથન હોવાને લીધે પ્રાણભૃત્ (પ્રાણને ધારણ કરનાર) જીવ નથી. ૫

## प्रकरणात् ।१।३।६।

### (બ્રહ્મનું) પ્રકરણ છે તેથી.

જીવ અને જડ એ બન્નેના સાધારણ (ધર્મોનું) નિરાકરણ કરવાને માટે સૂત્રકાર વિશેષ હેતુ આપે છે. આ તો બ્રહ્મનું પ્રકરણ છે. આરંભમાં "બ્રહ્મા દેવોમાં (પ્રથમ થયા), તેમણે (જ્યેષ્ઠ પુત્રને) બ્રહ્મવિદ્યા (કહી)" (મુણ્ડ. ૧. ૧. ૧) અને અન્તમાં "તેમને આ બ્રહ્મવિદ્યા (કહેવી)" (મુણ્ડ. ૩. ૨. ૧૦) એમ છે, (તેથી) બ્રહ્મવિદ્યાનું જ પ્રકરણ છે એમ જણાય છે. "બ્રહ્મ જ આ અમૃત છે, તે આગળ છે" (મુણ્ડ. ૨. ૨. ૧૧) ઇત્યાદિ વાક્યોથી સ્પષ્ટ બ્રહ્મવાદ (જ) જણાય છે. ૬

## स्थित्यदनाभ्यां च ।१।३।७।

### અને સ્થિતિ અને ભોગને લીધે (જીવ અને પરમાત્માનો બોધ થાય છે.)

આખા પ્રકરણનો અર્થ બીજી રીતે કદાચિત્ કરવામાં આવે એમ શંકા કરીને સૂત્રકાર વધારાનો હેતુ આપે છે કે **स्थित्यदनाभ्यां च.** "બે સારી પાંખવાળાઓ" (મુણ્ડ. ૩. ૧. ૧) એ વાક્યમાં "બીજો ખાધા વગર–ભોગ કર્યા વગર–જોયા કરે છે" એમ કેવલ–ભોગરહિત–સ્થિતિ પરમાત્માને હોય છે, અને (તે જ વાક્યમાં) કર્મના ફલનો ઉપભોગ જીવને હોય છે (એમ કહેવામાં આવ્યું છે.) તેથી સ્થિતિ અને અદન–ભોગ–ને લીધે મધ્યમાં જીવ અને પરમાત્માનો જ બોધ થાય છે. સાંખ્યમત કાંઈ આ પ્રકારનો હોતો નથી. તેથી આની–વિષય-વાક્યની–વધારાની યુક્તિ હોવાથી (પહેલાં જણાવેલી) બધી યુક્તિઓ પ્રતિલોમ–ઊંધા અથવા છેલ્લેથી પહેલે (સ્થિતિ અને અદનથી પ્રકરણને બલ મળે છે, અને પ્રકરણથી પૂર્વ હેતુઓને બલ મળે છે) એ પ્રમાણેના–ક્રમે દૃઢ થાય છે. તેથી સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન ભગવાન્ જ છે એમ સિદ્ધ થાય છે.

જો કે પૈંગ્યુપનિષદમાં "બે સારી પાંખવાળા" એ શ્રુતિનું બીજી રીતે (સત્ત્વ અને ક્ષેત્રજ્ઞ છે એ પ્રમાણે) વ્યાખ્યાન કરવામાં આવ્યું છે એમ જણાય છે. છતાં પણ તે ઋચાઓનું વિશેષ સ્થળમાં કરવામાં આવેલું અન્યથાવ્યાખ્યાન દોષરૂપ નથી. તેથી સત્ત્વ અને ક્ષેત્રજ્ઞ એ બેનું જીવ અને બ્રહ્મ એમ વ્યાખ્યાન કરવું. ૭

---

# ભૂમાધિકરણ

## भूमा सम्प्रसादादध्युपदेशात् ।१।३।८।

### ભૂમા (ભગવાન્ જ છે), કારણ કે સુષુપ્તિથી તે અધિક છે એમ ઉપદેશ છે.

આ પ્રમાણે ઉપનિષદમાં શ્રવણ થાય છે:–"જે ખરેખર ભૂમા છે તે સુખ છે" (છા. ૭. ૨૩. ૧) એ પ્રમાણે સુખનું લક્ષણ આપીને "જ્યાં બીજું જોતો નથી, બીજું સાંભળતો નથી, બીજું જાણતો નથી તે ભૂમા છે" (છાં. ૭. ૨૪. ૧) એ પ્રમાણે સનત્કુમાર ભૂમાનું લક્ષણ આપે છે.

તેમાં સંશય થાય છે કે ભૂમા એટલે બાહુલ્ય–વધારાપણું–કે બ્રહ્મ. તેમાં પ્રપાઠકના આરમ્ભમાં "પછીથી હું તને આગળ સમજાવીશ" (છા. ૭. ૧. ૧) એમ પ્રતિજ્ઞા કરીને, વેદાદિને નામ તરીકે સમજાવીને, વાણીથી તે પ્રાણ સુધીની વસ્તુઓ તેના–વેદાદિ–કરતાં પણ અધિક છે એમ કહી, મુખ્ય પ્રાણવિદ્યા અપરબ્રહ્મવિદ્યા છે એમ જણાવવાને અડધું પ્રપાઠક પૂરૂં કરીને, વિજ્ઞાનથી તે સુખ સુધીની અન્તરંગ વસ્તુઓ તેના કરતાં પણ અધિક છે એમ કહીને, સુખ ફલરૂપ હોવાથી સનત્કુમાર તેનું–સુખનું–આધિક્ય કહે છે.

(પૂર્વપક્ષ) જો કે "આત્માને જાણનાર શોક તરી જાય છે" (છા. ૭. ૧. ૩) એમ નારદનો પ્રશ્ન હોવાથી પ્રકરણને આધારે ભૂમા બ્રહ્મ છે એમ કહી શકાય, છતાં પણ અહંકારાદેશની માફક "હવે આત્માદેશ (વિષે કહેવામાં આવે છે)" (છા. ૭. ૨૫. ૨) એ પ્રમાણે તે જ ભૂમાના સમ્બન્ધમાં કહેવામાં આવ્યું છે. તેથી (ભૂમા) બ્રહ્મ નહિ હોય તો પણ (નારદનો) પ્રશ્ન સિદ્ધ થશે. તે સુખબાહુલ્ય "પોતાના મહિમામાં" (છા. ૭. ૨૪. ૧) રહેલું

છે એ વાત બધી રીતે ઉત્તમ સાધનો મેળવવાથી પણ (તેવા સાધનવાળા જીવમાં) સમ્ભવે છે. સુષુપ્તિમાં પણ સુખબાહુલ્ય હોય છે; તેથી (ઉત્તમ સાધનોવાળા સુખી આત્મા અને સુષુપ્તિનો આત્મા) એ બેમાંથી એકનું ગ્રહણ કરવું. તેમાં સુષુપ્તિ અન્યનિરપેક્ષ અને તેથી અન્તરંગ છે એટલે તેનું જ ભૂમા તરીકે અહીં વર્ણન કરવામાં આવ્યું છે, સુખબાહુલ્યનું નહિ. તેથી સુષુપ્તિરૂપ જ ભૂમા છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે ભૂમા ભગવાન્ જ છે. શાથી? સમ્પ્રસાદના કરતાં અધિક છે એમ ઉપદેશ છે તેથી. સમ્પ્રસાદ એટલે સુષુપ્તિ, અને તેના કરતાં अधि–અધિકતાથી–ઉપદેશ છે તેથી. જો કે "બીજું કાંઈ જોતો નથી" (છા. ૭. ૨૪. ૧) ઇત્યાદિ (સુષુપ્તિ અને બ્રહ્મમાં) સમાન છે, છતાં પણ "તે જ નીચે છે" (છા. ૭. ૨૫. ૧) ઇત્યાદિ વડે તો તેના કરતાં પણ અધિક ધર્મોનું વર્ણન કરવામાં આવે છે. પોતે જ બધું થવું એ સર્વત્વ વગેરે ધર્મો સુષુપ્તિને સમ્ભવતા નથી. વળી [अथात आत्मादेशः ઇત્યાદિ (છા. ૭. ૨૫. ૨) માં] 'આત્મા' શબ્દના મુખ્ય અર્થનો સ્વીકાર થઈ જાય છે. ભાવ–ભૂમન્–શબ્દનો અર્થ પણ 'સર્વ' હોવાથી તે ભગવાનમાં રહે તેમાં દોષ નથી. તેથી ભૂમા ભગવાન્ જ છે. ૮

## धर्मोपपत्तेश्च ।१।३।९।

### અને ધર્મો (બ્રહ્મમાં) ઘટે છે તેથી.

"સુષુપ્તિ અને બ્રહ્મસમ્પત્તિ એ બેમાંથી એકમાં (ભગવાનનો) પ્રાદુર્ભાવ થાય છે." (બ્ર. સૂ. ૪. ૪. ૧૬) એ સૂત્રને આધારે "બીજું જોતો નથી" (છા. ૭. ૨૪. ૧) ઇત્યાદિ ધર્મો બ્રહ્મમાં વિરુદ્ધ નથી. "જ્યાં ખરેખર દ્વૈત જેવું હોય છે" (બૃ. ૪. ૫. ૧૫) ઇત્યાદિ શ્રુતિને લીધે બન્ને સ્થળે–છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદમાં–એક જ પ્રકારનું વર્ણન હોવાથી 'બીજાને ન જોવું' વગેરે ધર્મો ભગવાનમાં વિરુદ્ધ નથી. સૂત્રમાં આવેલા च નો અર્થ એ છે કે "તે આ આ પ્રમાણે જોનાર" (છા. ૭. ૨૫. ૨) એમ આરમ્ભ કરીને "વીસ હજાર" (છા. ૭. ૨૬. ૨) ત્યાં સુધીના વાક્ય વડે તેને–ભેદ ન જોનારને– જ ફલ મળે છે એમ કહેવામાં આવ્યું છે. તેથી ભૂમા બ્રહ્મ જ છે એમ સિદ્ધ થાય છે. ૯

---

# અક્ષરાધિકરણ

## अक्षरमम्बरान्तधृतेः ।१।३।१०।

### અક્ષર (પરમાત્મા છે), કારણ કે (પૃથ્વીથી માંડીને તે) આકાશ સુધીની વસ્તુઓને તે ધારણ કરે છે.

"આકાશ શામાં ઓતપ્રોત થએલું છે? (એમ ગાર્ગીએ યાજ્ઞવલ્ક્યને પૂછ્યું). તેણે–યાજ્ઞવલ્કયે–કહ્યું કે હે ગાર્ગી, તે આ અક્ષરને બ્રાહ્મણો અસ્થૂલ, અનણુ વગેરે કહે છે" (બૃ. ૩. ૮. ૭–૮) એ પ્રમાણે ગાર્ગીબ્રાહ્મણમાં શ્રવણ થાય છે.

તેમાં સંશય થાય છે કે 'અક્ષર' શબ્દ વડે બીજા કોઈ પદાર્થનો બોધ થાય છે કે બ્રહ્મનો બોધ થાય છે.

(પૂર્વપક્ષ) તેમાં (ઓતપ્રોતપણું હોવાથી વિકારિત્વ આવે અને તેથી) અચેતન પદાર્થના જેવું થવાથી, (અને બૃ. ૩. ૮. ૨ માં જણાવ્યા પ્રમાણે) બાણુની તુલ્યતા હોવાથી આકાશની માફક આ અક્ષર પણ અબ્રહ્મ જ છે. બ્રહ્મને સ્વર્ગ, પૃથ્વી વગેરેનું સ્થાન માનવામાં ભારવાહકત્વનો જે વિરોધ આવે છે તેના જેવો જ વિરોધ અહીં પણ પ્રાપ્ત થાય છે. અહીં અક્ષરનો અર્થ અબ્રહ્મ છે તેથી અદૃશ્યત્વાધિકરણ (બ્ર. સૂ. ૧. ૨. ૨૧–૨૩) માં આ અધિકરણનો અર્થ આવી જતો નથી. ત્યાં વિરુદ્ધ ધર્મોની આશંકા કરીને તેમનું નિરાકરણ કરવામાં આવતું નથી. (અદૃશ્યત્વાધિકરણમાં અક્ષરનો અર્થ બ્રહ્મ છે. અક્ષરાધિકરણમાં ભિન્ન વિષય હોવાથી અક્ષરનો અર્થ કોઈ અચેતન પદાર્થ કરવાનો છે,) તેથી અચેતનના જેવું હોવાથી, બ્રહ્મવાદ (આરુણિ અને યાજ્ઞવલ્કયના સંવાદરૂપી સપ્તમ બ્રાહ્મણમાં જ) સમાપ્ત થઈ ગએલો હોવાથી, પ્રશ્ન કરનાર ગાર્ગી આગ્રહવાળી હોવાથી અને સ્ત્રી હોવાથી "ખરેખર, સ્મરણ આકાશના કરતાં વધારે છે" (છા. ૭. ૧૩. ૧) એ પ્રમાણે કોઈ પણ યુક્તિથી સ્મરણ, કાલ, (શબ્દ, સ્પર્શ વગેરે તન્માત્રરૂપ) ભૂતસૂક્ષ્મ, પ્રકૃતિ અને જીવવિશેષ એ બધામાંથી એકનું 'અક્ષર' પદ વડે ઉપાસનાને માટે ગ્રહણ કરવું એમ કહેવું જોઈએ. વળી, જે અહીં પ્રપંચના સર્વ ધર્મોથી રહિત હોવારૂપી બ્રહ્મધર્મ જણાય છે, તે ઉપાસનાને માટે ઘટી શકે છે. ('અક્ષર' પદ વડે) બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવે તો વાકય વ્યર્થ જ થઈ જાય, કારણ કે (પ્રશ્ન કરનાર સ્ત્રી હોવાથી અને સ્ત્રીનો બ્રહ્મશ્રવણમાં અધિકાર ન હોવાથી) ઉપદેશ કરનારનો જ અભાવ હોય છે. તેથી અક્ષર (બ્રહ્મથી) અન્ય છે અને બ્રહ્મના ધર્મોથી તેની ઉપાસના કરવી જોઈએ.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે અક્ષર પરમાત્મા જ છે. શાથી? આકાશ સુધીના પદાર્થોને ધારણ કરવાથી. (સૂત્રકાર) શ્રુતિનું વ્યાખ્યાન કરીને સિદ્ધ થએલો (અમ્બરાન્તધૃતિ) હેતુ આપે છે. અહીં એક જ પ્રશ્ન છે અને ઉત્તર (પણ) એક જ છે. આકાશ (તો) અવાન્તર જ છે. તેથી પૃથ્વીથી માંડી આકાશ સુધીના પદાર્થોને ધારણ કરનાર પરમાત્મા જ છે. દ્યુભ્વાદ્યાયતન અધિકરણમાં (બ્ર. સૂ. ૧. ૩. ૧–૭) સિદ્ધ થએલો ધર્મ અહીં હેતુ છે. "કોઈ પણ તેનો ભોગ કરતો નથી, અથવા કોઈ પણ તેને વ્યાપી શકતું નથી" (બૃ. ૩. ૮. ૮) એ શ્રુતિના મુખ્ય અર્થનું (પણ) ગ્રહણ થાય છે. અન્યથા–ગાર્ગીનો બ્રહ્મજ્ઞાનમાં અધિકાર ન હોત તો–તેનું માથું (ભૂમિ ઉપર) પડી જાત. (બ્રહ્મ વિના) બીજો કોઈ પદાર્થ સર્વનો આધાર બની શકે નહિ. પરોક્ષ રીતે બ્રહ્મનું કથન કરવાને માટે 'અક્ષર' પદનો પ્રયોગ છે, અને (બ્રહ્મથી) અન્યનું નિરાકરણ કરવાને માટે તેના–બ્રહ્મના–ધર્મોનો ઉપદેશ છે. તેથી અક્ષર પરમાત્મા જ છે. ૧૦

## सा च प्रशासनात् ।१।३।११।

### અને તે-ધારણ કરવાનું કાર્ય-(બ્રહ્મનો ધર્મ છે), કારણ કે આજ્ઞા છે.

(શંકા) અરે, (**यस्मिन् द्यौः** મુણ્ડ. ૨. ૨. ૫ જેવા) કોઈ વાકયમાં વિધારણ–ધારણ કરવાનું કામ–બ્રહ્મના ધર્મ તરીકે ગણવામાં આવ્યું હોય તેથી બીજા વાકયોમાં પણ તે પ્રકારે માનવું શકય નથી, કારણ કે એમાં નિયામક પ્રમાણ નથી.

આ શંકા થતાં સૂત્રકાર કહે છે કે **सा च प्रशासनात्.** અને **सा** તે–વિધૃતિ–આ વાકયમાં પણ બ્રહ્મનો ધર્મ જ છે. શાથી? પ્રશાસન–આજ્ઞા–છે તેથી. "હે ગાર્ગી, આ પ્રસિદ્ધ અક્ષરની આજ્ઞામાં સ્વર્ગ અને પૃથ્વી ધારણ કરાઈ રહે છે" (બૃ. ૩. ૮. ૯) એ પ્રમાણે

આજ્ઞાથી ધારણ કરવાનું કામ બીજાનો ધર્મ હોઈ શકે નહિ, કારણ કે અપ્રતિહત આજ્ઞાશક્તિ ભગવાનનો (જ) ધર્મ છે. તેથી અક્ષર બ્રહ્મ જ છે. ૧૧

અરે, આ બધું ઉપાસનાના કામમાં આવશે એમ તો પહેલાં જ કહેવામાં આવ્યું છે. આના જવાબમાં સૂત્રકાર કહે છે કે

## अन्यभावव्यावृत्तेश्च ।१।३।१२।

### અને અન્યભાવની વ્યાવૃત્તિ–અભાવ–છે તેથી (અક્ષર બ્રહ્મ છે.)

અન્યભાવની વ્યાવૃત્તિને લીધે. (બ્રહ્મથી) અન્યનો ભાવ તે અન્યભાવ, અર્થાત્ બ્રહ્મથી બીજા પદાર્થનો ધર્મ. તેની અહીં વ્યાવૃત્તિ–અભાવ–છે તેથી. જો કોઈ પદાર્થ બ્રહ્મ ન હોય તો તેની કાર્યકારણભાવના ભેદે કરીને બ્રહ્મ તરીકે ઉપાસના થાય છે. પણ અહીં તો તેવો ધર્મ નથી. "હે ગાર્ગી, જે માણસ આ અક્ષરને જાણ્યા વગર" (બૃ. ૩. ૮. ૧૦) ઇત્યાદિ શ્રુતિ વડે શુદ્ધ બ્રહ્મનું જ પ્રતિપાદન થાય છે, નહિ કે ઉપાસનાનું પ્રતિપાદન એમ **च** નો અર્થ છે. તેથી અક્ષર બ્રહ્મ જ છે એમ સિદ્ધ થાય છે. ૧૨

---

# ઈક્ષતિકર્માધિકરણ

## ईक्षतिकर्मव्यपदेशात् सः ।१।३।१३।

### તે (પરમાત્મા જ છે), કારણ કે દર્શન કરવાની ક્રિયાના કર્મ તરીકે તેનું વર્ણન છે.

(પ્રશ્નોપનિષદના) પાંચમા પ્રશ્નમાં "હે સત્યકામ, આ જે પરબ્રહ્મ અને અપરબ્રહ્મ છે તે ૐકાર જ છે, તેથી (એમ) જાણનાર આ વડે–ૐકારના ધ્યાન વડે–(પરબ્રહ્મ અને અપર-બ્રહ્મ એ) એમાંથી એકને પામે છે. જો તે એક માત્રાનું ધ્યાન કરે છે" (પ્રશ્ન ૫. ૨) ઇત્યાદિ વડે એક, બે અને ત્રણ માત્રાની ઉપાસના કરવાથી ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ વડે મનુષ્યલોક, સોમલોક અને સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે અને ત્યાંથી પાછા આવે છે એમ નિરૂપણ કરીને, "ચોથી અડધી માત્રાની ઉપાસના વડે પરપુરુષનું ધ્યાન કરવું. તે તેજોરૂપ પરમાં પ્રાપ્ત થાય છે. જેમ સર્પ ત્વચાથી મુક્ત થાય છે" (પ્રશ્ન ૫. ૫) એ પ્રમાણે આરંભ કરીને, "તે પરથી પણ પર, પુરમાં શયન કરનાર પુરુષને જુવે છે" (પ્રશ્ન ૫. ૫) એ પ્રમાણે ઉપસંહાર કરનારી શ્રુતિ કહે છે.

આમાં સંશય થાય છે કે ધ્યાનનો વિષય જે પરપુરુષ તે પરમાત્મા છે, કે વિરાટ્ છે, કે બ્રહ્મા છે.

(પૂર્વપક્ષ) તેમાં (ત્રણ માત્રાથી અને ચોથી અડધી માત્રાથી પરપુરુષનું ધ્યાન કરવું એમ કહેલું છે. ત્રણ માત્રાથી ઉપાસના કરવી એ અમુખ્ય છે, તેથી છેલ્લી ઉપાસના) અમુખ્ય પ્રવાહમાં આવેલી છે, એટલે બ્રહ્મલોકમાં ગએલા માણસને તેના દર્શનરૂપી જ ફલનું શ્રવણ થાય છે. પરમપુરુષ જો બ્રહ્મ હોય તો તેનું જ્ઞાન જ ફલરૂપ થતું નથી, (પણ તેની પ્રાપ્તિ ફલરૂપ થાય છે.) તેથી ધ્યાનનો વિષય વિરાટ્ અથવા બ્રહ્મા છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **સઃ–તે–ધ્યાનનો વિષય** જે પરપુરુષ તે પરમાત્મા જ છે. શાથી? દર્શન ક્રિયાના કર્મ તરીકે તેનું વર્ણન છે તેથી. **જીવ-ઘનથી**–કેવલ જીવના આધારરૂપ બ્રહ્મલોકથી–પર એવા પુરુષનું દર્શન તે ઈક્ષિતિ. તે ક્રિયાના કર્મ તરીકે (પરપુરુષનું) વર્ણન હોવાથી બન્ને–ધ્યાન અને ઈક્ષણ–ક્રિયાનો (પરમાત્મારૂપી) એક જ વિષય છે. ત્રણ માત્રા સુધી અપર બ્રહ્મનું નિરૂપણ કરીને શ્રુતિ આગળ પરબ્રહ્મનું નિરૂપણ કરે છે. તે પ્રમાણે જ આગળ આવેલા શ્લોકમાં "ત્રણ માત્રાઓ" (પ્રશ્ન ૫. ૬) ઇત્યાદિ કહેવામાં આવ્યું છે. અભિધ્યાનનું તો સાક્ષાત્કાર ફલ છે. તેથી ફલરૂપ જ્ઞાનનો વિષય હોવાથી પરપુરુષ પરમાત્મા જ છે. (પરબ્રહ્મનું દર્શન થતું નથી એવી) મન્દ અધિકારીની શંકા નિવૃત્ત કરવાને માટે જ આ સૂત્ર છે. અહીં સર્વસંકરવાદીઓનો–માયાવાદીઓનો–(વિષયવાક્યમાં આવેલા પ્રશ્નોપનિષદમાં **यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत, स तेजसि सूर्ये सम्पन्नः, स सामभिरुन्नीयते ब्रह्मलोकम्** એ પ્રમાણે) બીજા પ્રકારનો પાઠ જોવામાં આવે છે; તે ભ્રમને લીધે છે. તે પાઠ પ્રમાણે પણ વિચાર સરખો જ છે. ૧૩

---

# દહરાધિકરણ

## दहर उत्तरेभ्यः ।१।३।१४।

### દહર (આકાશ પરમાત્મા છે), આગળ જણાવેલા હેતુઓથી.

"હવે આ બ્રહ્મપુર–શરીર–ને વિષે જે દહર–અલ્પ–કમળના આકાર જેવું (હૃદયરૂપી) ઘર છે. એની અંદર અલ્પ આકાશ છે. તેને વિષે જે અંદર છે તેની શોધ કરવી જોઈએ. તેનું જ ખરેખર વિશેષ જ્ઞાન મેળવવું જોઈએ" (છા. ૮. ૧. ૧) ઇત્યાદિ શ્રવણ થાય છે.

તેમાં સંશય થાય છે કે જેની શોધ કરવાની છે તે જીવ છે કે બ્રહ્મ. જીવબ્રહ્મવાદ સંભવે છે કે નહિ એનો અહીં નિર્ણય કરવામાં આવે છે, કારણ કે શ્રુતિના અર્થનો નિર્ણય કરવાનો છે. વળી, જો **यदिदमस्मिन्** (છા. ૮. ૧. ૧.) આ વાક્યમાં ખરેખર રીતે જીવ જ બ્રહ્મ હોય તો શાસ્ત્રનું તાત્પર્ય પણ તેમાં–જીવમાં–જ આવે, અને જો એમ થાય તો આ અધિકરણનો આરંભ વ્યર્થ થઈ જાય. અને (માયાવાદીઓ માને છે તે પ્રમાણે જીવ જ બ્રહ્મ છે એમ શ્રુતિનું તાત્પર્ય હોય તો) એ જ વાક્ય શ્રુતિએ કહેલું હોવું જોઈએ. તેથી આ અધિકરણમાં સર્વસંકરવાદ–માયાવાદ–વગેરે વાદોનું નિરાકરણ મુખ્ય છે.

અહીં શું પ્રાપ્ત થયું?

(પૂર્વપક્ષ) દહર આકાશ જીવ છે. અહીં (એક દહરવિદ્યાનું પ્રકરણ અને બીજું ઇન્દ્ર-પ્રજાપતિના સંવાદનું પ્રકરણ એમ) બે અવાન્તર પ્રકરણો છે. તેમાં બીજા–પ્રજાપતિના–પ્રકરણમાં જીવ જ અમૃત, અભયરૂપે જણાય છે. વળી, બીજા પ્રકરણનો અર્થ પણ સ્પષ્ટ છે. તેથી પહેલા પ્રકરણમાં પણ જીવ જ અપહતપાપ્મત્વ વગેરે ધર્મવાળો હોવો જોઈએ. વળી, (બન્ને અવાન્તર પ્રકરણો ભિન્ન નથી તે સિદ્ધ કરવાને માટે) અર્થને અનુકૂલ થાય એવું પ્રમાણ દર્શાવવું જોઈએ, (અને તે આ પ્રમાણે છેઃ–**एष अपहतपाप्मा जीवः** એ શ્રુતિવાક્યમાં **एषः** એ પ્રમાણે પ્રયોગ હોવાથી અંગુલિવડે નિર્દેશ કરવામાં આવે છે, અને આ વાત જીવ વિષે જ સંભવી શકે છે.) આ જ જીવ બ્રહ્મ છે, કારણ કે "આ આત્મા બ્રહ્મ છે" (બૃ. ૪. ૪. ૫) એમ શ્રુતિ કહે છે. મૈત્રેયીબ્રાહ્મણ (બૃ. ૪. ૫) પણ તે જ પ્રકારે આ અર્થને મળતું

થશે. (બીજું પણ અર્થાનુગુણ્ય આ પ્રમાણે છે.) તેનું–બ્રહ્મનું–પુર એટલે શરીર. તેમાં સૂક્ષ્મ હૃદયકમલ છે. તેમાં આરાગ્રમાત્ર–આરાના અણીઆ જેટલો જ–જીવ જ આકાશ છે. જીવ તેમાં રહેલો હોવાથી આકાશ શબ્દ વડે તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

જેની શોધ કરવાની છે તે તો વાસનારૂપે બધું તેમાં રહેલું છે એ પ્રકારના એમાં રહેલા એના માહાત્મ્યની કરવાની છે. જો આ પ્રમાણે જીવનું વાસનારૂપી માહાત્મ્ય ન સ્વીકારીએ તો બન્ને સ્થળે–**यावान्** (છા. ૮. ૧. ૩) અને **तं चेद्ब्रूयुः** (છા. ૮. ૧. ૪) એ બે સ્થળે–કહેવામાં આવેલી જીવની સર્વરૂપતા વિરુદ્ધ થઈ જાય. **भूतानि** (છા. ૮. ૧. ૪) એટલે (આકાશાદિ) મહાભૂતો અથવા પુત્રાદિ. "**तं चेद्ब्रूयुः**"–(તેમને–આચાર્યને–શિષ્યો જો આ પ્રમાણે કહે)–(છા. ૮. ૧. ૪) ઇત્યાદિ વડે શ્રુતિ જીવની નિત્યતાનું પ્રતિપાદન કરીને "આ આત્મા" (છા. ૮. ૧. ૫) ઇત્યાદિ વડે તે જ જીવનું (ઉપાસનાને માટે) બ્રહ્મત્વ દર્શાવે છે, અને તેના વિષેના જ્ઞાનની પ્રશંસા કરે છે, અને "જેઓ અહીં" (છા. ૮. ૧. ૬) ઇત્યાદિ વડે પોતાના આત્મા વિષેનું જ્ઞાન જેણે મેળવ્યું છે તે માણસની કામસિદ્ધિ વર્ણવે છે. વળી, જે "દરરોજ જવું" (છા. ૮. ૩. ૨) વગેરે વિરુદ્ધ ધર્મો જણાય છે તે સ્વપ્ન, માયા, મનોરથ વગેરેમાં પોતાના અજ્ઞાનથી કલ્પેલા જે જીવો તેમના જ ગમન, આગમનને લક્ષીને–ઉદ્દેશીને–કહેવામાં આવ્યા છે, કારણ કે પોતાના જીવથી અન્ય બ્રહ્મ નથી. જીવનું લોકના આધાર તરીકે જે વર્ણન (છા. ૮. ૪. ૧ માં) કરવામાં આવ્યું છે તે પણ આ પ્રમાણે જ–અજ્ઞાનથી કલ્પિત જ–માનવું. (છા. ૮. ૪. ૩ માં વર્ણવેલું) બ્રહ્મચર્ય પણ તે અજ્ઞાનકલ્પિત અવિદ્વાન્ જીવનું સાધન છે (એમ માનવું.) "તે નાડી વડે ઉપર જઈને અમૃતત્વ પ્રાપ્ત કરે છે" (છા. ૮. ૬. ૬) એ યોગ પણ (તે જ પ્રકારે કલ્પિત જીવના સાધન તરીકે માનવો.) તેથી જીવ જ દહર છે.

(સિદ્ધાન્ત) આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે દહર પરમાત્મા છે, જીવ નથી. શાથી? **उत्तरेभ्यः**–આગળ ઉપર કહેવામાં આવનાર હેતુઓને લીધે. તે હેતુઓ પણ સાધવાના હોવાથી આ પ્રકારે–**उत्तरेभ्यः** એ પ્રમાણે–કહેવામાં આવ્યું છે. જીવ એટલે ભગવાનનો અંશ, ભગવાન્ જ નહિ, એમ "**अंशो नानाव्यपदेशात्**"–જીવ (બ્રહ્મનો) અંશ છે, કારણ કે સર્વ જીવો બ્રહ્મમાંથી નીકળે છે–(બ્ર. સૂ. ૨. ૩. ૪૩) એ સૂત્રમાં આગળ ઉપર કહેવામાં આવશે. વળી, બ્રહ્મ પણ જીવના જેટલું જ છે એમ નથી. આ પણ આગળ ઉપર "**अधिकं तु भेदनिर्देशात्**"–બ્રહ્મ જગત્ અને જીવથી અધિક છે, કારણ કે ભેદનું કથન છે–(બ્ર. સૂ. ૨. ૧. ૨૨) એ સૂત્રમાં કહેવામાં આવશે. તેથી આ પ્રકરણનું તાત્પર્ય જીવબ્રહ્મવિદ્યામાં નથી પણ બ્રહ્મનું નિરૂપણ કરવામાં જ છે. ૧૪

આગળ ઉપર જે હેતુઓ આપવાના છે તેમાંના બે હેતુઓ સૂત્રકાર આપે છે:–

## गतिशब्दाभ्यां तथा हि दृष्टं लिङ्गं च ।१।३।१५।

**(દહર આકાશ પરમાત્મા છે) કારણ કે ગતિ, બ્રહ્મલોકગમન, અને (ભગવદ્વાચક) શબ્દો છે. તે પ્રકારે જ–ગતિ અને શબ્દ–(ભગવાનમાં) ઘટે છે. (તે પ્રમાણે) જોવામાં આવે છે અને લિંગ પણ છે.**

**गतिशब्दाभ्याम्**, ગતિ અને શબ્દથી. ગતિ એટલે "આ પ્રમાણે જ આ બધી પ્રજા રોજ (સુષુપ્તિકાલમાં) બ્રહ્મલોક તરફ જાય છે, છતાં પણ તેને ઓળખતી નથી" (છા. ૮.

૩. ૨) એ શ્રુતિમાં જણાવેલું બ્રહ્મલોક તરફ ગમન. "આ આત્મા પાપથી રહિત છે, સત્ય-કામ, સત્યસંકલ્પ છે" (છા. ૮. ૧. ૫) એ પ્રમાણે કેવલ ભગવાનનો જ અર્થ બતાવનારા શબ્દો છે, અને 'બ્રહ્મલોક' શબ્દ પણ છે.

(શંકા) અરે ! આ શબ્દો તો જીવના જ વાચક છે, અને ગતિ મનોરથ, સ્વપ્ન અને માયાએ કલ્પેલા જીવોની જ છે એમ તો પહેલાં કહેવામાં આવ્યું છે.

(સમાધાન) આ શંકાનું નિરાકરણ કરવાને માટે સૂત્રકાર કહે છે કે **तथा हि.** તે પ્રકારે જ ગતિ અને શબ્દ ભગવાનમાં જ યુક્ત છે. 'અનૃત–અસત્ય–થી ઢંકાયલા' એમ તે જીવોનું વિશેષણ છે; અર્થાત્ તે જીવો અજ્ઞાનથી આવેષ્ટિત છે, નહિ કે અજ્ઞાનથી કલ્પાએલા છે, કારણ કે તે જ પ્રકારે જોવામાં આવે છે. મેં કાંઈ જાણ્યું નહિ એમ બધાય કહે છે. વળી, ગમન કરનાર જીવનો અભાવ પણ નથી, કારણ કે (તેમ માનવામાં) શાસ્ત્ર વ્યર્થ થઈ જાય. વળી, આત્મનાશ એ પુરુષાર્થ નથી, અને (જો જીવ જ બ્રહ્મ હોય તો **आत्मानमनुविद्य** એ વાક્યમાં) કર્મ અને કર્તાનો વિરોધ આવે છે. વળી, અપહતપાપ્મત્વ–પાપથી મુક્ત રહેવું તે–(અને સત્યકામ, સત્યસંકલ્પ વગેરે) ધર્મ પણ જીવમાં સંભવતો નથી, કારણ કે જીવમાં અપહતપાપ્મત્વાદિથી વિરુદ્ધ પાપીપણું, અસત્યકામ, અસત્યસંકલ્પ વગેરે ધર્મો અનુભવ-સિદ્ધ છે. ભગવાનમાં તો હમણાં પણ અપહતપાપ્મત્વ વગેરે ધર્મોનો અનુભવ થાય છે, કારણ કે ધ્યાન અને ધારણામાં આ વાત અનુભવસિદ્ધ છે. પૃથ્વી અને તાવડીની માફક જ જીવ અને બ્રહ્મનો વિભાગ છે, નહિ કે અજ્ઞાનને લીધે.

તે આ પ્રમાણે. અજ્ઞાન એ ચૈતન્યમાં રહેલી તેની અનાદિ શક્તિ છે, કે સાંખ્યમતમાં છે તે પ્રમાણે ચૈતન્યથી બહાર રહેલું છે ? બીજો વિકલ્પ સ્વીકારી શકાય એમ નથી, કારણ કે જો અજ્ઞાન ચૈતન્યથી બહાર રહેલું હોય તો (પ્રથમાધ્યાયના ચતુર્થ પાદમાં કરવામાં આવેલા) સાંખ્યમતના ખંડનથી જ આ વિકલ્પનું ખંડન થઈ જાય છે. (હવે પ્રથમ વિકલ્પ જો સ્વીકાર-વામાં આવે તો) ચૈતન્યની અંદર રહેલી અજ્ઞાન નામની શક્તિ ચૈતન્યના સ્વરૂપનો વિરોધ ન કરી શકે અને તેથી તે સ્વરૂપનો વિભાગ કરી શકે નહિ. (જો અજ્ઞાન ચૈતન્યના સ્વરૂપનો પણ વિરોધ કરે તો તે, જીવોની માફક, બ્રહ્મને પણ વ્યાપીને તેને જીવ જેવું બનાવી દે, અને તેમ થાય તો ચૈતન્યની અજ્ઞાનરૂપી શક્તિના) ચૈતન્યસ્વરૂપરૂપી આશ્રયના નાશનો પ્રસંગ ઉપસ્થિત થાય, (અને તેમ થવાથી અજ્ઞાન એ બ્રહ્મની શક્તિ છે એ પ્રતિજ્ઞાનો પણ ભંગ થાય.) (અજ્ઞાન ત્રિગુણાત્મક છે, અને તે શુદ્ધ સત્ત્વ વડે ઈશ્વરની ઉપાધિ બને છે અને મિશ્ર સત્ત્વ વડે જીવની ઉપાધિ બને છે, એમ બ્રહ્મસ્વરૂપના અવિરોધ અને વિરોધથી ઈશ્વર અને જીવનો વિભાગ સાધી શકે છે એમ જો કલ્પના કરવામાં આવે તો) તે કલ્પના અયોગ્ય છે, કારણ કે તે અપ્રામાણિક છે, (કારણ કે શ્રુતિમાં તે પ્રમાણે કહેવામાં આવ્યું નથી.) વળી, (લોકમાં અને શાસ્ત્રમાં) કુઠાર વગેરેની માફક સ્વરૂપથી બાહ્ય પદાર્થ જ ભેદ કરી શકે છે. જેમ વાયુ શરીરની અંદર રહેલો છે છતાં પણ તે ભેદક છે તેમ ચૈતન્યની અંદર રહેલી અજ્ઞાનરૂપી શક્તિ જીવબ્રહ્મનો ભેદ કરી શકશે નહિ, કારણ કે (વાયુ બ્રહ્માણ્ડની શક્તિ નથી, જ્યારે) અજ્ઞાન બ્રહ્મની શક્તિ છે, (અને આ પ્રમાણે વાયુનો દષ્ટાન્ત વિષમ હોવાથી નિરર્થક છે.)

વળી, બ્રહ્મવાદ ઉપર આ શો પ્રદ્વેષ કે જેથી મિથ્યાવાદની પરિકલ્પના કરવામાં આવે છે ? પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જગતમાં બ્રહ્મત્વનું જ્ઞાન થતું નથી તેથી બ્રહ્મવાદ ન સ્વીકારતાં

મિથ્યાવાદ સ્વીકારવામાં આવે છે—આ પ્રમાણે જો પૂર્વપક્ષી કહે તો અમે તેના જવાબમાં કહીએ છીએ કે મિથ્યાવાદ કલ્પવાનો મત ધોળો શંખ પીળો જણાય તેના જેવો છે; (અર્થાત્ તે મત અયોગ્ય છે.) જેમ ખાંડ ખાવાથી (પિત્તનો નાશ થતાં શંખમાં જણાતી) પીળાશ દૂર થાય છે તેમ બ્રહ્મને જાણનારા સત્પુરુષોના સમાગમથી જગતમાં બ્રહ્મ નથી દેખાતું એ પ્રકારનું અજ્ઞાન દૂર થઈ જશે. ખરેખર, સર્વજ્ઞ વેદવ્યાસે ભવિષ્યમાં પ્રકટ થનારા મિથ્યાવાદનું ખણ્ડન કરવાને માટે આ અધિકરણનો આરમ્ભ કર્યો છે. આ પ્રમાણે જીવોનું જ અજ્ઞાન અને બ્રહ્મનું સર્વજ્ઞત્વ જોવામાં આવે છે, તેથી 'ગતિ' અને 'શબ્દ' બ્રહ્મવિષયક જ છે, જીવ-વિષયક નથી.

વળી, ('ગતિ' અને 'શબ્દ' બ્રહ્મ વિષે જ છે એ વાતનું સમર્થન કરનારૂં) શબ્દ-સામર્થ્યરૂપી લિંગ પણ છે. (તેમાં 'ગતિ'નું લિંગ આ પ્રમાણે છેઃ-) "જેવી રીતે લોકમાં સેવા વગેરે કર્મથી પ્રાપ્ત થએલો ભોગ્ય પદાર્થ નાશ પામે છે તેવી જ રીતે પરલોકમાં અગ્નિ-હોત્ર વગેરે પુણ્યકર્મથી પ્રાપ્ત થએલું સ્વર્ગ પણ નાશ પામે છે" (છા. ૮. ૧. ૬). (જો આ પ્રકરણમાં જીવ એ જ બ્રહ્મ હોય તો) તે જીવને પોતાનું અજ્ઞાન સંભવે નહિ. (જીવનું આ અજ્ઞાન સિદ્ધ કરે છે કે બ્રહ્મ જીવથી ભિન્ન છે. આ પ્રમાણે આ અજ્ઞાન 'ગતિ બ્રહ્મવિષયક છે' એ વાતનું સમર્થન કરનારૂં લિંગ બને છે.) વળી, (જો બ્રહ્મલોકમાં જનારા જીવો મનો-રથ વગેરેથી કલ્પિત હોય તો અજ્ઞાનીની માફક બ્રહ્મલોકમાં જનારા જ્ઞાનીઓ પણ મિથ્યા થઈ જાય, અને તેથી સર્વ લોકમાં પોતાની ઇચ્છા પ્રમાણે સ્વતંત્રતાથી ફરવારૂપી) હિતકાર્ય પણ નહિ થઈ શકે. (અર્થાત્ સર્વલોકમાં હરવાફરવારૂપી આ હિતકાર્ય સ્પષ્ટ દર્શાવે છે કે ગતિ કરનારા જીવો સત્ય છે, મિથ્યા નથી, અને બ્રહ્મ જીવથી ભિન્ન છે. તેથી આ હિતકરણ પણ 'બ્રહ્મ જીવથી ભિન્ન છે' એ વાતનું સમર્થન કરનારૂં લિંગ બને છે.) જ્ઞાનથી (અજ્ઞાનનો નાશ થતાં જીવનું કલ્પિતરૂપ જતું રહે એટલે) પોતાનું સામર્થ્ય પ્રકટ થશે, (અને તે રીતે બ્રહ્મથી અભિન્ન એવા જીવમાં હિતનો ઉપયોગ થશે)—આ પ્રમાણે કહેવું નહિ, કારણ કે એમ કહેવાથી [**अनुविद्य व्रजन्ति**—આત્માને જાણીને જે જીવો જાય છે, મૃત્યુ પામે છે, (છા. ૮. ૧. ૬) એ શ્રુતિમાં જણાવેલા ગમનનો] વિરોધ થાય છે, કારણ કે જ્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે પણ (જીવનું) કર્તૃત્વ રહે છે એમ વિપ્લવવાદી (શાંકરો) સ્વીકારતા નથી.

(હવે ભાષ્યકાર 'શબ્દ' બ્રહ્મવિષયક છે એ વાતનું સમર્થન કરનારૂં લિંગ વર્ણવે છે.) (જીવ એ બ્રહ્મથી અભિન્ન છે એ) કલ્પના પણ શ્રુતિથી વિરુદ્ધ છે, કારણ કે 'હું બ્રહ્મ છું' (બૃ. ૧. ૪. ૧૦) એમ જાણ્યા પછી જ જીવ સર્વરૂપે થાય છે એમ શ્રુતિ કહે છે. (અર્થાત્ જો જીવ બ્રહ્મથી અભિન્ન હોય તો 'બ્રહ્મ સર્વરૂપે થાય છે' એ વાત શ્રુતિમાં પહેલાં કહેવામાં આવેલી હોવાથી, 'જીવ સર્વરૂપે થાય છે' એમ ફરીથી કહેવાની જરૂર ન રહેત; પણ આ પ્રમાણે ફરીથી કહેવામાં આવેલું હોવાથી સિદ્ધ થાય છે કે જીવ બ્રહ્મથી ભિન્ન છે.) 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે જીવને જે જ્ઞાન થાય છે તે તે જીવની સર્વજ્ઞતા દર્શાવનારૂં લિંગ છે. 'સર્વજ્ઞતા'—જ્ઞાન—એ ગુણ ખરેખર ભગવાનનો જ છે, અને તે 'ભગ' શબ્દથી જણાતા છ ગુણોમાંનો એક ગુણ છે. આ ગુણ જો ભગવાનની કૃપાથી જીવમાં આવે તો ભગવાનની માફક જીવનું પણ માહાત્મ્ય થાય. (અર્થાત્ સર્વલોકમાં સ્વતંત્રતા, સત્યસંકલ્પ વગેરે માહાત્મ્ય પણ ભગ-વાને આપેલું ઐશ્વર્ય જ છે, અને તેથી તે જીવથી બ્રહ્મ ભિન્ન છે એ વાતનું સમર્થન કરનારૂં લિંગ છે. આ પ્રમાણે અપહતપાપ્મત્વ વગેરે શબ્દ પણ સિદ્ધ કરે છે કે જીવ બ્રહ્મથી ભિન્ન છે.)

તેથી લિંગથી પણ ‘ગતિ’ અને ‘શબ્દ’ બ્રહ્મ વિષેના છે. સૂત્રમાં આવેલો चकार એમ દર્શાવે છે કે “તે પરમાત્માને જ જાણીને મૃત્યુને ઓળંગી જાય છે: મોક્ષને માટે (બ્રહ્મજ્ઞાન વિના) બીજો માર્ગ નથી” (શ્વે. ૩. ૮) એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે જીવનું બ્રહ્મ તરીકે જ્ઞાન મોક્ષ આપી શકતું નથી, પણ બ્રહ્મનું જ, આત્મા તરીકે પણ, જ્ઞાન મોક્ષ આપી શકે છે. (આ પ્રમાણે દર્શન અને લિંગ એ બેથી સમર્થિત થએલા ‘ગતિ’ અને ‘શબ્દ’ એ) બે હેતુઓથી સિદ્ધ થાય છે કે દહર પરમાત્મા છે. ૧૫

સૂત્રકાર બીજો હેતુ આપે છે કે

## धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ।१।३।१६।

**(સર્વ લોકને પરમાત્મા) ધારણ કરે છે તેથી, અને આ તેનો મહિમા છે તેથી; (સ્વર્ગ, પૃથ્વી વગેરે એક જ વસ્તુ અંદર અને બહાર જોવામાં આવે છે એ વિરુદ્ધ નથી, કારણ કે વિરુદ્ધધર્મોના આશ્રયરૂપી) માહાત્મ્ય ભગવાનમાં જ જોવામાં આવે છે.**

“હવે જે આત્મા છે તે, આ લોક સેળભેળ ન થઈ જાય તે માટે, તેઓનો સેતુ છે, તેમને (પૃથક્ પૃથક્) ધારણ કરનાર છે” (છા. ૮. ૪. ૧) એ શ્રુતિમાં પરમાત્માને લોકોના ધારણ કરનાર તરીકે વર્ણવવામાં આવ્યા છે, તેથી (દહર પરમાત્મા છે.) બધા લોકને ધારણ કરવાનું કાર્ય, ખરેખર, બ્રહ્મ વિના બીજાને સંભવતું નથી. સૂત્રમાં આવેલો चकार એમ દર્શાવે છે કે પરમાત્મા જગતનો સેતુ પણ છે.

“તે શોધવાયોગ્ય છે, તે સારી રીતે જાણવાયોગ્ય છે” (છા. ૮. ૧. ૧) એ શ્રુતિમાં લોકને ધારણ કરવાનું કાર્ય (પરમાત્માના) માહાત્મ્યરૂપ હોવાથી, તેને જ (શોધવાની અને જાણવાની ક્રિયાના) કર્મ તરીકે વર્ણવવામાં આવ્યું છે એમ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **महिम्नः**, મહિમા છે તેથી. આ મહિમા પુરુષનો–પરમાત્માનો–છે. (લોકને ધારણ કરવું વગેરે ક્રિયા) પરમાત્મામાં વાસનારૂપે–ભ્રમથી–રહેલી નથી, કારણ કે ભ્રમાત્મક જ્ઞાન એ સંસારી જીવોનો ધર્મ હોવાથી માહાત્મ્યરૂપ બની શકતું નથી; (અને પુરુષસૂક્ત વગેરેમાં તો પરમાત્માના માહાત્મ્યનો સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી લોકને ધારણ કરવાનું કાર્ય એ પરમાત્માનું જ માહાત્મ્ય છે.) એક જ પદાર્થ–સ્વર્ગ, પૃથ્વી વગેરે–(દહરની) અંદર અને બહાર એમ બે સ્થળે જે જોવામાં આવે છે તે વિરુદ્ધ છે એમ શંકા કરવી નહિ, એમ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **अस्य अस्मिन् उपलब्धेः**. **अस्य** આનું–આ પ્રકારના વિરુદ્ધ ધર્મોના આશ્રયરૂપી માહાત્મ્યનું–**अस्मिन्** આમાં–ભગવાનમાં જ–(શબ્દથી અને પ્રત્યક્ષથી) દર્શન થાય છે. “પરમાત્મા આકાશથી મોટા છે” (છા. ૩. ૧૪. ૩), “જેટલું આ આકાશ છે તેટલા પરમાત્મા છે” (છા. ૮. ૧. ૩), “પરમાત્મા અણુ છે, સ્થૂલ છે” (કઠ. ૨. ૨૦)ઇત્યાદિ શ્રુતિઓ દર્શાવે છે કે પરમાત્મા વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે. (વળી, આ બાબતમાં પ્રત્યક્ષ પ્રમાણ પણ છે એમ જણાવતાં ભાષ્યકાર કહે છે કે) યશોદા વગેરે બહાર રહેલું જગત્ પણ (કૃષ્ણના મુખની) અંદર જુવે છે. આવા પ્રકારનો–વિરુદ્ધ ધર્મોનો આશ્રયભૂત–તો જીવ હોઈ શકે નહિ. તેથી બ્રહ્મ જ દહર છે. ૧૬

## प्रसिद्धेश्च ।१।३।१७।

## અને પ્રસિદ્ધ છે તેથી.

'આકાશ' શબ્દનો અર્થ પરમાત્મા છે એમ પ્રસિદ્ધ છે. અપહતપાપ્મત્વ-પાપમાંથી મુક્ત રહેવું તે-વગેરે ધર્મો પણ પરમાત્માના ધર્મો તરીકે જ પ્રસિદ્ધ છે. વધારે શું કહેવું ? તે પ્રકરણમાં કહેલા બધાય ધર્મો ભગવાનના જ ધર્મો તરીકે પ્રસિદ્ધ છે; તે ધર્મોની પ્રસિદ્ધિ જીવમાં સંભવતી નથી. આથી પણ ભગવાન્ જ દહર છે એમ સિદ્ધ થાય છે. સૂત્રમાં આવેલો **च**કાર એમ સૂચવે છે કે (દહર એ જીવથી ભિન્ન પરમાત્મા છે એમ સિદ્ધ કરીને) વિધિપ્રકારે આ અધિકરણ સમાપ્ત થયું. ૧૭

હવે સૂત્રકાર (ચાર સૂત્રો વડે) બ્રહ્મથી અન્ય-જીવ-દહર નથી એમ નિષેધપ્રકારે ફરીથી વિચાર કરે છે.

## इतरपरामर्शात्स इति चेन्नासम्भवात् ।१।३।१८।

## (તે પ્રકરણમાં) જીવનો ઉલ્લેખ હોવાથી (દહર) તે છે; એમ જો કહેવામાં આવે તો ના, અસંભવ છે તેથી.

(શંકા) અરે! બ્રહ્મ આ પ્રકારનું છે, જીવ આ પ્રકારનો નથી, એ પ્રમાણે કોઈ પણ સ્થળે સિદ્ધ થયું નથી, કારણ કે બ્રહ્મવાદમાં બ્રહ્મ અને જીવ એ બન્નેનું સ્વરૂપ એકલી શ્રુતિથી જ સમજવાનું છે. તેથી જેમ સર્વત્ર બ્રહ્મના અસાધારણ ધર્મો જોવાથી તે તે પ્રકરણો બ્રહ્મનાં છે એમ નિશ્ચય કરવામાં આવે છે, તેમ અહીં પણ જીવના અસાધારણ ધર્મો જોવામાં આવવાથી આ જીવનું પ્રકરણ છે એમ નિર્ણય કરવામાં કેમ નથી આવતો ?

(આ પ્રકરણ જીવનું છે) એમ નિશ્ચય કરવામાં આવે તો "આકાશની તુલ્ય છે" ઇત્યાદિ ધર્મો જીવના જ થશે, બીજાના નહિ; આ અભિપ્રાયથી પૂર્વપક્ષ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **इतरपरामर्शात् सः.** **इतर** એટલે બ્રહ્મથી બીજો-જીવ-; તેનો **परामर्श**, ઉલ્લેખ. જ્યારે (પ્રકરણમાં) સન્દેહ થાય ત્યારે આરમ્ભ, અન્ત અને મધ્યમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો હોય તેના વડે નિર્ણય કરવો જોઈએ. ઉપનિષદના આ પ્રકરણમાં આરંભમાં "આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરનાર સર્વ કામોનો ભોગ કરે છે" (છા. ૮. ૧. ૬) એમ કહીને, મધ્યમાં "હવે, જે આ જીવ આ શરીરમાંથી નીકળી, પરજ્યોતિને પહોંચી, પોતાના રૂપને પામે છે: એ આત્મા; એ અમૃત, અભય; એ બ્રહ્મ; એમ એણે કહ્યું" (છા. ૮. ૩. ૪) એમ કહીને આગળ "હવે, જે આત્મા તે સેતુ" (છા. ૮. ૪. ૧) એ પ્રમાણે શ્રુતિ કહે છે. તેમાં 'સમ્પ્રસાદ'નો અર્થ સુષુપ્તિ છે, અને તે જીવની અવસ્થા છે. સુષુપ્તિમાં બ્રહ્મના સંબંધને લીધે જીવ પોતાના જ રૂપને પામે છે એમ કહેવામાં આવેલું હોવાથી જીવ જ તે પ્રકારનો છે એમ જણાય છે. અહીં પરમાત્માને આ ધર્મ સંભવતો નથી. આથી બધુંય પ્રકરણ જીવમાં ઘટી શકશે; એટલે **सः** તે-જીવ-જ પ્રકરણનો અર્થ છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે ના. જીવ પ્રકરણનો અર્થ નથી, કારણ કે બ્રહ્મની વિરુદ્ધ જે ધર્મો છે તે ધર્મોથી જ સર્વત્ર જીવનો નિશ્ચય થાય છે. બ્રહ્મ અને જીવ એ બે જો એકરૂપ જ હોય તો બ્રહ્મ અને જીવ એ બે પ્રકારો જ ન થાય; અને "ઋતનું પાન કરનારા બે" (કઠ. ૩. ૧) ઇત્યાદિ શ્રુતિવાક્યોનો વિરોધ પ્રાપ્ત

થાય. તેથી જીવ પ્રકરણનો અર્થ નથી એ અભિપ્રાયથી સૂત્રકાર કહે છે કે **असम्भवात्**, અસમ્ભવ છે તેથી. ખરેખર !, (હૃદયમાં રહેલા) જીવમાં જગતના આધાર થવું વગેરે ધર્મ સમ્ભવતો નથી. એકલા ઉલ્લેખથી જ સર્વ ઉપનિષદોથી વિરુદ્ધ કલ્પવું શક્ય નથી. આ ઉલ્લેખનું પ્રયોજન બીજું છે એમ આગળ ઉપર (બ્ર. સૂ. ૧. ૩. ૨૦ માં) સૂત્રકાર કહેશે. તેથી દહર જીવ થઈ શકતું નથી. વાક્યનો અર્થ જે પ્રકારે ઘટી શકે તે પ્રકાર આગળ (બ્ર. સૂ. ૧. ૩. ૧૯ માં) કહેવામાં આવશે. બ્રહ્મ તો એક જ છે, બે પ્રકારનું–અવસ્થાના ભેદથી ભિન્ન–નથી. ૧૮

## उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु ।१।३।१९।

**પછીના (ઇન્દ્રપ્રજાપતિના પ્રકરણથી) (દહર જીવ છે) એમ જો કહો તો (ત્યાં) જેનામાં (બ્રહ્મનું) સ્વરૂપ પ્રકટ થએલું છે તે છે, (જીવ નથી.)**

(પૂર્વપક્ષ) પછીના પ્રજાપતિના પ્રકરણને (છા. ૮. ૭. ૧૨) લીધે (અહીં પણ દહર જીવ જ છે.) તે (ઇન્દ્ર પ્રજાપતિના) પ્રકરણમાં મનોરૂપ દિવ્ય ચક્ષુમાં જણાતો જીવ જ 'અમૃત' અને 'અભય' એ પ્રમાણે વર્ણવવામાં આવેલો છે. (પછી) તે જ જીવ જળના કુંડામાં જાગ્રદવસ્થાનો સાક્ષી છે, પછી તે જ જીવ સ્વપ્નાવસ્થાનો સાક્ષી છે, અને પછી તે જ જીવ સુષુપ્તિ અવસ્થાનો સાક્ષી છે એમ વર્ણન કરીને, સર્વત્ર તે જીવ અમૃતરૂપ જ છે એમ વર્ણન કરીને, આ બધી (જાગ્રત્ વગેરે) અવસ્થાઓ વાસ્તવિક નથી એમ કહીને, સમાધિ અવસ્થામાં મનમાં તે જ જીવને 'અમૃત', 'અશરીર' એ પ્રમાણે શ્રુતિ વર્ણવે છે. આથી જીવ પણ વાસ્તવિક રીતે અમૃત, અભય, અપહતપાપ્મજ છે, (અને તેથી બ્રહ્માત્મક જ છે એમ પછીના ઇન્દ્ર પ્રજાપતિના પ્રકરણમાં સિદ્ધ થાય છે); તેથી આપણા ચાલતા પ્રકરણમાં પણ ઉલ્લેખ હોવાથી તે બ્રહ્માભિન્ન જીવ જ પ્રકરણનો અર્થ છે (અને તેથી બ્રહ્માભિન્ન જીવ જ દહર છે.)

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષી શંકા કરે તો સૂત્રકાર **तु** શબ્દ વડે તે શંકાનો પરિહાર કરે છે. સૂત્રકાર પૂર્વપક્ષીએ જણાવેલા મતનું–ઉત્તરપ્રકરણ જીવનું છે એ મતનું–દૂષણ દર્શાવતા નથી, પરંતુ ત્યાં બીજું કાંઈ કારણ છે એમ દર્શાવે છે; તેથી સૂત્રમાં **न**કારનો પ્રયોગ કરવામાં આવ્યો નથી, (પણ **तु**કારનો પ્રયોગ કરવામાં આવ્યો છે.) આ કારણ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **आविर्भूतस्वरूपः**, જેનામાં બ્રહ્મનું સ્વરૂપ પ્રકટ થએલું છે તે જીવ. સુષુપ્તિ અવસ્થામાં અને બ્રહ્મસંપત્તિરૂપ મોક્ષની અવસ્થામાં જીવમાં ભગવાનનો આવિર્ભાવ થાય છે. જેમ નૃસિંહના ઉપાસકમાં નૃસિંહનો આવિર્ભાવ થાય છે તેમ બ્રહ્મનો ઉપદેશ કરતી વખતે ઉપદેશ કરનારની અન્દર ભગવાનનો આવિર્ભાવ થાય છે, તેથી (બ્રહ્મને જાણનાર) પ્રજાપતિ (બ્રહ્મનો ઉપદેશ કરતી વખતે) સર્વત્ર પોતાના આત્માને (અમૃત, અભયરૂપ) જોતા હતા એટલે તેમણે ઇન્દ્રને પણ (આત્મા અમૃત છે, અભય છે) એ જ પ્રકારે ઉપદેશ આપ્યો; (વસ્તુતઃ જીવ તે પ્રકારનો નથી.) (પ્રજાપતિનામાં બ્રહ્મનો ઉપદેશ કરતી વખતે બ્રહ્મનો આવિર્ભાવ થયો અને તે દૃષ્ટિએ તેમણે ઇન્દ્રને ઉપદેશ આપ્યો) એમ જો ન માનીએ તો પ્રતિબિમ્બ અને શરીરને વિષે 'અમૃત', 'અભય' એ પ્રજાપતિનાં વચનો મિથ્યા થઈ જાય. ઇન્દ્રમાં તો બ્રહ્મનો આવિર્ભાવ ન થએલો હોવાથી પ્રજાપતિથી દૂર જતાં તે (પ્રજાપતિના ઉપદેશમાં) વિપરીત જુવે છે. તેથી (પોતાનાથી દૂર જતાં ઇન્દ્રને વિપરીત બુદ્ધિ થાય છે) એટલા જ દોષને દૂર કરવાને માટે પ્રજાપતિ સ્વપ્ન વગેરેમાં 'આત્મા દેહ વગેરેથી

વિલક્ષણ છે' એ પ્રમાણે ઇન્દ્રને ઉપદેશ આપે છે. તે જ પ્રમાણે આપણા ચાલતા પ્રકરણમાં (છા. ૮. ૧. ૬) પણ છે. સુષુપ્તિ અવસ્થામાં ભગવાનનો આવિર્ભાવ થવાથી જીવ પોતાના રૂપને પામે છે એ પ્રમાણે વચન છે. તેથી બન્નેય પ્રકરણો (છા. ૮. ૧. ૬ અને છા. ૮. ૭. ૧૨) ભગવાનનાં જ પ્રકરણો છે. આ પ્રમાણે બીજે સ્થળે પણ ભગવદ્ધર્મોનાં વચનો ભગવાનના આવેશથી કહેવામાં આવેલાં છે એમ સમજવું. તેથી દહર પરમાત્મા જ છે. ૧૯

## अन्यार्थश्च परामर्शः ।१।३।२०।

### (જીવના તે) ઉલ્લેખનું પ્રયોજન બીજું છે.

અન્ય જ અર્થ–પ્રયોજન–છે જેનું તે અન્યાર્થ. (આ પ્રયોજન દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) "તેથી તે **યમ્** છે; આ પ્રમાણે જાણનાર રોજને રોજ, ખરેખર, સ્વર્ગે જાય છે, (અર્થાત્ બ્રહ્મસુખ પ્રાપ્ત કરે છે.)" (છા. ૮. ૩. ૫) આ પ્રમાણે શ્રુતિ કહે છે. અર્થાત્ જીવને આ પ્રમાણે જ્ઞાન થતાં, ખરેખર, બ્રહ્મસુખરૂપી ફલ મળે છે; (અને આ ફલના સાધનભૂત) બ્રહ્મજ્ઞાનની જરૂર હોવાથી (બ્રહ્મજ્ઞાન મેળવવામાં 'અમૃત' એવા જીવના જ્ઞાનનો ઉપયોગ થાય. (બ્રહ્મ મર્ત્ય શરીર અને અમૃત જીવ એ બેનું યમન કરે છે. જ્યાં સુધી શરીર અને જીવ બેના સ્વરૂપનું જ્ઞાન ન થાય ત્યાં સુધી એ બેને પોતાની સત્તામાં રાખનાર બ્રહ્મનું પણ જ્ઞાન થઈ શકે નહિ. તેથી જીવના સ્વરૂપનું જ્ઞાન બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં ઉપયોગી છે એમ તાત્પર્ય છે.) વળી, ભગવાનનો જ્ઞાનદશામાં આવિર્ભાવ થાય છે એમ સૂત્રમાં આવેલા **च**કારનો અર્થ છે. વળી, બ્રહ્મસંપત્તિમાં ભગવાનનો આવેશ થાય છે એમ દર્શાવવાને માટે સૂત્રકાર ચતુર્થાધ્યાયમાં "કારણ કે સુષુપ્તિ અને બ્રહ્મસમ્પત્તિરૂપ મોક્ષ એ બેમાંથી એકના વિષે ભગવાનનું પ્રાકટ્ય થાય છે" (બ્ર. સૂ. ૪. ૪. ૧૬) એ સૂત્ર કહેશે.

(આ પ્રમાણે આ પ્રકરણમાં આવેલા જીવના ઉલ્લેખનું પ્રયોજન બ્રહ્મસુખરૂપી ફલને માટે સ્વરૂપયોગ્યતા અને બ્રહ્મસંપત્તિમાં ભગવાનનો આવેશ થાય છે એ દર્શાવવાનું છે.) તેથી જીવના આ ઉલ્લેખથી પ્રકરણ જીવનું છે અને જીવ જ બ્રહ્મ છે એ પ્રમાણે કલ્પના કરવી નહિ. ૨૦

## अल्पश्रुतेरिति चेत्तदुक्तम् ।१।३।२१।

### અલ્પનું શ્રવણ છે માટે (દહર જીવ છે) એમ જો કહો તો એનો ઉત્તર કહેવાઈ ગયો છે.

(શંકા) અરે! આ પ્રકરણ જીવમાં ઘટે છે તેથી અમે જીવનું પ્રકરણ છે એમ કલ્પના કરતા નથી, પરંતુ આ પ્રકરણનો અર્થ બ્રહ્મમાં ઘટતો નથી (તેથી જીવનું પ્રકરણ છે એમ માનવું પડે છે), કારણ કે શ્રુતિમાં અલ્પનું શ્રવણ થાય છે. અલ્પ કમલમાં ભગવાન્ ખરેખર શી રીતે રહી શકે? કારણ કે ભગવાન્ વ્યાપક છે એમ "જેટલું આ આકાશ" (છા. ૮. ૧. ૩) એ શ્રુતિ કહે છે. તેથી વિરોધ દૂર કરવાને માટે આરાની અણી જેટલો જીવ જ અલ્પ કમલમાં છો રહે એમ કલ્પના કરવામાં આવે છે.

(સમાધાન) આ પ્રમાણે જો પૂર્વપક્ષી કહે તો પછી તમે પૂર્વપક્ષી સારી રીતે વિચાર કરનારા હોવાથી અમારા જ છો. પણ આ શંકાનું સમાધાન "(હૃદયમાં જ) સાક્ષાત્કાર થાય છે અને આકાશની માફક આમ (વ્રીહિ ઇત્યાદિની સરખામણી) છે" (બ્ર. સૂ. ૧. ૨. ૭) એ

સૂત્રમાં પહેલાં જ કહેવામાં આવ્યું છે. તે ભૂલી જવું જોઈએ નહિ. સર્વભવનસમર્થ બ્રહ્મમાં **વિરોધની** શંકા કરવી નહિ. તેમ ("ભક્ષણની ઇચ્છાથી રહિત, પીવાની ઇચ્છાથી રહિત ઇત્યાદિ"–છા. ૮. ૧. ૧૫–ધર્મોથી સૂચિત થતું) પુરુષશરીર (ભગવાનમાં વિરુદ્ધ છે એમ પણ શંકા કરવી નહિ), કારણ કે "સાંખ્ય અને યોગમાં કુશલ એવા બુદ્ધિમાન્ લોકો પુરુષ-શરીરમાં સર્વશક્તિસહિત મને સ્પષ્ટ રીતે જુવે છે" (ભાગ. ૧૧. ૭. ૨૧) એ પ્રમાણે ભગવાનનું વાકય છે. તેથી ભગવાન્ જ દહર છે એમ સિદ્ધ થયું. ૨૧

---

# અનુકૃત્યધિકરણ

## अनुकृतेस्तस्य च ।१।३।२२।

### વળી તેનું–ભગવાનનું–અનુકરણ કરવાને માટે (સૂર્ય વગેરે પ્રકાશતા નથી એમ કહેવામાં આવ્યું છે.)

(છાન્દોગ્યોપનિષદમાં આવેલા) દહરવાકયની વિરુદ્ધ (કઠ વગેરે ઉપનિષદમાં આવેલા) **વાક્યની** આશંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

"તેમાં સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર અને તારા પ્રકાશતા નથી, આ વિજળીઓ પ્રકાશતી **નથી;** તો પછી આ અગ્નિ ક્યાંથી પ્રકાશે? બ્રહ્મ પ્રકાશે છે, અને તેની પાછળ જ તે સર્વ પ્રકાશે **છે.** તે બ્રહ્મના પ્રકાશ વડે આ સર્વ પ્રકાશે છે." (કઠ. ૫. ૧૫; મુણ્ડ. ૨. ૨. ૧૦; શ્વે. ૬. ૧૪) **એ પ્રમાણે** કઠોપનિષદની (પાંચમી) વલ્લીમાં તથા બીજાં ઉપનિષદોમાં શ્રવણ થાય છે. (ઉપનિષદના આ પ્રકરણમાં આવેલા) **यत्** અને **तत्** એ બે શબ્દો એક જ અર્થનું પ્રતિપાદન કરે છે અને પ્રકરણથી બ્રહ્મનું વર્ણન કરે છે એમ જણાય છે. પણ તેમાં **અર્થની** દૃષ્ટિએ સંદેહ થાય છે. "જેમાં સ્વર્ગ" (મુણ્ડ. ૨. ૨. ૫) એ વાકયમાં સૂર્ય વગેરેનો આધાર બ્રહ્મ છે, (અર્થાત્ સૂર્ય વગેરે બ્રહ્મમાં રહેલા છે), એમ કહેવામાં આવેલું છે, જ્યારે આ વિષયવાક્યના પૂર્વાર્ધમાં 'સૂર્ય વગેરે બ્રહ્મમાં જણાતા નથી' એમ કહેવામાં આવેલું છે; (તેથી સન્દેહ થાય છે.) જ્યાં જે વસ્તુ હંમેશાં રહેવી જોઈએ ત્યાં તે વસ્તુ જો ન જણાય તો પછી તે કયાં ભાસે? આ પ્રમાણે શંકા થતાં જો (**तमेव भान्तमनु-भाति सर्वम्** એ શ્રુતિવાકયમાં **तम्** ને) કર્મ તરીકે માનવામાં આવે તો શ્રુતિનો બાધ થાય, (કારણ કે **अनुभाति**માં **भा** ધાતુ અકર્મક છે એટલે તેને કર્મ હોઈ શકે નહિ, અને બ્રહ્મ પોતે સ્વયંપ્રકાશ છે એમ કહેલું હોવાથી ફરીથી વ્યવધારણની કલ્પના કરવી અશકય છે.) ૨૦ (તેથી અહીં સન્દેહ થાય છે.)

(પૂર્વપક્ષી વિષયવાક્યની શ્રુતિનું તાત્પર્ય દર્શાવતાં કહે છે કે શ્રુતિમાં આવેલા) **तत्र** પદમાં અધિકરણના અર્થમાં સપ્તમી છે. જ્યાં બીજા લોકોમાં રહેનારા પદાર્થો પણ **પ્રકાશતા નથી** ત્યાં અગ્નિની શી વાત?–આ પ્રમાણે હોવાથી સ્પષ્ટ જણાય છે કે સત્યલોકમાં રહેનારો **કોઈ તેજસ્વી** પદાર્થ જ વાક્યનો અર્થ છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **अनुकृतेस्तस्य.** ભગ-વાનનું **અનુકરણ** કરવાને માટે જ આ વચન છે. વિષયવાકયના પૂર્વાર્ધમાં સૂર્ય વગેરે પોતાની

મેળે પ્રકાશતા નથી એમ કહેવામાં આવ્યું છે, અને (ઉત્તરાર્ધમાં એમ કહેવામાં આવ્યું છે કે) કિરણો જેમ સૂર્યનું અનુકરણ કરે છે, છાયા જેમ પુરુષનું અનુકરણ કરે છે, તેમ બધાય પદાર્થો ભગવાનનું જ અનુકરણ કરે છે. તેથી વિષયવાક્યમાં બધા પદાર્થો ભગવાનનું અનુકરણ કરે છે એમ કહેવામાં આવેલું હોવાથી સત્યલોકમાં રહેલા કોઈ તેજસ્વી પદાર્થની કલ્પના કરવી નહિ. વળી, "તેના પ્રકાશ વડે આ સર્વ પ્રકાશે છે" (કઠ. ૫. ૧૫; મુણ્ડ. ૨. ૨. ૧૦ વગેરે) એ શ્રુતિ એમ કહે છે કે ઘડાની માફક સૂર્ય વગેરે પદાર્થોને પોતાનો સ્વતન્ત્ર પ્રકાશ નથી જ; ભગવાનના પ્રકાશથી જ સૂર્ય વગેરેને પ્રકાશ હોય છે; આ પ્રમાણે સૂત્રમાં આવેલા **च**કારનો અર્થ છે. તેથી (સૂર્ય વગેરે પદાર્થો) પોતાની મેળે પ્રકાશતા નથી એમ સ્વીકારવાથી અથવા (**तमेव भान्तमनुभाति सर्वम्** એ વાક્યમાં આવેલા **तम्** પદને) લક્ષણાથી કર્મ માનવાથી આખા વાક્યનો અર્થ ભગવાન્ છે એમ સિદ્ધ થાય છે, અને તેથી બીજા કોઈ તેજસ્વી પદાર્થની કલ્પના કરવી નહિ. ૨૨

## अपि स्मर्यते ।१।३।२३।

### વળી, સ્મૃતિ પણ છે.

વ્યાખ્યાન કરેલા અર્થમાં સંમતિ દર્શાવવા માટે સૂત્રકાર આ સૂત્ર આપે છે.

**अपि**નો અર્થ સમુચ્ચય છે. "તે (ધામને) સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર પ્રકાશતો નથી, અગ્નિ (પણ) પ્રકાશતો નથી" (ભ. ગી. ૧૫. ૬), અને "સૂર્યમાં રહેલું જે તેજ છે, ચન્દ્રમાં રહેલું જે તેજ છે, તથા અગ્નિમાં રહેલું જે તેજ છે અને જે આખા જગતને પ્રકાશ કરે છે, તે તેજને તું મારૂં તેજ જાણ" (ભ. ગી. ૧૫. ૧૨) (એ પ્રમાણે સ્મૃતિમાં કહેવામાં આવેલું છે.) તેથી ભગવાન્ જ સર્વના પ્રકાશક છે. અર્થાત્ બધા પદાર્થો ભગવાનનું જ અનુકરણ કરે છે એમ સિદ્ધ થયું. ૨૩

---

# શબ્દાદેવ પ્રમિતાધિકરણ

## शब्दादेव प्रमितः ।१।३।२४।

### શબ્દથી જ (અંગુષ્ઠમાત્ર પુરુષ) વિરુદ્ધધર્મના આશ્રય તરીકે જણાય છે.

પ્રસંગથી ફરીથી (અંગુઠાના જેટલા પરિમાણરૂપી) બીજા બાધક પ્રમાણની આશંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

"આત્માની મધ્યમાં અંગુઠા જેવડો પુરુષ રહે છે; એ ભૂત અને ભાવીનો નિયન્તા છે. એનાથી કોઈ કંટાળતું નથી" (કઠ. ૪. ૧૨); તેમ જ "અંગુઠા જેવડો પુરુષ જ્યોતિની માફક ધૂમરહિત છે" (કઠ. ૪. ૧૩) એ પ્રમાણે એ ઉપનિષદમાં જ શ્રવણ થાય છે. "જેટલું આ આકાશ છે (તેટલું હૃદયની અંદર આ આકાશ છે.)" (છા. ૮. ૧. ૩) એ પ્રમાણે (હૃદયની) અંદર રહેલા પદાર્થની વ્યાપકતા જણાય છે: અને અહીં (કઠોપનિષદમાં) પુરુષનું પરિમાણ અંગુઠા જેવડું જણાય છે. (તેથી સંશય થાય છે.)

(પૂર્વપક્ષ) (અંગુઠા જેવડો પદાર્થ વ્યાપક ન હોઈ શકે એટલે) આ વિરોધને લીધે, બીજા લોકમાં જનારા દેહવાળા જીવની જ ઉપાસનાને માટે તેના 'નિયમન કરવું' વગેરે ધર્મો કહેવામાં આવ્યા છે. "યમે (સત્યવાનના) અંગુઠા જેવડા પુરુષને જોરથી ખેંચ્યો"

(મહા. શ. ૨૯૭. ૧૭) એમ જે હીન જીવ વિષે કહેવામાં આવેલું છે તેની નિવૃત્તિ કરવાને માટે (નિયમન કરવું વગેરે ધર્મો ઉપાસનાને માટે મુક્ત જીવને વિષે કહેવામાં આવેલા છે.) તેથી અંગુઠા જેવડો પદાર્થ ભગવાન્ નથી એમ સિદ્ધ થાય છે.

(સિદ્ધાન્ત) તેથી સૂત્રકાર ઉત્તર આપે છે કે **शब्दादेव प्रमितः**, શબ્દથી જ અંગુઠા જેવડો પુરુષ વિરુદ્ધ ધર્મના આશ્રય તરીકે જણાય છે. અહીં સન્દેહ જ ન કરવો, કારણ કે શબ્દથી જ (આ બાબતનું) સારી રીતે જ્ઞાન થાય છે. જેમ દહરવાક્યમાં સૂક્ષ્મ જ વ્યાપક છે એમ કહેવામાં આવ્યું છે, તેમ અહીં અંગુઠા જેવડો જ પદાર્થ નિયામક છે એમ કહેવામાં આવ્યું છે. જો ભગવાન્ આ પ્રમાણે સર્વનું નિયમન કરનાર ન હોય તો બીજાનું–રાજા વગેરે સ્વલ્પ પ્રાણીનું–નિયામકપણું ઘટી શકશે નહિ. તેથી ભગવાનના હાથ, પગ વગેરે સર્વતઃ હોવાથી જ્યાં (ભગવાનના) જેટલા સ્વરૂપની અપેક્ષા હોય છે ત્યાં તેટલા સ્વરૂપનું શ્રુતિ વર્ણન કરે છે. તેથી અંગુઠા જેવડો પદાર્થ પરમાત્મા છે એમ સિદ્ધ થયું. ૨૪

## हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ।१।३।२५।

**પરંતુ (ઈશ્વર જીવોનું રક્ષણ કરે એ) હેતુથી હૃદયમાં (અંગુઠા જેવડા પુરુષનું વર્ણન છે); (અંગુઠા જેટલા પરિમાણની જરૂર છે), કારણ કે (કઠોપનિષદમાં આવેલા ઉપાખ્યાનમાં) મનુષ્યનો અધિકાર છે.**

(શંકા) અરે ! ભગવાનનાં અનેક રૂપો, અને (ભગવાનમાં) વિરુદ્ધ ધર્મો (ભગવાનનું) માહાત્મ્ય જણાવવાને માટે (ભગવાનના) સ્વરૂપને વિષે શ્રુતિ વર્ણવે છે; ભગવાનનું પ્રાદેશ જેટલું પરિમાણ ધ્યાનને માટે શ્રુતિ વર્ણવે છે; (પણ) ભગવાનના અંગુઠા જેવડા પરિમાણનો ક્યાં ઉપયોગ થાય છે ?

(સમાધાન) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર ઉત્તર આપે છે. સૂત્રમાં આવેલો **तु** શબ્દ 'ભગવાનના અંગુઠા જેવડા પરિમાણનું પ્રયોજન નથી' એ મતનું ખંડન કરે છે. (ભગવાનના અંગુઠા જેવડા પરિમાણનું) પ્રયોજન છે. આ પ્રયોજન સૂત્રકાર આપે છે. હૃદયમાં અંગુઠા જેવડા જ (ભગવાનનું) વર્ણન કરવામાં આવે છે. કયા હેતુથી ? અપેક્ષાથી; અર્થાત્ લોકોનું રક્ષણ કરવાનું ઈશ્વરનું જે કાર્ય છે તે કાર્યને માટે; કારણ કે "હે અર્જુન ! ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં રહેલો છે" (ભ. ગી. ૧૮. ૬૧) એ પ્રમાણે સ્મૃતિ છે. પ્રાણીઓનું રક્ષણ કરવાને માટે ભગવાન્ અંગુઠા જેવડા છે એમ અર્થ છે.

અરે ! ભગવાન્ અંગુઠા જેવડા ન રહેતાં બીજા પદાર્થના જેટલા થાય તો લોકોનું રક્ષણ શું ન સંભવે ? આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **मनुष्याधिकारत्वात्**, મનુષ્યનો અધિકાર છે તેથી. મૃત્યુએ–યમરાજાએ–(નચિકેતાને કઠોપનિષદમાં) કહેલું આ ઉપાખ્યાન મનુષ્યોને ઉદ્દેશીને કહેલું છે. તેથી મનુષ્યોનું હૃદય અંગુઠા જેવડું હોવાથી (તેમના હૃદયમાં સ્થિતિ કરનાર ભગવાન્ પણ અંગુઠા જેવડા છે.) જો કે મનુષ્યનું હૃદય (મુષ્ટિના જેટલું હોવાથી અંગુઠા કરતાં વધારે) મોટું છે, છતાં પણ તે હૃદયનું ધર્માત્મક–પવિત્ર–સ્વરૂપ અંગુઠા જેટલું જ છે, કારણ કે (તૈત્તિરીય સંહિતાના છઠ્ઠા અષ્ટકમાં **हृदयस्याग्रेऽवद्यति** ઇત્યાદિ વાક્યમાં યાગ વખતે) અંગુઠા જેટલા જ હૃદયને કાપવાનો વિધિ આપવામાં આવેલો છે, તેથી અંગુઠા જેટલો જ પદાર્થ સર્વ ધર્મનું રક્ષણ કરનારો હોવાથી અંગુઠા જેવડો પદાર્થ ભગવાન્ જ છે એમ સિદ્ધ થયું. ૨૫

# તદુપર્યપીત્યધિકરણ

## तदुपर्यपि च बादरायणः सम्भवात् ।१।३।२६।

**(બ્રહ્મવિદ્યાનો અધિકાર મનુષ્યોની) ઉપર આવેલા (દેવો વગેરેનો) પણ છે, કારણ કે સંભવ છે : આ પ્રમાણે બાદરાયણનો મત છે.**

ભગવાન્ અંગુઠા જેવડા છે એમ નિરૂપણ કરવાને માટે (બ્રહ્મવિદ્યામાં) મનુષ્યોના અધિકારનું નિરૂપણ કરવાથી કોઈ (પૂર્વ મીમાંસકને) ભ્રમ થાય કે સર્વત્ર બ્રહ્મવિદ્યામાં મનુષ્યોનો જ અધિકાર છે. આ ભ્રમનું નિરાકરણ કરવાને માટે સૂત્રકાર કહે છે કે દેવો વગેરેનો (પણ) અધિકાર છે, અને એમ દર્શાવતાં કહે છે કે **तदुपर्यपि**, તેની–મનુષ્યની–ઉપરના દેવો વગેરેનો પણ (અધિકાર છે.)

મનુષ્યોની નીચેના પશુ વગેરેનો (બ્રહ્મવિદ્યામાં) અધિકાર નથી, (કારણ કે તેમનામાં યોગ્યતા નથી.) મનુષ્યોમાં પણ (યજ્ઞોપવીત, વેદાધ્યયન વગેરે) વૈદિક ધર્મના કારણે ધર્મવાળા ત્રણ વર્ણના મનુષ્યોને અધિકાર પ્રાપ્ત થાય છે. આ (વેદોક્ત) ધર્મયુક્ત ત્રણ વર્ણવાળા મનુષ્યોની ઉપર આવેલા જે સાધ્ય વગેરે ધર્મયુક્ત દેવો છે તેમનો પણ (બ્રહ્મવિદ્યામાં) અધિકાર છે. આ બાબતમાં જૈમિનિ વગેરે ઋષિઓની સંમતિ નથી, એટલે સૂત્રકારે સૂત્રમાં (**बादरायणः** એ પ્રમાણે) પોતાનું નામ આપ્યું છે. ધર્મયુક્ત એવા વિશિષ્ટ ત્રણ વર્ણના માણસોથી આરમ્ભ કરીને પ્રજાપતિ સુધીના શત આનન્દવાળા જે છે તેમનો (બ્રહ્મવિદ્યામાં) અધિકાર છે એમ બાદરાયણ માને છે. શાથી? સંભવે છે તેથી. તે બધાનો બ્રહ્મજ્ઞાનમાં અધિકાર સંભવે છે, કારણ કે અંગસહિત ધર્મ અને જ્ઞાનને લીધે ગન્ધર્વ, દેવ, પ્રજાપતિ વગેરે યોનિમાં (બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાને યોગ્ય) જન્મ સંભવે છે. તેમના પૂર્વસંસ્કારનો, ખરેખર, લોપ થતો નથી.

(મનુષ્યથી આરંભ કરીને) અક્ષર બ્રહ્મ સુધી સો સો અધિક આનન્દનું શ્રવણ (તૈ. ૨) હોવાથી મનુષ્યોની ઉપર આવેલા (દેવો વગેરેને પણ બ્રહ્મવિદ્યાની) અપેક્ષા છે, (અર્થાત્ દેવો વગેરેનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે), (એ મતને બાધ આવતો નથી.) શુદ્ધ બ્રહ્મવિદ્યા એ અક્ષર બ્રહ્મની પ્રાપ્તિનું કારણ હોવાથી અને ઉત્તરોત્તર ઉપદેષ્ટાઓ હોવાથી પ્રજાપતિ સુધી સર્વનો (બ્રહ્મજ્ઞાનમાં) અધિકાર સંભવે છે. 'સંભવે છે' એમ કહેવાથી સૂચન થાય છે કે બ્રહ્મવિદ્યામાં અધિકાર દુર્લભ છે, કારણ કે "દેવોમાં જે જે (બ્રહ્મને) જાણતા હતા તે જ તે બ્રહ્મ થયા; તે પ્રમાણે ઋષિઓમાં તથા મનુષ્યોમાં (જે જે બ્રહ્મને જાણતા હતા તે જ તે બ્રહ્મ થયા)" (બૃ. ૧. ૪. ૧૦) એ પ્રમાણે શ્રુતિમાં કહેવામાં આવ્યું છે. (તેથી મનુષ્યોની) ઉપર આવેલા દેવો વગેરેનો પણ (બ્રહ્મજ્ઞાનમાં) અધિકાર છે એમ સિદ્ધ થયું. ૨૬

## विरोधः कर्मणीति चेन्नानेकप्रतिपत्तेर्दर्शनात् ।१।३।२७।

**(દેવતા વગેરેના અભાવમાં પણ કરાતા) ધર્મમાં (શ્રુતિનો) વિરોધ આવે; આ પ્રમાણે જો શંકા થાય તો ના, કારણ કે અનેક (દેવો) કર્મ કરત**

**દેખાય છે; (અથવા તો સર્વ પદાર્થોનો અનેક પ્રકારે ઉપયોગ જોવામાં આવે છે.)**

(શંકા) અરે ! આ પ્રમાણે મનુષ્યની ઉપર આવેલા દેવો વગેરેનો જો બ્રહ્મજ્ઞાનમાં અધિકાર સ્વીકારવામાં આવે તો તે બ્રહ્મજ્ઞાનની પહેલાંના કર્મમાં, વેદાધ્યયનમાં અને ઉપનયન વગેરેમાં, તેમનો અધિકાર કહેવો જોઇએ. દેવોનો આ અધિકાર હજુ સિદ્ધ કરવાનો હોવાથી તેમનામાં બ્રાહ્મણ્ય વગેરે વર્ણનો અભાવ છે; દેશ, દ્રવ્ય, કાલ વગેરેનો અભાવ છે; અને પૌરાણિક મતથી બીજા દેવોનો પણ અભાવ છે; અને બ્રાહ્મણ્ય વગેરે આ બધી બાબતોનો અભાવ હોવા છતાં પણ જો કર્મ કરવામાં આવે તો તેમાં શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થાય છે.

(સમાધાન) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર ઉત્તર આપે છે કે **न, अनेकप्रतिपत्तेर्दर्शनात्**, ના, અનેક દેવો કર્મ કરતા જોવામાં આવે છે. ઘણા દેવોની કર્મમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે; અર્થાત્ ઘણા દેવો કર્મમાં પ્રવૃત્ત થએલા જોવામાં આવે છે. (આ દર્શાવનારાં પ્રમાણો નીચે પ્રમાણે છેઃ–) "આત્મસુખની ઇચ્છાવાળા સાધ્ય નામના દેવોએ, ખરેખર, આ ષડ્રાત્ર નામનો યાગ જોયો; તેમણે તે ગ્રહણ કર્યો અને તેનાથી તેમણે યાગ કર્યો." (તૈ. સં. ૭. ૨. ૧). "પ્રજાપતિએ વસુઓ પાસે અગ્નિષ્ટોમ નામનો યાગ કરાવ્યો; તેણે રુદ્રો પાસે ઉકથ નામનો યાગ કરાવ્યો; તેણે આદિત્યો પાસે અતિરાત્ર નામનો યાગ કરાવ્યો." (તૈ. સં. ૭. ૧. ૫) ઇત્યાદિ. વળી, "ઇન્દ્રે પ્રજાપતિ પાસે એક સો વર્ષ બ્રહ્મચર્ય પાળ્યું." (છા. ૮. ૧૧. ૩) (એ શ્રુતિ દર્શાવે છે કે દેવોને આશ્રમ પણ હોય છે.) "દેવોએ ખરેખર સત્ર કર્યો" (તૈ. સં. ૨. ૩. ૩) ઇત્યાદિ વાકયોમાં જણાય છે કે દેવોએ ભૂમિ ઉપર આવી, ઋષિઓને (ઋત્વિજ તરીકે) પસંદ કરીને યજ્ઞ કર્યા. (આ વાકય ઉપરથી જણાય છે કે દેવોને દેશ વગેરે પણ હોય છે.) સૂત્રમાં **दर्शनात्** એ પ્રમાણે દર્શનની વાત કહીને સૂત્રકાર સૂચન કરે છે કે હું પોતે પણ ઋત્વિજ છું અને કર્મ કરૂં છું.

(હવે ભાષ્યકાર સૂત્રમાં આપેલા હેતુને બીજી રીતે સમજાવે છે.) અથવા સર્વ પદાર્થોની અનેક પ્રતિપત્તિ, અનેક પ્રકારે ઉપયોગ, વેદમાં જોવામાં આવે છે; જેમ કે (દર્શપૂર્ણમાસ ઇષ્ટિમાં) પુરોડાશના ચાર ભાગ કરવું (તૈ. બ્રા. ૩. ૩. ૮) વગેરે, ('આહવનીય' અગ્નિની પાશ્ચમે, દક્ષિણે અને ઉત્તરે એમ આજુ બાજુ ત્રણ સમિધના ટુકડાની પાળ કરી લેવામાં આવે છે. આ ત્રણ સમિધને 'પરિધિ' કહેવામાં આવે છે. આ ) પરિધિને અગ્નિમાં નાંખવું. (તૈ. બ્રા. ૩. ૩. ૯) વગેરે, (ડાંગેરના) છોડાંઓને કાઢી નાખવું (આપ. શ્રૌ. સૂ. ૧. ૨૦. ૯) વગેરે. આ બધું (આગ્નેય પુરોડાશ વગેરે) પદાર્થ હોય તો(જ) કરવામાં આવે છે, ન હોય તો નહિ. વળી, જ્યાં જે પદાર્થો નથી હોતા ત્યાં તે પદાર્થના અભાવમાં પણ કર્મ કરવામાં આવે છે, કારણ કે તે પ્રમાણે જોવામાં આવે છે; જેમ કે પર્વત ઉપર (ગાડાને જવાનો માર્ગ હોતો નથી અને તેથી) સોમ લાવવાના ગાડાનો અભાવ હોય છે; (આ ગાડાનો અભાવ હોવા છતાં પણ તે કર્મ કરવામાં આવે છે.) "દેવોએ યજ્ઞથી યજ્ઞનું યજન કર્યું." (ઋ. ૧૦. ૯૧. ૧૬), "આ પ્રમાણે પુરુષના અવયવોથી જ યજ્ઞના ઉપયોગી પદાર્થો એકઠા કરીને તે યજ્ઞ વડે તે જ યજ્ઞરૂપ પુરુષ ઈશ્વરનું મેં યજન કર્યું." (ભાગ. ૨. ૬. ૨૭) ઇત્યાદિ વાકયો ઉપરથી જણાય છે કે યજ્ઞની બધી આવશ્યક સામગ્રી ઘટી શકે છે. (આ પ્રમાણે દેવતાઓનું પણ પહેલાં અસ્તિત્વ છે એમ સિદ્ધ કરવામાં આવ્યું. આરંભકાળમાં યાગમાં ભગવાન્

જ દેવતાઓનું સ્થાન લેતા હતા. તેથી બીજા દેવતાઓના અભાવમાં પણ યાગ કરવામાં કોઈ જાતનો વિરોધ નથી.) વેદનો વિભાગ કરવામાં આવેલો હોવાથી (એકલા સામવેદના જ્ઞાનવાળા) જૈમિનિએ (યજ્ઞમાં ફક્ત મનુષ્યનો અધિકાર છે, દેવોનો નથી) એ પ્રમાણે આપેલો નિર્ણય (પૂ. મી. સૂ. ૬. ૧. ૨૫-૩૮) થોડા જ્ઞાનવાળા મનુષ્યોને માટે છે. તેથી મનુષ્યની ઉપર આવેલા દેવોનો પણ કર્મમાં અધિકાર છે, અને તેઓ કર્મ કરે છે એમ સિદ્ધ થયું. ૨૭

## शब्द इति चेन्नातः प्रभवात्प्रत्यक्षानुमानाभ्याम् ।१।३।२८।

**(દેવોનો કર્મ કરવામાં અધિકાર માનવામાં આવે તો વૈદિક) શબ્દમાં (વિરોધ આવે); આ પ્રમાણે જો શંકા થાય તો, ના; કારણ કે (વેદમાં જણાવેલા પદાર્થો) વૈદિક શબ્દમાંથી (જ) ઉત્પન્ન થાય છે; (વૈદિક પદાર્થો લૌકિક પદાર્થથી ભિન્ન છે એમ) પ્રત્યક્ષ અને અનુમાનથી જણાય છે.**

(શંકા) અરે! દેવો કર્મ કરે તેમાં ભલે વિરોધ ન થાવ; પરંતુ શબ્દમાં તો વિરોધ પ્રાપ્ત થશે. (વેદના) અર્થનું જ્ઞાન મેળવ્યા પછી (જ) ખરેખર કર્મ કરવાનું હોય છે. અર્થનું જ્ઞાન વેદમાંથી મળે છે. તેમાં સાધ્ય વગેરે દેવો કર્મ કરે છે એ પ્રમાણે વેદમાં જ શ્રવણ થાય છે. આ પ્રમાણે વેદમાંથી ઉત્પન્ન થતા જ્ઞાનનો વિચાર કરતાં જણાય છે કે તેમાં કર્મના કરનારનો (અથવા કર્મ અને કર્તાનો) વિરોધ આવે છે. (અર્થાત્ વેદમાં સાધ્ય વગેરે દેવો કર્મ કરે છે એ પ્રમાણે વર્ણન છે, અને હમણાં સાધ્ય વગેરે દેવો કર્મ કરવા માગે છે; એટલે ભૂતકાલના સાધ્ય વગેરે દેવો અને વર્તમાનકાલના સાધ્ય વગેરે દેવો એક જ વખતે સાથે શી રીતે રહી શકે? આ પ્રમાણે ભૂતકાલ અને વર્તમાનકાલ એ દૃષ્ટિએ કર્મ કરનારા સાધ્યદેવોમાં વિરોધ પ્રાપ્ત થાય છે. બીજી રીતે વિચાર કરતાં જણાય છે કે હમણાં કર્મ કરવાની તૈયારી કરનારા સાધ્યો કર્તા છે, અને વેદમાં કર્મ કરનાર તરીકે જે સાધ્યોનું વર્ણન છે તે સાધ્યો વર્તમાનકાલના સાધ્યોના જ્ઞાનનું કર્મ બને છે, કારણ કે વર્તમાનકાલના સાધ્યોને વેદમાં આપેલા અર્થનું જ્ઞાન મેળવવાનું હોય છે, અને આ અર્થ સાધ્યોના કર્મ કર્યા વિષે જ છે; આ પ્રમાણે એક જ પ્રકારના સાધ્ય દેવો કર્તા અને કર્મ બને છે, અને તેથી તેમાં વિરોધ પ્રાપ્ત થાય છે.) વેદમાં જણાવેલા સાધ્યો વર્તમાનકાલના સાધ્યોથી ભિન્ન છે એમ જો કલ્પના કરવામાં આવે તો અનવસ્થા પ્રાપ્ત થશે, કારણ કે (સંસાર અનાદિ હોવાથી) તેમાં વ્યવસ્થા કરનાર કોઈ પ્રમાણ નથી. તેથી વસુઓની હકીકત જણાવનારો વેદ તેમનો અધિકાર (પણ) કહે; અને જો તે પ્રમાણે કહે તો પછી વેદ અનિત્ય કેમ ન થાય? (આ પ્રમાણે દેવોનો કર્મમાં અધિકાર છે એમ સ્વીકારવામાં આવે તો વેદરૂપી શબ્દમાં નિત્યત્વ દર્શાવનારી શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થાય છે.)

(સમાધાન) આ પ્રમાણે જો શંકા થાય તો સૂત્રકાર કહે છે કે **अतः प्रभवात्. अतः** આમાંથી—શબ્દમાંથી—શબ્દમાં જણાવેલા પદાર્થોનું પ્રાકટ્ય છે, (અને પ્રાકટ્ય એ વિદ્યમાન પદાર્થનો ધર્મ હોવાથી વેદમાં જણાવેલા બધાય પદાર્થો વિદ્યમાન છે, નિત્ય છે.) વેદમાં જણાવેલા બધાય પદાર્થો પુરુષના—પરમાત્માના—અવયવરૂપ છે, અને તેથી તે આધિદૈવિક જ છે, કારણ કે જગતના બધા પદાર્થો ભગવાનનું અનુકરણ કરે છે, (અને અનુકણ કરનાર અને

જેનું અનુકરણ કરવામાં આવે છે એ બે પદાર્થો ભિન્ન હોય છે, તેથી અનુકરણ કરનાર જગતના પદાર્થો, અને, જેનું અનુકરણ કરવામાં આવે છે એવા ભગવાન્ અને તેમના અવયવરૂપ વૈદિક પદાર્થો ભિન્ન છે એમ સિદ્ધ થાય છે.) તેથી વેદાત્મક–જ્ઞાનાત્મક–નામપ્રપંચ (લૌકિક પ્રપંચથી) ભિન્ન જ છે એમ સ્વીકારવું. (ભગવાનના અવયવરૂપ) આ નામપ્રપંચ ફક્ત વેદરૂપી શબ્દથી જ જાણી શકાય એમ છે, કારણ કે "સર્વ વેદો વડે હું જ જાણવા યોગ્ય છું" (ભ. ગી. ૧૫. ૧૫) એ પ્રમાણે વચન છે. તેથી વૈદિક પ્રપંચ (લૌકિક પ્રપંચથી) ભિન્ન હોવાથી વેદરૂપી શબ્દમાં વિરોધ પ્રાપ્ત થતો નથી.

આ પ્રમાણે શાથી? આ પ્રશ્નનો ઉત્તર આપતાં સૂત્રકાર કહે છે કે **प्रत्यक्षानुमानाभ्याम्**, પ્રત્યક્ષ અને અનુમાનથી. પ્રથમ પ્રત્યક્ષ પ્રમાણ આ કે હમણાં પણ યજમાન અને ઋત્વિજો પોતપોતાનું કૃત્ય વેદમાંથી જાણે છે; (તેથી વેદમાં જણાવેલા પદાર્થો અને કર્મો નિત્ય છે એમ જાણવું.) (વેદમાં પદ અને અર્થનો સમ્બન્ધ નિત્ય છે એ સિદ્ધ કરવાને માટે વૈદિક પ્રપંચ નામનો ભિન્ન અને નિત્ય પ્રપંચ માનવાની જરૂર નથી, કારણ કે) પદ (સંસ્થાનવિશેષરૂપ) આકૃતિનું જ વાચક છે (અને આક્ષેપથી વ્યક્તિનો બોધ કરે છે), તેથી વૈદિક શબ્દમાં વિરોધ નહિ આવે–આ પ્રમાણે (જૈમિનિમતને અનુસરીને) કહેવું નહિ, કારણ કે (જો આક્ષેપને કુમારિલ ભટ્ટને અનુસરીને અનુમાન માનવામાં આવે તો શબ્દ સ્વતન્ત્ર પ્રમાણ તરીકે રહે નહિ, અને ન્યાયસુધાકાર ભટ્ટ સોમેશ્વરના મત પ્રમાણે જો આક્ષેપને લક્ષણા માનવામાં આવે તો) સર્વત્ર લક્ષણાનો પ્રસંગ ઉપસ્થિત થશે, (અને તે ઇચ્છવા જેવું નથી, કારણ કે તેમ કરવાથી અભિધાશક્તિનો નાશ જ થઈ જશે.) વળી, "જેણે રેતસનું સિંચન કર્યું છે" (તૈ. સં. ૫. ૫. ૪) ઇત્યાદિ વાક્યોમાં (**सिक्तरेताः** જેવા યૌગિક શબ્દોનો પ્રયોગ છે અને રેતસનું સિંચન કર્યા પછી જ **सिक्तरेतस्त्व**રૂપી ઉપાધિ સંભવતી હોવાથી આ ઉપાધિ અનિત્ય બને છે; અને વૈદિક પદનો સંબંધ આ અનિત્ય ઉપાધિ સાથે સ્વીકારતાં વૈદિક શબ્દ અનિત્ય બને છે, એટલે વૈદિક શબ્દની નિત્યતા દર્શાવનારી શ્રુતિનો) વિરોધ રહે છે. (જેમ 'ઘટ' પદનો અર્થ તે પદની પ્રવૃત્તિનું નિમિત્ત ઘટત્વ જ છે તેમ વૈદિક) પદનો અર્થ તે પદની પ્રવૃત્તિનું નિમિત્ત જ છે એમ કહેવું નહિ, કારણ કે (પ્રવૃત્તિનિમિત્તરૂપ ધર્મ સર્વત્ર નિત્ય જ છે એવો નિયમ નથી, અને નિત્ય પદાર્થની સાથેના સંબંધના અભાવમાં વ્યક્તિનો આક્ષેપ થઈ શકે નહિ, અને વ્યક્તિ વિના કાર્ય સંભવે નહિ, એટલે) પદની પ્રવૃત્તિ વ્યર્થ થઈ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. અને વળી, સંકેતનું ગ્રહણ કરનારાં (વ્યવહાર વગેરે સાધનોનો) વિરોધ આવશે, (કારણ કે વ્યવહાર વગેરે વ્યક્તિને ઉદ્દેશીને હોય છે, તેથી તે અનુપસ્થિત ઘટત્વમાં સંકેત ગ્રહણ કરી શકશે નહિ; અને અર્થબલથી ઘટત્વની ઉપસ્થિતિ થશે અને તેમાં સંકેત ગ્રહણ થઈ શકશે એમ જો માનવામાં આવે તો પણ શક્તિનું પર્યવસાન વ્યક્તિમાં થવાથી અને વ્યક્તિઓ અનન્ત હોવાથી અનિત્યતારૂપી દોષ પાછો આવશે.) (બ્રહ્મવાદમાં વૈદિક સૃષ્ટિ લૌકિક સૃષ્ટિથી ભિન્ન હોવાથી ઇન્દ્રિયગોચર થઈ શકશે નહિ, અને તેથી વૈદિક સૃષ્ટિના પદાર્થો ઉપસ્થિત નહિ થાય: આ પ્રમાણે શંકા થાય તો તેનું સમાધાન કરતાં ભાષ્યકાર કહે છે કે) સંકેતનું ગ્રહણ કરવામાં આવે તો પણ (બ્રહ્મવાદમાં વૈદિકસૃષ્ટિના પદાર્થો) ઉપસ્થિત ન થવારૂપી દોષ નહિ આવે, કારણ કે બધાય (વૈદિક) પદાર્થો ભગવદ્રૂપ છે, (અને ભગવાનનાં દર્શન થતાં બ્રહ્મા વગેરે દેવોને પહેલાં બધાય વૈદિક પદાર્થોની ઉપસ્થિતિ સહેલાઈથી થતી હતી, કારણ કે વૈદિક પદાર્થો ભગવાનનાં અવયવો છે; અને વર્તમાન-

કાલના માણસો પણ (વ્યવહાર વગેરે) સમ્પ્રદાયની પરંપરાથી અને સર્વ વસ્તુઓ ભગવાનનું અનુકરણ કરતી હોવાથી લૌકિક પદાર્થના જેવા જ વૈદિક પદાર્થો છે એ પ્રકારના ઉપમાનથી વૈદિક પદાર્થોનો સંકેત સરલતાથી કરી શકશે.)

(વૈદિક સૃષ્ટિ અનુમાનથી પણ સિદ્ધ થઈ શકે છે એમ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) "જમદગ્નિ ગોત્રમાં ઉત્પન્ન થએલા માણસોએ (દશપૂર્ણમાસ ઇષ્ટિમાં અને બીજા હોમોમાં હુવિષ્ય) પાંચ વાર લેવું." (આપ. શ્રૌ. સૂ. ૨. ૧૮. ૨) એમાં અનુમાન છે. (ઇષ્ટિ કરનાર યજમાન પોતે જમદગ્નિ ગોત્રનો હોય, છતાં પણ) તેને પોતાને જમદગ્નિત્વનો પ્રત્યક્ષ અનુભવ થતો નથી, (પણ લોકવ્યવહારથી પરોક્ષ રીતે અનુમાન કરીને તે પ્રમાણે નિશ્ચય કરે છે; તેવી જ રીતે અનુમાનથી પણ વૈદિક સૃષ્ટિ છે એમ નિશ્ચય કરવો.) (ધૂમથી અગ્નિનું જ્યાં અનુમાન કરવામાં આવે છે ત્યાં ધૂમ પ્રત્યક્ષ છે, પણ વૈદિક સૃષ્ટિનો કોઈ પણ પદાર્થ પ્રત્યક્ષ નથી, તેથી તે વિષે અનુમાન કરી શકાશે નહિ: આ શંકાનું સમાધાન કરતાં ભાષ્યકાર કહે છે કે) બ્રહ્મવાદમાં પરોક્ષ વ્યવહારને જ અનુમાન કહેવામાં આવે છે.

તેથી પ્રત્યક્ષ અને અનુમાનથી સિદ્ધ થાય છે કે જેવી રીતે હાલના ભૌતિક યજ્ઞના પદાર્થોમાં ભગવાનના અવયવોનો આવેશ થાય છે તેવી રીતે દેવાદિલોકમાં પણ છે. તેથી બધોય વૈદિક પદાર્થ આધિદૈવિક છે, અને (લૌકિક પદાર્થથી) ભિન્ન છે એમ સિદ્ધ થયું. ૨૮

હવે સૂત્રકાર (વેદનું નિત્યત્વ) સાધનારી અધિક યુક્તિ આપે છે કે

## अत एव च नित्यत्वात् ।१।३।२९।

### અને આથી જ (વેદનું) નિત્યત્વ છે.

**अत एव,** આ જ હેતુથી. વૈદિક સૃષ્ટિ સર્વ કરતાં વિલક્ષણ છે એ જ હેતુથી, વેદનું નિત્યત્વ સિદ્ધ થાય છે. સૂત્રમાં આવેલો **च**કાર એમ દર્શાવે છે કે વેદ બ્રહ્મની તુલ્ય છે, કારણ કે 'શબ્દબ્રહ્મ', 'વેદપુરુષ' ઇત્યાદિ પદો વડે વેદનો જ બોધ થાય છે. આ લૌકિક સૃષ્ટિનું બ્રહ્મરૂપી ઉપાદાન કારણ સર્વજ્ઞ છે એમ (**यतो वा इमानि भूतानि** ઇત્યાદિ વાક્યો વડે) જે કહેવામાં આવ્યું છે તે વૈદિક સૃષ્ટિનું–વેદપુરુષનું–માહાત્મ્ય નિરૂપણ કરવાને માટે છે. આ લૌકિક સૃષ્ટિ ખરેખર બન્ધન કરનારી છે, જ્યારે વૈદિક સૃષ્ટિ મોક્ષ આપનારી છે. આ કારણથી જ–લૌકિક સૃષ્ટિ બન્ધન કરનારી છે તેથી જ–જગતની ઉત્પત્તિના વિષયમાં (કપિલ, કણાદ વગેરે) ઋષિઓને પણ મોહ થયો છે, (કારણ કે જગતનું કારણ પ્રકૃતિ છે એમ કપિલ માને છે; જગતનું કારણ પરમાણુ છે એમ કણાદ માને છે.) વળી, વેદ પરમાત્માનો નિઃશ્વાસ છે એ દર્શાવનારૂં (બૃ. ૨. ૪. ૧૦; મૈ. ૬. ૨૨ ઇત્યાદિ) વચન છે, (તેથી વેદ નિત્ય છે.) અર્થાત્ આ વેદ બ્રહ્મનો પણ પ્રાણ છે અને તેથી નિત્ય છે. બ્રહ્મરૂપી અર્થ પ્રધાન હોવાથી બ્રહ્મવિદ્યાને પરા વિદ્યા કહેવામાં આવે છે. વૈદિક સૃષ્ટિ લૌકિક સૃષ્ટિથી ભિન્ન હોવાથી જ લૌકિક શબ્દ અને વૈદિક શબ્દ, લૌકિક વ્યવહાર અને વૈદિક વ્યવહાર, (એ પ્રમાણે શબ્દભેદ અને વ્યવહારભેદ પ્રસિદ્ધ છે.) તેથી આધિદૈવિક સૃષ્ટિનું પ્રતિપાદન કરનાર હોવાથી વેદ નિત્ય છે એમ સિદ્ધ થાય છે. ૨૯

## समाननामरूपत्वादावृत्तावप्यविरोधो दर्शनात्स्मृतेश्च ।१।३।३०।

**(લૌકિક જગતના પદાર્થોની સૃષ્ટિ અને પ્રલયરૂપી, પ્રવાહરૂપી) આવૃત્તિમાં પણ (તે પદાર્થોનાં) નામ અને રૂપ સરખાં હોવાથી (નિત્ય વૈદિક પદાર્થોનો અનિત્ય પદાર્થની સાથેના સંબંધથી ઉત્પન્ન થતો) વિરોધ નહિ રહે, કારણ કે તે પ્રમાણે જોવામાં આવે છે, (અને શ્રુતિ પણ છે), અને સ્મૃતિ પણ છે.**

આ પ્રમાણે શબ્દબલના વિચારથી વેદનું પ્રામાણ્ય–નિત્યત્વ–સિદ્ધ કરવાને માટે આધિદૈવિક સૃષ્ટિ (લૌકિક સૃષ્ટિથી) ભિન્ન જ છે એમ સર્વત્ર–આખા ય વેદમાં–સિદ્ધ થયું. હવે, તે જ અર્થને દૃઢ કરવાને માટે અર્થબલના વિચારથી ઉત્તરકાણ્ડમાં–ઉપનિષદોમાં–થોડી શંકા કરીને તેનો પરિહાર કરવામાં આવે છે.

(શંકા) અરે! આ (લૌકિક) જગત્ ભગવાનનું અનુકરણ કરનારૂં છે, અથવા તો જગત્ 'પ્રપંચ' શબ્દથી જણાવાય છે એમ જો સ્વીકાર કરવામાં આવે તો જગતને સૃષ્ટિ અને પ્રલય હોવાથી અનિત્યતા પ્રાપ્ત થશે.

(સમાધાન) આ શંકા થતાં સૂત્રકાર કહે છે કે **समाननामरूपत्वादावृत्तावप्यविरोधः**, આવૃત્તિમાં–સૃષ્ટિપ્રલયમાં—પણ નામ અને રૂપ સરખાં હોવાથી (અનિત્યતાના સંબંધ રૂપી) વિરોધ રહેશે નહિ. વસ્તુતઃ તો જગત્ ભગવદ્રૂપ હોવાથી, અને (ભગવાનની) આવિર્ભાવ અને તિરોભાવની ઇચ્છાથી જ જગત્ અનિત્ય જણાય છે; તેથી જગતની સૃષ્ટિ અને પ્રલયરૂપી આવૃત્તિની શંકા પણ કરવી નહિ. છતાં પણ લોકની બુદ્ધિને અનુસરીને સૂત્રકાર કહે છે કે **आवृत्तावपि समाननामरूपत्वात्**. જેમ સમુદ્રમાં જલ નાખવામાં આવે અને પછી તે જ સમુદ્રમાંથી જલ પાછું લેવામાં આવે અને 'આ જલ તે જ છે' એ પ્રકારનો નિશ્ચય થઈ શકતો ન હોવા છતાં પણ જલનાં નામ અને રૂપ સરખાં હોવાથી અને બે જલનો ભેદ સિદ્ધ કરનારૂં અન્ય પ્રમાણ ન હોવાથી જલ એક જ છે એમ નિર્ણય થાય છે, તેમ જગતનો બ્રહ્મમાં પ્રલય થયા પછી સૃષ્ટિ થતાં, જગતના પદાર્થોનાં નામ અને રૂપ સરખાં હોવાથી અને તેમનો ભેદ દર્શાવનારૂં અન્ય પ્રમાણ ન હોવાથી પદાર્થો એક જ છે એમ સિદ્ધ થાય છે, અને તેથી અનિત્ય પદાર્થની સાથે વૈદિક શબ્દોનો સંબંધ થવામાં જે વિરોધ થતો હતો તે વિરોધ રહેશે નહિ.

શાથી? દર્શનને લીધે. તે પ્રમાણે (લોકમાં) જોવામાં આવે છે, કારણ કે પિતા, માતા, સ્ત્રી અને પતિનાં શરીર, અને ગંગા વગેરેની બાબતમાં 'તે જ આ છે' એ પ્રમાણેનો વ્યવહાર સિદ્ધ થએલો છે. અને વેદમાં પણ જોવામાં આવે છે કે "બ્રહ્માએ સૂર્ય અને ચન્દ્ર, સ્વર્ગ અને પૃથ્વી, અન્તરિક્ષ અને સ્વર્લોક પહેલાંની માફક રચ્યા." (ઋ. ૧૦. ૧૯૦. ૩; તૈ. આ. ૧૦. ૧. ૧૪)

અને (તે પ્રમાણે) સ્મૃતિ પણ છે. "(હે બ્રહ્મદેવ!) તું આ જગતને અને મારામાં રહેલા જીવોને આત્મામાંથી–મારામાંથી–ઉત્પન્ન થએલા, સર્વવેદમય, તારા આત્મસહિત દેહ વડે ઉત્પન્ન કર" (ભાગ. ૩. ૯. ૪૩) ઇત્યાદિ સ્મૃતિને આધારે પણ પ્રવાહની નિત્યતા સિદ્ધ થાય છે, અને સર્વ સ્મૃતિઓને આધારે પણ તે જ વાત સિદ્ધ થાય છે. "પૂર્વ આચારનું ઋષિઓએ કરેલું સ્મરણ–સ્મરણ પ્રયુક્ત વાક્ય–સ્મૃતિ કહેવાય છે." (સર્વનિ. ૩૩) એ પ્રમાણે (સ્મૃતિનું લક્ષણ છે.)

આથી અર્થના બલનો વિચાર કરતાં પણ પદાર્થો નિત્ય હોવાથી વેદને અનિત્ય પદાર્થનો સંબંધ થતો નથી. ૩૦

અર્થના બલના વિચારમાં જ (ઉપાસનાના) અનેક ભાગને ઉદ્દેશીને સૂત્રકાર પૂર્વપક્ષ દર્શાવતાં કહે છે કે

## मध्वादिष्वसम्भवादनधिकारं जैमिनिः ।१।३।३१।

**મધુવિદ્યા વગેરે (ઉપાસનાઓમાં દેવોનો) અધિકાર નથી, કારણ કે (ત્યાં દેવો પોતાની ઉપાસના કરે) એ સંભવતું નથી-એમ જૈમિનિ કહે છે.**

અરે! મધુવિદ્યા વગેરે ઉપાસનાઓમાં દેવોનો અધિકાર નથી, તેથી સર્વ ઉપાસનાઓમાં તેમનો અધિકાર નથી. તે આ પ્રમાણે—"એ આદિત્ય ખરેખર દેવોનું મધ છે, સ્વર્ગલોક જ (તેનો આધારભૂત ત્રાંસો વાંસ છે)" (છા. ૬. ૧. ૧) ઇત્યાદિ શ્રુતિ 'સૂર્ય દેવોનું મધ છે, અને કિરણો નાડી (મધપુડાનાં છિદ્રો) છે' એમ પ્રતિપાદન કરે છે. ત્યાં (છા. ૩. ૬. ૧૦) વસુ, રુદ્ર, આદિત્ય, મરુત્ અને સાધ્ય એ પાંચ દેવોનાં યૂથો પોતાના યૂથના મુખ્ય દેવરૂપી મુખથી અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. અને દેવો પાંચ પ્રકારના જ છે, અને તેમનું (સૂર્યરૂપી) મધ (અને તેમાં રહેલું અમૃત) પણ સ્વતઃસિદ્ધ છે, (તેથી દેવોને ઉપાસનાની જરૂર નથી.) (એક જ દેવ ઉપાસ્ય હોવાથી તે પોતે) ઉપાસક થઈ શકે નહિ, એટલે બીજા દેવની કલ્પના કરી શકાય એમ નથી. વળી, (દેવોને અમૃતના દર્શનથી જ તૃપ્તિ થએલી હોવાથી) તેઓનું પ્રયોજન સિદ્ધ થઈ ગયું છે, (તેથી પણ દેવોને ઉપાસના કરવાની જરૂર નથી.) બ્રહ્મ પણ દેવ છે, (અને દેવ તરીકે જો તે પોતે ઉપાસક બને તો એક જ બ્રહ્મ ઉપાસક, અને ઉપાસ્ય અને પ્રાપ્ય થાય એ વિરોધ પ્રાપ્ત થાય છે. તેથી દેવોનો બ્રહ્મવિદ્યામાં પણ અધિકાર સંભવતો નથી.) સૂત્રમાં આવેલા **आदि** શબ્દથી બધીય દેવોપાસનવિદ્યાઓનું ગ્રહણ થયું છે. તેથી, દેવો ઉપાસ્ય અને કૃતાર્થ હોવાથી તેમનો (મધ્વાદિ વિદ્યામાં) અધિકાર નથી.

પ્રયોજન વિના ખરેખર કોઈની પ્રવૃત્તિ સંભવતી નથી. "જ્યાં સુધી અધિકાર છે" (બ્ર. સૂ. ૩. ૩. ૩૨) એ સૂત્રમાં જણાવેલા ન્યાય પ્રમાણે (કાર્ય સાધવાને માટે ભગવાને જીવમાં ધર્મો સ્થાપીને અધિકાર આપ્યો હોય છે; અને મોક્ષ મળતા પહેલાં પણ જ્યારે આ કાર્ય પૂર્ણ થાય છે ત્યારે ભગવાને આપેલો તે) અધિકાર જતો રહે છે, અને દેવો દેવયાનરૂપી ઉત્તરમાર્ગમાં રહેલા હોવાથી (અને દેવયાનથી મોક્ષ મળતો હોવાથી) તેમને મોક્ષ એની મેળે સિદ્ધ જ છે, (એટલે દેવોને મોક્ષ મેળવવાને માટે કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ સંભવતી નથી.)

"તેણે વસુઓ પાસે (અગ્નિષ્ટોમ) યાગ કરાવ્યો" (તૈ. સં. ૭. ૧. ૫) એ વાક્યમાં પણ જે વસુ સંજ્ઞા છે તે (અગ્નિષ્ટોમ યાગ કરવાથી યજમાનને સ્વર્ગમાં જે વસુત્વ પ્રાપ્ત થાય છે તે) ભવિષ્ય કાલની સ્થિતિને ઉદ્દેશીને છે, ('વસુ' નામના દેવો યાગ કરે છે એ તાત્પર્ય નથી.) તેથી બ્રહ્મજ્ઞાન અને કર્મમાં મનુષ્યનો જ અધિકાર છે, એટલે દેવોનો અધિકાર નથી એમ જૈમિનિ આચાર્ય માને છે. (જુવો પૂ. મી. સૂ. ૬. ૧. ૪–૫). અર્થાત્ વત્તા ઓછા પ્રમાણમાં બ્રહ્મજ્ઞાન મેળવનારા અને કર્મ કરનારા મનુષ્યો જ, (દેવો નહિ), વસુ, ઇન્દ્ર વગેરે રૂપે જુદા જુદા ભોગો ભોગવીને મોક્ષ પ્રાપ્ત કરે છે. ૩૧

## ज्योतिषि भावाच्च ।१।३।३२।

### અને (દેવો નક્ષત્ર વગેરે રૂપે) જ્યોતિશ્ચક્રમાં રહેલા હોવાથી, (તેમનો બ્રહ્મજ્ઞાન અને કર્મમાં અધિકાર નથી.)

વળી, તે બધા દેવોનો (બ્રહ્મજ્ઞાન અને કર્મમાં) અધિકાર નથી એ વાત પ્રત્યક્ષ જ જોવામાં આવે છે. (પ્રત્યક્ષ પ્રમાણ આપતાં ભાષ્યકાર કહે છે કે) બધાય દેવો ખરેખર નક્ષત્ર વગેરે રૂપે સ્વર્ગનો ભોગ કરતા, જ્યોતિર્મણ્ડલમાં જગતને પ્રકાશ આપનાર તરીકે જોવામાં આવે છે. અને "અગ્નિ પુચ્છનું પ્રથમ કાણ્ડ છે." (તૈ. આ. ૨. ૧૯, ભાગ. ૫. ૨૩. ૫) ઇત્યાદિ શ્રુતિથી (પણ સિદ્ધ થાય છે કે દેવોનો જ્ઞાન અને કર્મમાં અધિકાર નથી.) આવા પ્રકારના, જેમણે ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે, જે સર્વથી ઉપાસના કરવા યોગ્ય છે અને (બ્રહ્મદેવ-રૂપે) જે મોક્ષ આપનારા છે એવા દેવોને જ્ઞાન અને કર્મનો કાંઈ પણ ઉપયોગ નથી. તેથી દેવોનો જ્ઞાન અને કર્મમાં અધિકાર નથી જ એમ સિદ્ધ થાય છે; આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં, ૩૨

સિદ્ધાન્ત કહેવામાં આવે છે કે

## भावं तु बादरायणोऽस्ति हि ।१।३।३३।

### પણ (દેવોનો અધિકાર) છે, કારણ કે (તે પ્રમાણે શ્રુતિ) છે જ, એમ બાદરાયણ કહે છે.

**तु** શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરે છે. 'ભાવ' એટલે દેવોના અધિકારનું અસ્તિત્વ (છે એમ) બાદરાયણ આચાર્ય (કહે છે.) આ ગૌણ સિદ્ધાન્ત નથી એ જણાવવાને માટે સૂત્ર-કાર **बादरायणः** એ પ્રમાણે પોતાનું નામ સૂત્રમાં આપે છે.

(શંકા) અરે! આર્ષ જ્ઞાનનું શું પ્રયોજન? જો આર્ષ જ્ઞાનથી જ 'દેવોનો જ્ઞાન અને કર્મમાં અધિકાર છે' એમ સ્વીકારવામાં આવે તો જૈમિનિનું જ્ઞાન પણ આર્ષ હોવાથી બાદરા-યણનો મત જૈમિનિના મત જેવો થઈ જશે.

(સમાધાન) તેથી સૂત્રકાર કહે છે કે **अस्ति हि**, (અમે આર્ષ જ્ઞાનથી 'દેવોનો જ્ઞાન અને કર્મમાં અધિકાર છે' એમ કહેતા નથી, પણ વેદમાં તે પ્રમાણે દર્શાવનારાં પ્રત્યક્ષ વચનો છે.) (દેવોનો અધિકાર દર્શાવનારાં વચનો) વેદમાં છે. તે આ પ્રમાણે:–"હું ઉત્પન્ન કરૂં એમ પ્રજાપતિએ ઇચ્છા કરી" (તૈ. સં. ૭. ૧. ૧), "તેણે એ અગ્નિહોત્રના જોડકાને જોયું" (          ), "સૂર્યનો ઉદય થતાં તેણે હોમ કર્યો" (તૈ. બ્રા. ૨. ૧. ૨), "દેવોએ ખરેખર સત્ર કર્યો" (તૈ. સં. ૨. ૩. ૩) ઇત્યાદિ વાક્યોથી દેવોનો કર્મમાં અધિકાર છે એમ વેદમાં નિશ્ચય કરવામાં આવ્યો છે, (અને) "દેવોમાંથી જેણે તે બ્રહ્મને જાણ્યું તે જ તે બ્રહ્મ થયા" (બૃ. ૧. ૪. ૧૦) ઇત્યાદિ; તે પ્રમાણે ઇન્દ્ર અને પ્રજાપતિના સંવાદમાં "દેવોમાં બ્રહ્મા" (તૈ. સં. ૩. ૪. ૧૧) (આ વાક્યો 'દેવોનો બ્રહ્મજ્ઞાનમાં અધિકાર છે' એમ સિદ્ધ કરે છે.) આ પ્રમાણે (વેદનાં) આવાં વાક્યોથી સિદ્ધ થાય છે કે દેવોનો પણ (જ્ઞાન અને કર્મમાં) અધિકાર છે. અને વળી, વેદમાં જ્યાં 'દેવો કર્મથી ઉત્પન્ન થતા ફલનો ભોગ જ કરે છે, પણ કર્મ કરતા નથી' એમ જણાય છે ત્યાં પણ દેવોનો (જ્ઞાન અને કર્મમાં) અધિ-કાર છે એમ સ્વીકારવું જોઈએ.

સૂત્રમાં આવેલો **हि** શબ્દ દર્શાવે છે કે આ અર્થ બરોબર છે. (છાન્દોગ્ય ઉપનિષદમાં જણાવેલા) એ વસુઓ (વગેરે) ખરેખર આધિદૈવિક અને ભગવાનના અવયવરૂપ છે, કારણ કે તેઓ ખાતા નથી, (પણ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે.) જેમની ઉપાસના કરવામાં આવે છે તે વસુ વગેરે દેવો આધિદૈવિક અને ભગવાનનાં અવયવો છે એમ જો સ્વીકારવામાં ન આવે તો (**वसूनयाजयत्** ઇત્યાદિ વાક્યોમાં પૂર્વપક્ષીએ બ્ર. સૂ. ૧. ૩. ૧૧ માં જણાવ્યું તે પ્રમાણે) વસુત્વ વગેરેને વિરોધ આવે. "વસુઓનું જે પ્રાતઃસવન" (તૈ. બ્રા. ૧. ૫. ૧૧) ઇત્યાદિ વાક્યમાં જેમ વસુ વગેરે અધિકારી દેવો યજમાનને પ્રાતઃસવન વગેરે આપે છે તેમ અહીં છાન્દોગ્યોપનિષદની મધુવિદ્યામાં પણ ઉપાસકને 'અમૃત આપે છે' એમ જ કહેવામાં આવત, પણ ઉપાસક 'વસ્તુ વગેરે થાય છે' એમ કહેત નહિ; પરંતુ તે પ્રમાણે કહેવામાં આવેલું હોવાથી એમ સિદ્ધ થાય છે કે જેમની ઉપાસના કરવામાં આવે છે એ વસુ વગેરે દેવો ઉપાસના કરનારાઓથી ભિન્ન છે, આધિદૈવિક છે. અમૃતને જોઈને કોઈ વિશિષ્ટ જીવો ખરેખર તૃપ્ત થતા નથી. તેથી છાન્દોગ્યનું આ પ્રકરણ બ્રહ્મનું જ છે. વળી, જે દેવોપાસક જેવો જણાય છે તે (પણ) ભગવાનનો અંશ જ છે અને આધિદૈવિક છે. વળી, પૂર્વપક્ષમાં જણાવ્યું તે પ્રમાણે નિર્ણય કરવો નહિ, કારણ કે તે પ્રમાણે કરવાથી ઉપાસકોના અભાવને લીધે દેવોની ઉપાસના સંભવશે નહિ. (આ દેવોની જ ઉપાસના કરવામાં આવે છે એમ જો માનવામાં આવે તો અનિત્ય પદાર્થના–ઉપાસના કરનારના–સમ્બન્ધથી) વેદ અનિત્ય થઈ જાય. તેથી દેવોનો પણ (જ્ઞાન અને કર્મમાં) અધિકાર છે એ પ્રમાણે શબ્દબલવિચાર જ યોગ્ય છે એમ સિદ્ધ થયું. ૩૩

# શુગસ્યેત્યધિકરણ

## शुगस्य तदनादरश्रवणात्तदाद्रवणात्सूच्यते हि ।१।३।३४।

**એને–જાનશ્રુતિને–શોક થયો હતો, કારણ કે તેણે હંસનું અનાદરનું વાક્ય સાંભળ્યું હતું. પછીથી તે (રૈકવ પાસે) દોડ્યો (એટલે તે શૂદ્ર કહેવાયો); (જાનશ્રુતિને 'શૂદ્ર' એ પ્રમાણે સંબોધન કરવાથી રૈકવનું સર્વજ્ઞત્વ) સૂચવાય છે જ.**

હવે શૂદ્રના (બ્રહ્મવિદ્યા વિષેના) અધિકારનું ખણ્ડન કરવામાં આવે છે. જેમ "નિષાદ વર્ણવાળા રાજા પાસે રૈદ્ર ઇષ્ટિ તે કરાવે છે (મૈ. સં. ૨. ૨. ૪); તે રૈદ્ર ઇષ્ટિ તેને માટે જ છે." (આપ. શ્રૌ. સૂ. ૯. ૧૪. ૧૨) એ શ્રુતિથી યજ્ઞરૂપી કર્મમાં "**हविष्कृत् आधाव** (હે હવિષ્કૃત્ ! આવ) (જુવો શુ. ય. ૧. ૧૫) એ પ્રમાણે શૂદ્ર (યજમાનને) (અધ્વર્યુ બોલાવે છે)" (આપ. શ્રૌ. સૂ. ૧. ૧૯. ૯) એ લિંગથી હવિને ખાંણીઆની અંદર કૂટવાની ક્રિયામાં અને (યજ્ઞમાં) દોહવું વગેરે કર્મમાં શૂદ્રનો અધિકાર જણાય છે, તેમ અહીં પણ સંવર્ગવિદ્યામાં શૂદ્રનો અધિકાર છે એમ કોઈને શંકા થાય, તો તેનું નિરાકરણ કરવાને માટે આ અધિકરણનો આરંભ કરવામાં આવે છે.

(શંકા) (છાન્દોગ્યોપનિષદના છઠ્ઠા પ્રપાઠકમાં) આ પ્રમાણે શ્રવણ થાય છે. "જાનશ્રુતિ પૌત્રાયણ" (છા. ૪. ૧. ૧) એ આખ્યાનમાં હંસનું વાક્ય સાંભળ્યા પછી જાનશ્રુતિ પૌત્રાયણ ગાડાવાળા રૈકવની પાસે ગયો. "રૈક્વ! આ છસો ગાયો" (છા. ૪. ૨. ૨) ઇત્યાદિ વાક્ય વડે જ્યારે જાનશ્રુતિએ ઉપાસ્ય દેવતા વિષે રૈકવને પ્રશ્ન કર્યો ત્યારે રૈકવે (નીચે પ્રમાણે) જવાબ આપ્યો. "હે શૂદ્ર! ગાયો સહિત હારયુક્ત રથ તારી પાસે જ છો રહે!" (છા. ૪. ૩. ૩) ઇત્યાદિ વાક્યમાં રૈકવે જાનશ્રુતિને 'શૂદ્ર' શબ્દથી સંબોધ્યો, અને ફરીથી "હે શૂદ્ર! આ ઉપાયો વડે" (છા. ૪. ૨. ૫) એ પ્રમાણે કહીને તેણે જાનશ્રુતિને સંવર્ગવિદ્યાનો ઉપદેશ આપ્યો. તેથી આ સંવર્ગવિદ્યામાં જન્મથી જે શૂદ્ર હોય તેનો પણ અધિકાર છે.

(સમાધાન) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે. છાન્દોગ્યોપનિષદમાં વપરાએલા 'શૂદ્ર' શબ્દનો અર્થ જાતિશૂદ્ર નથી, પરંતુ 'તું અહંકારી છું, એટલે આ સંવર્ગવિદ્યામાં તારો અધિકાર નથી' એ જણાવવાને માટે રૈકવે જાનશ્રુતિને 'શૂદ્ર' કહીને બોલાવ્યો છે. આ અર્થ સૂત્રકાર (આ સૂત્રમાં) કહે છે. **शुक्** એટલે શોક, **अस्य** એટલે જાનશ્રુતિને, થયો. તેનું કારણ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **तदनादरश्रवणात्**, તે હંસ પાસેથી પોતાનું અપમાન કરતું વચન (જાનશ્રુતિએ) સાંભળ્યું તેથી. "અરે! આ બીચારા હલકી કોટિના રાજાને ગાડાવાળા રૈકવના જેવું (બહુમાનવાળું વચન) તું કહે છે" (છા. ૪. ૧. ૩) એ પ્રમાણે પોતાની નીચતા દર્શાવનારૂં (હંસનું વચન) જાનશ્રુતિએ સાંભળ્યું, તેથી (તેને શોક થયો.)

જો આ પ્રમાણે હોય તો તેથી શું? આ શંકા થતાં સૂત્રકાર કહે છે કે **तदाद्रवणात्**. **तत्** એટલે તેની પછી–પોતાની નિન્દાનું વચન સાંભળ્યા પછી–(રૈકવ પાસે જાનશ્રુતિ) દોડ્યો. તેથી (રૈકવે તેને 'શૂદ્ર' કહ્યો.) (પોતાની નિન્દા સાંભળીને થએલા) શોકની પછી જાનશ્રુતિ (રૈકવ પાસે) દોડે છે તેથી (રૈકવે તેને) 'શૂદ્ર' કહ્યો. (અર્થાત્ શોકની પછી જે દોડે તે શૂદ્ર.) (આ પ્રમાણે **शुच्** શબ્દના **च**કારનો લોપ અને उકાર દીર્ઘ થઈને **शूद्र** શબ્દ બન્યો છે. તેનું પ્રયોજન દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે **शूद्र** શબ્દમાં) રૈકવે જે દીર્ઘ સ્વરનો પ્રયોગ કર્યો છે તે, (રૈકવ પોતે) સર્વજ્ઞ છે એ જણાવવાને માટે પરોક્ષ રીતે અર્થ કહેવાને માટે વાપરવામાં આવ્યો છે.

રૂઢિ યોગને દૂર કરે છે, રૂઢ અર્થ યૌગિક અર્થ કરતાં બલવાન્ છે, એ ન્યાય (પૂ. મી. સૂ. ૬. ૧. ૪૪–૫૦) હોવાથી ('શૂદ્ર' શબ્દનો 'જાતિશૂદ્ર' એ રૂઢ અર્થ ન લેતાં 'શોક થયા પછી દોડ્યો' એ યૌગિક અર્થ જે સ્વીકારવામાં આવે છે) તે પ્રકાર શી રીતે સંભવે? આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **सूच्यते हि**, સૂચવાય છે જ. 'હંસના વાક્યથી શોક થતાં તું અહીં આવ્યો છું' એ પ્રમાણે ('શૂદ્ર' શબ્દથી બોધ કરતાં) પોતાનું–રૈકવનું–સર્વજ્ઞત્વ સૂચવાય છે. જો આ પ્રમાણે માનવામાં ન આવે તો (પોતાને) શરણે આવેલા (જાનશ્રુતિને) ધિક્કારનું વચન વ્યર્થ થઈ જાય. બ્રહ્મવિત્ સર્વજ્ઞ હોય છે એ વાત યોગ્ય છે (એમ સૂત્રમાં આવેલા **हि** શબ્દનો અર્થ છે.) અથવા તો જાનશ્રુતિનું અભિમાન દૂર કરવાને માટે **शूद्र** એ પ્રમાણે સંબોધન કરવામાં આવ્યું છે.

તેથી, શોક થયા પછી (રૈકવ પાસે) દોડવાથી જ (જાનશ્રુતિને માટે) 'શૂદ્ર' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે, જન્મથી જે શૂદ્ર છે એવા 'જાતિશૂદ્ર'ના અર્થમાં નહિ. ૩૪

આ પ્રમાણે શાથી? આમ શંકા થતાં સૂત્રકાર કહે છે કે

**क्षत्रियत्वावगतेश्चोत्तरत्र चैत्ररथेन लिङ्गात् ।१।३।३५।**

**(જાનશ્રુતિ જાતિશૂદ્ર નથી, પણ ક્ષત્રિય છે) કારણ કે (તેનું) ક્ષત્રિયત્વ જણાય છે, અને તેને ઉપદેશ કરવામાં આવ્યો છે. (વળી, છાન્દોગ્યોપનિષદમાં) આગળ જતાં ચૈત્રરથને લીધે (જાનશ્રુતિનું ક્ષત્રિયત્વ જણાય છે), કારણ કે (કાક્ષસેનિ ચૈત્રરથ હતો અને ચૈત્રરથ ક્ષત્રિય હતો એમ સૂચવનાર) ચિહ્ન છે.**

જાનશ્રુતિ પૌત્રાયણ ક્ષત્રિય છે એમ જણાય છે, કારણ કે તેણે ગાયો, હાર, રથ અને કન્યા (રૈકવને) આપ્યાં છે. બંદિજનને મોકલવું, (ઘણું રાંધવું, અન્નક્ષેત્રો) વગેરે આ બધું ક્ષત્રિય વિના બીજા કોઈની બાબતમાં ખરેખર સંભવતું નથી, કારણ કે આ બધા રાજાના ધર્મો છે. (ક્ષત્રિય વિના) બીજો કોઈ ખરેખર (પોતાની) કન્યા બ્રાહ્મણને ભાર્યા તરીકે આપી શકતો નથી, (કારણ કે પુરાણો વગેરેમાં એમ કહેવામાં આવ્યું છે કે ક્ષત્રિયો પોતાની કન્યા બ્રાહ્મણને ભાર્યા તરીકે આપે છે.) વળી, ("અરે! મન્દદૃષ્ટિવાળા! મન્દદૃષ્ટિવાળા! જાનશ્રુતિ પૌત્રાયણનું દિવસના જેવું જે તેજ વ્યાપ્ત છે તેનો સ્પર્શ ન કર; સ્પર્શ વડે તે તેજ તને ન બાળો" છા. ૪. ૧. ૨) એ પ્રમાણેનું હંસનું પ્રથમ વાક્ય શૂદ્રમાં ઘટી શકતું નથી, (કારણ કે આ પ્રકારનું માહાત્મ્ય શૂદ્રમાં સાંભળવામાં આવ્યું નથી.) વળી, (રૈકવે જાનશ્રુતિને બ્રહ્મવિદ્યાનો) ઉપદેશ આપ્યો છે તેથી પણ (જણાય છે કે જાનશ્રુતિ જાતિશૂદ્ર નથી.)

આટલું કહ્યા છતાં પણ જે કોઈ માને કે સંવર્ગવિદ્યામાં શૂદ્રનો જ અધિકાર છે તેના મતનું નિરાકરણ કરવા માટે સૂત્રકાર કહે છે કે **उत्तरत्र चैत्ररथेन लिङ्गात्**; આગળ ઉપર ચૈત્રરથને લીધે, લિઙ્ગ છે તેથી. "શૌનક કાપેય અને અભિપ્રતારી કાક્ષસેનિ" (છા. ૪. ૩. ૫) એ પ્રમાણે આગળ ઉપર (જાનશ્રુતિ આખ્યાનના ઉપસંહારમાં) એક બ્રાહ્મણ અને બીજો ક્ષત્રિય એમ બે પ્રસિદ્ધ વ્યક્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. કક્ષા–સ્પર્ધા કરવા યોગ્ય, ચિત્ર–છે સેના જેની તે કક્ષસેન કહેવાય છે; અને કક્ષસેનનો પુત્ર તે કાક્ષસેનિ. (સૂત્રમાં આવેલો) 'ચૈત્રરથ' શબ્દ એ 'કાક્ષસેનિ' શબ્દનું (જ) વિવરણ છે. ચિત્ર–વિચિત્ર–રથો છે જેના તે ચિત્રરથ કહેવાય છે; અને ચિત્રરથનો પુત્ર તે ચૈત્રરથ; તે ચૈત્રરથને લીધે. કક્ષારૂપ, સ્પર્ધા કરવા યોગ્ય, ચિત્ર રથો એ પ્રમાણે ('ચૈત્રરથ' શબ્દ 'કાક્ષસેનિ' શબ્દના અર્થનું) વ્યાખ્યાન કરે છે.

(આ પ્રકારના વ્યાખ્યાનનું બીજ દર્શાવનારૂં જ્ઞાપક પ્રમાણ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) "ચૈત્રરથની પાસે કાપેયોએ એ યાગ કરાવ્યો" (તા. બ્રા. ૨૦. ૧૨. ૫) એ પ્રમાણે લિઙ્ગ, બોધક ચિહ્ન, છે. શૌનક કાપેય યાગ કરાવનાર છે, અને યાગ કરનાર ચિત્રરથનો પુત્ર કાક્ષસેનિ છે. ("શૌનક કાપેય અને અભિપ્રતારી કાક્ષસેનિ–એ બેને પીરસાતું હતું તેવામાં એક બ્રહ્મચારીએ ભિક્ષા માગી." છા. ૪. ૩. ૫ એમાં જણાવેલો) બ્રહ્મચારી બ્રહ્મને જાણનારો છે, જ્યારે આ બે–શૌનક અને અભિપ્રતારી–સંવર્ગવિદ્યાના ઉપાસક છે. (બ્રહ્મચારીએ જે ભિક્ષા માગી તે) ભિક્ષા (સામાન્યતઃ) પ્રાણને માટે હોય છે; તેથી (બ્રહ્મચારીની 'આ બ્રહ્મવિત્ છે કે નહિ' એ પરીક્ષા કરવાને માટે શૌનક અને અભિપ્રતારી એ બે જણે (પહેલાં તે બ્રહ્મચારીને ભિક્ષા) આપી નહિ. (બ્રહ્મચારીનો એક શ્લોક–છા. ૪. ૩. ૬–અને

શૌનકનો એક શ્લોક—છા. ૪. ૩. ૭—એ) બે શ્લોકો પણ (પ્રજાપતિના સ્વરૂપનો બોધ કરીને પરમ્પરાથી) ભગવાન્ વિષેના છે. તેથી આ સંવર્ગવિદ્યામાં પણ (આરંભમાં સંદેહ છે છતાં પણ ઉપસંહારમાં) આ બન્ને—ગુરુ અને શિષ્ય—(અનુક્રમે) બ્રાહ્મણ અને ક્ષત્રિય જ છે એમ જણાય છે. તેથી જાતિશૂદ્ર સંવર્ગવિદ્યામાં અધિકારી નથી. ૩૫

## संस्कारपरामर्शात्तदभावाभिलापाच्च ।१।३।३६।

**વળી, (ઉપનિષદમાં બધે બ્રહ્મવિદ્યાના અધિકારીને ઉપનયન) સંસ્કારનો ઉલ્લેખ હોય છે, અને (શૂદ્રમાં) તેનો અભાવ કહેલો છે; (તેથી શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.)**

હવે શૂદ્રનો કોઈ પણ વખતે બ્રહ્મવિદ્યામાં અધિકાર હોય તો અહીં (સંવર્ગવિદ્યામાં) પણ (તે અધિકાર) કલ્પવામાં આવે. પણ તે અધિકાર (જ) નથી, કારણ કે ઉપનિષદમાં (બ્રહ્મવિદ્યાના અધિકારીને) સંસ્કારનો ઉલ્લેખ છે. ઉપનયન સંસ્કારનો બધે ઉલ્લેખ થએલો છે. "તેને એણે ઉપનયન સંસ્કાર કર્યો" (શ. બ્રા. ૧૧. ૫. ૩. ૧૩), "હે ભગવન્! ઉપદેશ કરો—એમ કહી નારદ સનત્કુમારની પાસે ગયા." (છા. ૭. ૧. ૧), "પ્રાચીનશાલ વગેરે મહાન્ વિદ્વાન્ બ્રાહ્મણોને (ઉપનયન સિદ્ધ થએલું હોવાથી જ ફરીથી) ઉપનયન સંસ્કાર કરાવ્યા વિના (અશ્વપતિ રાજાએ તેમને વૈશ્વાનરવિદ્યાનો ઉપદેશ કર્યો.)" (છા. ૫. ૧૧. ૭) ઇત્યાદિ સ્થળોએ ઉપનયન સંસ્કાર કર્યા પછી જ વિદ્યાનો ઉપદેશ કરવામાં આવે છે એમ જણાય છે.

શૂદ્રને તો આ ઉપનયન સંસ્કાર નથી એમ કહેવામાં આવ્યું છે, તેથી (તેનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.) "ચતુર્થ વર્ણ જે શૂદ્ર તેને (ઉપનયન ન હોવાથી) એક જન્મ છે" (મ. સ્મૃ. ૧૦. ૪), "શૂદ્રને કશું પાપ લાગતું નથી, અને એને સંસ્કારનો અધિકાર નથી." (મ. સ્મૃ. ૧૦. ૧૨૬) એ પ્રમાણે શૂદ્રને સંસ્કારનો નિષેધ કરવામાં આવ્યો છે, તેથી (શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.) સૂત્રમાં આવેલા ચકારનો એવો અર્થ છે કે "શૂદ્રને ઉપદેશ ન આપવો" (મ. સ્મૃ. ૪. ૮૦) એ પ્રમાણે નિષેધ હોવાથી (શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.) ૩૬

## तदभावनिर्धारणे च प्रवृत्तेः ।१।३।३७।

**(વળી), તેનો—શૂદ્રત્વનો—અભાવ નક્કી થયો ત્યારે જ (ગુરુશિષ્યભાવની) પ્રવૃત્તિ થએલી હોવાથી (શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.)**

આ કારણથી પણ શૂદ્રનો (બ્રહ્મવિદ્યામાં) સર્વથા અધિકાર નથી, કારણ કે તેનો—શૂદ્રત્વનો—અભાવ નક્કી થતાં જ (ગૌતમ અને જાબાલના) ગુરુશિષ્યભાવની પ્રવૃત્તિ થઈ છે. "સત્યકામ જાબાલ" (છા. ૪. ૪. ૧) એ ઉપાખ્યાનમાં "બ્રાહ્મણ વિના બીજો કોઈ આ રીતે સ્પષ્ટ બોલી શકે નહિ" (છા. ૪. ૪. ૫) એ પ્રમાણે (જાબાલના) સત્યવચનથી (આ જાબાલ) શૂદ્ર નથી એમ જાણ્યા પછી જ ગૌતમ ઋષિએ સત્યકામ (જાબાલને બ્રહ્મવિદ્યાનો) ઉપદેશ કર્યો.

સૂત્રમાં આવેલો **च**કાર 'જ'ના અર્થમાં વપરાએલો છે. વળી, તે **च**કાર સૂચવે છે કે (આ જાબાલમાં) બ્રાહ્મણાદિની વર્ણતા, અને શૂદ્રતાનો અભાવ એ બે છે કે કેમ એ જાણવાને માટે (ગૌતમ ઋષિને એ બાબત) નક્કી કરવી પડી. તેથી શૂદ્રનો (બ્રહ્મવિદ્યામાં) અધિકાર નથી. ૩૭

## श्रवणाध्ययनार्थप्रतिषेधात्स्मृतेश्च ।१।३।३८।

**(શૂદ્રને વેદના) શ્રવણ, અધ્યયન અને અર્થજ્ઞાનનો નિષેધ કરવામાં આવેલો છે તેથી, અને (તે પ્રમાણેની) સ્મૃતિ છે તેથી (શૂદ્રનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી.)**

(બ્રહ્મવિદ્યામાં શૂદ્રના) અધિકારની વાત તો દૂર રહી; (કારણ કે) વેદનું શ્રવણ, અધ્યયન અને તેના અર્થનું જ્ઞાન એ ત્રણ પણ શૂદ્રને માટે નિષિદ્ધ છે; એટલું જ નહિ પણ) શૂદ્રની સમીપમાં બીજાએ-બ્રાહ્મણ વગેરેએ-વેદનું શ્રવણ વગેરે ન કરવું એ પ્રમાણે નિષેધ છે. "જો એ શૂદ્ર વેદનું શ્રવણ કરે તો સીસા અને લાખ વડે એના કાન પૂરી નાખવા" (ગૌ. ધ. સૂ. ૨. ૩. ૪), "જે શૂદ્ર છે તે, ખરેખર, ચાલતું શ્મશાન છે; તેથી શૂદ્રની પાસે વેદનું અધ્યયન ન કરવું" (વ. ધ. સૂ. ૧૮. ૧૧-૧૨), "જો શૂદ્ર વેદનો ઉચ્ચાર કરે તો તેની જીભ કાપી નાખવી; જો તેનો અર્થ ગ્રહણ કરે તો તેના શરીરના ટુકડા કરી નાખવા" (ગૌ. ધ. સૂ. ૨. ૩. ૪). (દર્શપૂર્ણમાસ વગેરે શ્રૌત કર્મમાં) દોહવા વગેરે ક્રિયામાં જો શૂદ્રનો સંબંધ હોય તો મન્ત્રનો ઉચ્ચાર કરવામાં આવતો જ નથી.

સ્મૃતિરૂપી હેતુથી પણ 'વેદના અર્થમાં શૂદ્રનો અધિકાર નથી' એમ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **स्मृतेश्च**, અને સ્મૃતિ છે તેથી. "વેદના અક્ષરોના વિચારથી શૂદ્ર તે જ ક્ષણે પતિત થાય છે" (પ. સ્મૃ. ૧. ૬૬-૬૭) એ પ્રમાણે (સ્મૃતિનું વાક્ય હોવાથી શૂદ્રનો વેદના અર્થમાં અધિકાર નથી.) સૂત્રમાં આવેલો **च**કાર દર્શાવે છે કે આ અધિકરણ પૂર્ણ થયું.

શાપ વગેરે કારણથી શૂદ્રયોનિમાં જન્મેલા (વિદુર જેવા) મહાપુરુષોનો સ્માર્ત અને પૌરાણિક જ્ઞાન વગેરેમાં અધિકાર હોય છે. તેમાં પણ પોતાના કર્મથી શૂદ્રયોનિમાં જે જન્મેલા છે તેમનો અધિકાર નથી. તેથી વૈદિક જ્ઞાન અને કર્મમાં કોઈ પણ વખતે શૂદ્રનો અધિકાર નથી એમ સિદ્ધ થયું. ૩૮

---

# કમ્પનાધિકરણ

## कम्पनात् ।१।३।३९।

**(સર્વ જગત્ ભગવાનથી) કમ્પે છે, તેથી (ભગવાન્ જ વાક્યનો અર્થ છે.)**

(શબ્દાદેવ પ્રમિતાધિકરણમાં-બ્ર. સૂ. ૧. ૩. ૨૪-૨૫ માં) કઠોપનિષદની ચતુર્થ વલ્લીનો (અંગુષ્ઠમાત્ર પુરુષને અંગે) વિચાર કરવાથી (પ્રસંગવશાત્ બ્રહ્મવિદ્યાના) અધિકારીઓનો પણ નિશ્ચય કરવામાં આવ્યો. તેથી તે જ ઉપનિષદની છઠ્ઠી વલ્લીમાં આવેલા અને પ્રલયના અવધિભૂત-પરમાત્મામાં લય કરાવનારા-વાક્યનો (અહીં) વિચાર કરવામાં આવે છે. (અર્થાત્ તે વાક્યમાં વર્ણવેલા પરમાત્માના સ્વરૂપના જ્ઞાનથી પરમાત્મામાં લય થાય એ હેતુથી તે વાક્યનો આ અધિકરણમાં વિચાર કરવામાં આવે છે.) ૨૧

"જે કાંઈ આ સર્વ જગત્ છે તે પ્રાણમાં રહેલું છે. તે નીકળીને કંપે છે. મોટાઓને જેમાંથી ભય થાય એવું વજ્ર ઉગામેલું છે. જે એને જાણે છે તે અમૃત થાય છે." (કઠ. ૨. ૬. ૨) આ પ્રમાણે શ્રવણ થાય છે. અહીં 'પ્રાણ' અને 'વજ્રને ઉગામવું' એ બે શબ્દોને લીધે સંદેહ થાય છે કે અહીં (૧) પ્રાણની ઉપાસના છે, કે (૨) ઇન્દ્રની ઉપાસના છે, કે (૩) બ્રહ્મનું વાક્ય છે. (જો કે પ્રકરણ બ્રહ્મનું છે છતાં પણ) 'પ્રાણ' અને 'વજ્રનું ઉગામવું' એ બ્રહ્મને બાધ કરનારા શબ્દોનું વાક્યમાં સ્પષ્ટ શ્રવણ થાય છે, એટલે પ્રકરણના બલથી નિર્ણય થઈ શકતો નથી, (કારણ કે પૂર્વમીમાંસાના ન્યાય પ્રમાણે 'પ્રકરણ' 'શ્રુતિ'થી દુર્બલ છે.)

(પૂર્વપક્ષ) "પ્રાણ ખરેખર અમૃત છે" (તૈ. સં. ૨. ૬. ૮) એ પ્રમાણે શ્રુતિ હોવાથી પ્રાણની ઉપાસના કરનારને પણ અમૃતત્વની, મોક્ષની, પ્રાપ્તિ થાય એ યોગ્ય છે. 'વજ્ર ઉગામેલું છે' એ પ્રમાણે વર્ણન હોવાથી (આ વાક્ય લિંગથી–શબ્દની શક્તિથી–ઇન્દ્રમાં પણ ઘટે છે), અને ઇન્દ્ર પણ અમર હોવાથી (ઇન્દ્રની ઉપાસના કરનારને પણ અમરત્વની પ્રાપ્તિ થશે.) આ વાક્ય પ્રાણ વિષેનું છે એમ માનવામાં આવે તો પ્રાણ દેહમાંથી છૂટો થાય કે તરત જ મરણ થાય છે એટલે તે પ્રાણ ભયરૂપ છે, (અને તે રીતે **महद्भयं वज्रमुद्यतम्** એ વર્ણન પ્રાણમાં ઘટી શકે છે.) અને આ વાક્ય ઇન્દ્ર વિષેનું છે એમ માનવામાં આવે તો ઇન્દ્ર બલનો અધિષ્ઠાતા છે, તેથી તેને પ્રાણ કહેવામાં આવ્યું છે, (અને તે રીતે **प्राणे** એ વર્ણન ઇન્દ્રમાં ઘટી શકે છે.) તેથી આ વાક્યનો અર્થ પ્રાણ અથવા ઇન્દ્ર છે, (કોઈ પણ પ્રકારે બ્રહ્મ નથી.)

(ઉત્તર) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર સિદ્ધાન્ત દર્શાવતાં કહે છે કે **कम्पनात्**, કંપે છે તેથી. અહીં–વિષયવાક્યમાં–("જે કાંઈ આ... વજ્ર ઉગામેલું છે" એ ત્રણ પાદરૂપી) પ્રથમ વાક્યનો અર્થ 'કંપવું' છે; અને આ કંપવાનું કારણ ભય છે. એક સરખી રીતે આખું જગત્ જે કંપે છે તે ભગવાનને લીધે જ કંપે છે; (તેથી વાક્યનો અર્થ પ્રાણ નથી.) (વાક્યનો અર્થ ઇન્દ્ર પણ થઈ શકે એમ નથી, કારણ કે) વજ્ર નિયમપૂર્વક એકલા ઇન્દ્રનું જ આયુધ નથી, કારણ કે તે વજ્ર અગ્નિનું હૃદય છે, કારણ કે "જેની જ્વાળાઓ શાન્ત થઈ છે એવા અગ્નિનું હૃદય તેણે છૂટું કર્યું; અને તે હૃદય વજ્ર થયું" (તૈ. બ્રા. ૧. ૧. ૩) એ પ્રમાણે શ્રુતિ છે. તેથી (બધાને) મારનારૂં આ રૂપ જ ભગવાનનું છે (એમ સિદ્ધ થાય છે.) 'પ્રાણ' શબ્દનો અર્થ (ભગવાન્ જ છે) એમ પહેલાં જ (બ્ર. સૂ. ૧. ૧. ૨૨) સિદ્ધ થઈ ગયું છે. તેથી આખું જગત્ જે કમ્પે છે તે ભગવાનને લીધે જ કમ્પે છે, એટલે ભગવાન્ જ વિષયવાક્યનો અર્થ છે. ૩૯

---

# જ્યોતિર્દર્શનાધિકરણ

## ज्योतिर्दर्शनात् ।१।३।४०।

**જ્યોતિ (બ્રહ્મ છે), કારણ કે (શ્રુતિમાં સર્વત્ર બ્રહ્મપ્રકરણમાં બ્રહ્મવાચક પદ) જોવામાં આવે છે.**

"જે આ જીવ આ શરીરમાંથી નીકળી પર જ્યોતિને પહોંચી પોતાના રૂપને પામે છે." (છા. ૮. ૩. ૪) આ પ્રમાણે શ્રુતિ છે. તેમાં સંશય થાય છે કે પર જ્યોતિ (૧) મહાભૂતરૂપ છે, કે (૨) બ્રહ્મ છે.

(જ્યોતિશ્ચરણાધિકરણ=બ્ર. સૂ. ૧. ૧. ૨૩–૨૬=માં 'જ્યોતિઃ' શબ્દનો અર્થ બ્રહ્મ કરેલો છે, તો પછી આ અધિકરણની શી જરૂર? આ પ્રકારની શંકા દૂર કરવા અને આ અધિકરણનું પ્રયોજન દર્શાવવા ભાષ્યકાર કહે છે કે) બ્રહ્મના જે કેટલાક (અસાધારણ) ધર્મો પહેલાં સિદ્ધ કરવામાં આવ્યા છે અને યુક્તિથી પણ જે અસાધારણ ધર્મો સાધવામાં આવ્યા છે તેનાથી ભિન્ન (૧) બ્રહ્મ પ્રાપ્ત કરવા યોગ્ય છે, (૨) બ્રહ્મને પ્રાપ્ત કરનાર જીવના સ્વરૂપને પ્રકટ કરવું, (૩) હૃદયત્વ, અને (૪) સર્વનું નિયામકત્વ એ ચાર, નિર્ણય કરનારા, ધર્મોનું અહીં નિરૂપણ કરવામાં આવ્યું છે. ૨૨

(પૂર્વપક્ષ) વિષયવાક્યમાં ('જ્યોતિઃ' શબ્દનો રૂઢ અર્થ તેજ છે તેથી) રૂઢિથી અને ('આ શરીરમાંથી નીકળી' ઇત્યાદિમાં દર્શાવેલી) યુક્તિથી જ્યોતિ મહાભૂત (તેજ) જ છે.

(ઉત્તર) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે જ્યોતિ બ્રહ્મ જ છે. શાથી? દર્શન છે તેથી. (શ્રુતિમાં) સર્વત્ર (બ્રહ્મપ્રકરણમાં બ્રહ્મવાચક પદ) જોવામાં આવે છે; અર્થાત્ (બ્રહ્મના પ્રકરણમાં 'બ્રહ્મ'ને સ્થાને ગમે તે શબ્દ વપરાયો હોય તો તે બ્રહ્મનો વાચક છે) આ ન્યાય છે. સુષુપ્તિકાળ વિષે (ઉપનિષદમાં) સર્વત્ર "હે પ્રિયદર્શન! ત્યારે (સુષુપ્તિમાં) તે જીવ સતની–બ્રહ્મની–સાથે એકભાવ પામે છે" (છા. ૬. ૮. ૧), "(સુષુપ્તિમાં આ સર્વ પ્રજા) સતને–બ્રહ્મને–પ્રાપ્ત થઈને 'અમે સતને પ્રાપ્ત થયા છીએ' એમ જાણતી નથી." (છા. ૬. ૯. ૨), "(સુષુપ્તિમાં સર્વ પ્રજા) બ્રહ્મલોક પ્રતિ રોજ ને રોજ જાય છે" (છા. ૮. ૩. ૨) ઇત્યાદિ સ્થળોએ જીવ બ્રહ્મને પ્રાપ્ત કરે છે જ એમ કહેવામાં આવ્યું છે. અહીં વિષયવાક્યમાં પણ 'संप्रसादः' એ પ્રમાણે વચન હોવાથી (અને 'સંપ્રસાદ' શબ્દથી સુષુપ્તિનો જ બોધ થવાથી બ્રહ્મને સ્થાને વપરાએલો) 'પર જ્યોતિ' બ્રહ્મ જ છે. તેથી સિદ્ધ થાય છે કે બ્રહ્મની જગ્યાએ વપરાએલા ગમે તે શબ્દનો અર્થ બ્રહ્મ જ છે. ૪૦

# અર્થાન્તરવ્યપદેશાધિકરણ

## आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ।१।३।४१।

### આકાશ (પરમાત્મા છે), (ભૂતાકાશના પ્રયોજનથી) ભિન્ન પ્રયોજન વગેરે કહેવામાં આવેલું છે તેથી.

"ખરેખર! આકાશ એ નામ અને રૂપને અવિચ્છિન્ન રીતે ચલાવનાર છે. એ બે–નામ અને રૂપ–જેની અંદર રહેલાં છે તે બ્રહ્મ." (છા. ૮. ૧૪. ૧) આ પ્રમાણે શ્રુતિ છે. તેમાં 'આકાશ' શબ્દ વિષે સંદેહ થાય છે કે આ આકાશ તે (૧) પંચ મહાભૂતોમાંનું આકાશ છે, કે (૨) પરમાત્મા છે.

(પૂર્વપક્ષ) (અહીં વિષયવાક્યમાં) ફક્ત નામ અને રૂપનો નિર્વાહ (જોવામાં આવે છે, બીજો કોઈ ધર્મ જોવામાં આવતો નથી; નામરૂપ નિર્વાહનો ધર્મ તો) ભૂતાકાશને વિષે

પણ હોય છે, કારણ કે ભૂતાકાશ અવકાશ–જગ્યા, સ્થળ–આપે છે; તેથી 'આકાશ' પદનો અર્થ બ્રહ્મ નથી. વળી, (નામરૂપનિર્વાહ એ બ્રહ્મનો જ ધર્મ છે એ પ્રકારનું) બીજું નિયામક પ્રમાણ નથી, (તેથી 'આકાશ' બ્રહ્મ નથી.)

(ઉત્તર) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે 'આકાશ' પરમાત્મા છે, કારણ કે (શ્રુતિમાં) બીજું પ્રયોજન વગેરે કહેવામાં આવેલું છે. ભૂતાકાશનું (વાયુ ઉત્પન્ન કરવાનું) જે શ્રુતિસિદ્ધ પ્રયોજન છે તેનાથી ભિન્ન–નામ અને રૂપને બ્રહ્મની અંદર સ્થાપન કરવારૂપી–પ્રયોજન (**ते यदन्तरा** એ શ્રુતિમાં) કહેવામાં આવેલું છે; અર્થાત્ વાયુ ઉત્પન્ન કરવાનું ભૂતાકાશનું જે કાર્ય છે તેનાથી અન્ય કાર્ય–નામ અને રૂપને બ્રહ્મની અંદર સ્થાપન કરવારૂપી કાર્ય–વગેરેનું (**तद्ब्रह्म** એ પ્રમાણે બ્રહ્મત્વનું પણ) કથન છે. જેમાં–આકાશ વગેરેમાં–બાહ્ય પદાર્થોને અંદર સ્થાપન કરવું વગેરે શ્રેષ્ઠ ધર્મો ખરેખર સિદ્ધ તરીકે કહેવામાં આવેલા હોય અને તે ધર્મો આકાશ–ભૂતાકાશ–માં ન સંભવે તો તે–આકાશ વગેરે– જ બ્રહ્મ છે એમ માનવું. વળી, નામ અને રૂપને નિર્વહન કરવાનું કાર્ય, બહાર કાઢવાનું કાર્ય, આકાશનું માહાત્મ્ય સિદ્ધ કરી શકતું નથી. (**आकाशो वै नाम....** એ શ્રુતિમાં) **वै** પદ નિશ્ચય દર્શાવનારૂં હોવાથી (નામ અને રૂપનું નિર્વહન કરવાનું કાર્ય) સિદ્ધ તરીકે જ વર્ણવવામાં આવેલું છે, અને તેથી આ વિષયવાક્યમાં આકાશની–ભૂતાકાશની–ઉપાસનાને માટે તે તે ધર્મો કહેવામાં આવેલા છે એમ કહી શકાશે નહિ. (નામ અને રૂપનું) નિર્વહન કરવાનું કાર્ય એ બ્રહ્મનો ધર્મ છે એ પ્રમાણે બીજી કોઈ શ્રુતિમાં સિદ્ધ થએલું ન હોવાથી અહીં તેનો (સ્વતન્ત્ર અધિકરણ તરીકે) વિચાર કરવામાં આવ્યો છે. (અર્થાત્ **तद्धर्माधिकरण**, બ્ર. સૂ. ૧. ૧. ૧૯–૨૦, **तल्लिङ्गाधिकरण**, બ્ર. સૂ. ૧. ૧. ૨૧, એ બે અધિકરણોથી આ અધિકરણ વ્યર્થ થતું નથી.) આ જ ન્યાય–નામ અને રૂપનું નિર્વહન કરવું એ બ્રહ્મનો ધર્મ છે એ જ ન્યાય–(**आकाशो वै....** ઇત્યાદિ વાક્ય બ્રહ્મનું છે એ પ્રમાણેની) અર્થાપત્તિ સૂચવે છે. (અર્થાત્ જો **आकाशो वै** ઇત્યાદિ વાક્ય બ્રહ્મનું ન થાય તો નામ અને રૂપનું નિર્વહન કરવાનું કાર્ય બ્રહ્મનો ધર્મ થઈ શકે નહિ; પણ નામ અને રૂપનો નિર્વાહ એ બ્રહ્મનો ધર્મ છે એમ ન્યાયથી સિદ્ધ થએલું છે: એટલે આ ન્યાયસિદ્ધ ધર્મ અન્યથા–**आकाशो वै** ઇત્યાદિ વાક્ય બ્રહ્મનું ન હોય તો–ઘટી શકતો નથી. તેથી **आकाशो वै** એ વાક્ય બ્રહ્મનું જ વાક્ય છે એમ સિદ્ધ થાય છે.) તેથી જ્યાં બ્રહ્મથી અન્ય પદાર્થમાં ઘટી ન શકે એવા ધર્મો કહેવામાં આવ્યા હોય ત્યાં (તે વર્ણનનું) તાત્પર્ય બ્રહ્મમાં જ છે એમ સિદ્ધ થયું. ૪૧

---

# સુષુપ્ત્યુત્ક્રાન્ત્યોરધિકરણ

## सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ।१।३।४२।

**સુષુપ્તિ અને ઉત્ક્રાન્તિમાં (જીવ અને બ્રહ્મ એ) ભિન્ન છે (એમ કહેવામાં આવ્યું છે, તેથી બ્રહ્મ જ પ્રકરણનો અર્થ છે.)**

બૃહદારણ્યક ઉપનિષદમાં જ્યોતિર્બ્રાહ્મણમાં (બૃ. ૪. ૩) "યાજ્ઞવલ્કય! આ પુરુષની જ્યોતિ કઈ છે?" (બૃ. ૪. ૩. ૨) એ પ્રમાણે આરંભ કરીને, "જે આ પ્રમાણે જાણે છે તે

ખરેખર અભયરૂપ બ્રહ્મ જ થાય છે" (બૃ. ૪. ૪. ૨૫) એ પ્રમાણે શારીરબ્રાહ્મણના (બૃ. ૪. ૪) અંતમાં કહેવામાં આવ્યું છે. (આ પ્રમાણે અહીં જ્યોતિર્બ્રાહ્મણ અને શારીરબ્રાહ્મણ એ બન્ને મળીને વિષયવાક્ય બને છે.)

(આ પ્રમાણે આરંભમાં અને અંતમાં જીવનું વર્ણન હોવાથી, અને મધ્યમાં બ્રહ્મના ધર્મોનું વર્ણન હોવાથી અહીં) સંદેહ થાય છે કે આ બ્રહ્મનું વાક્ય છે કે જીવનું વાક્ય છે. જો જીવ બ્રહ્મ છે એમ પ્રતિપાદન કરવામાં આવે તો વાક્ય જીવનું થાય; અને બ્રહ્મ જ મુખ્યત્વે જ્ઞાનનું કર્મ–જ્ઞાનનો વિષય–છે એમ પ્રતિપાદન કરવામાં આવે તો વાક્ય બ્રહ્મનું થાય. (આ પ્રમાણે સંદેહ થાય છે.)

જો કે (જ્યોતિર્બ્રાહ્મણ અને શારીરબ્રાહ્મણ એ બેના) ખરા અર્થનું જ્ઞાન થતાં તેમાં સંદેહ રહે નહિ, છતાં પણ એ પ્રકરણનું તાત્પર્ય આ પ્રકારનું છે એમ નિર્ણય કરનારો હેતુ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **भेदेन**, ભેદથી, (જીવ અને બ્રહ્મનું વર્ણન કરવામાં આવેલું છે.) (પૂર્વસૂત્રમાં–૧. ૩. ૪૧–આવેલું **व्यपदेशात्** એ પદ આ સૂત્રમાં લેવાનું છે, એટલે **भेदेन व्यपदेशात्** એ પ્રમાણે સૂત્રકાર હેતુ આપે છે.) આનો આ પ્રમાણે અર્થ છેઃ—

"આ પુરુષ–જીવ–ની જ્યોતિ કઇ છે?" (બૃ. ૪. ૩. ૨) એ પ્રમાણે જ્યારે જનક રાજાએ યાજ્ઞવલ્ક્યને (જીવ વિષે) પ્રશ્ન કર્યો ત્યારે 'સૂર્ય, ચન્દ્ર, અગ્નિ અને વાણી એ બધાં જીવની જ્યોતિ નથી' એમ કહ્યા પછી 'આત્મા (જીવની) જ્યોતિ છે,' આત્મા–ભગવાન્ જ–આ જીવની જ્યોતિ છે, એ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યો. ત્યાર પછી "તે આત્મા કયો છે?" (બૃ. ૪. ૩. ૭) એ પ્રમાણે જનકે આત્મા વિષે જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યો કે "જે આ વિજ્ઞાનમય–જ્ઞાનરૂપ–છે, ઇન્દ્રિયોમાં અને હૃદયમાં પ્રકાશે છે" (બૃ. ૪. ૩. ૭). જીવ પણ આવા પ્રકારનો જ છે (એમ જનકને સંદેહ રહે તેથી) તેનું નિરાકરણ કરવાને માટે યાજ્ઞવલ્ક્યે કહ્યું કે "તે આત્મા સમાન થઇને–જીવના જેવો થઇને–ક્રીડા કરે છે" (બૃ. ૪. ૩. ૭). જીવની બધીય ક્રિયાઓ–બધા ય વ્યાપારો–નું મૂલ કારણ બ્રહ્મ છે એમ જણાવવાને માટે (આ પ્રકરણમાં બ્રહ્મના અને જીવના એમ) બેય પ્રકારના ધર્મો બ્રહ્મને વિષે કહેવામાં આવેલા છે.

તેમાં–બ્રહ્મની ક્રીડામાં–ખરેખર (આ લોક, પરલોક, સ્વપ્ન અને સુષુપ્તિ એ) ચાર સ્થાનો છે. આ લોક, પર લોક અને સ્વપ્ન એ ત્રણનો, જીવની માફક, બ્રહ્મ અનુભવ કરે છે. તેમાં સ્વપ્ન મિથ્યા હોવાથી (ઉપનિષદમાં **द्वे एव स्थाने भवतः**, બૃ. ૪. ૩. ૯, એમ) બે જ સ્થાનોનું નિરૂપણ કરવામાં આવેલું છે. (**स वा एष एतस्मिन् संप्रसादे रत्वा चरित्वा ...**, બૃ. ૪. ૩. ૧૫ માં વર્ણવેલી) સુષુપ્તિ અવસ્થા એ (બ્રહ્મની ક્રીડાનું) ચોથું સ્થાન છે. જીવને તો (**सोऽस्य परमो लोकः**, બૃ. ૪. ૩. ૨૦ માં વર્ણવેલી) મોક્ષાવસ્થા પણ (પાંચમું સ્થાન છે.)

(જીવની માફક બ્રહ્મ અનુભવ કરે છે એ પ્રમાણે જીવ અને બ્રહ્મની જે સમાનતા શ્રુતિમાં દર્શાવવામાં આવી છે તે જીવ અને બ્રહ્મના ભેદ વિના સંભવતી નથી, અને ભેદની વાત ઉપનિષદમાં કહેવામાં આવી નથી; તેથી ભાષ્યકાર હવે જીવ અને બ્રહ્મનો ભેદ દર્શાવે છે.) તેમાં (પ્રથમસ્થાનરૂપી) આ લોકમાં જીવ નિયામક નથી એ વાત પ્રત્યક્ષ પ્રમાણથી

સિદ્ધ થએલી છે, (તેથી શ્રુતિમાં ભેદની વાત કહી નથી.) (પંચમસ્થાનરૂપી) મોક્ષાવસ્થામાં (**ब्रह्मैव सन् ब्रह्माप्येति**, બૃ. ૪. ૪. ૬, માં જણાવ્યા પ્રમાણે જીવ અને બ્રહ્મ એ બેની) એકતા હોય છે, (તેથી શ્રુતિમાં ત્યાં ભેદની વાત કહી નથી.) (તૃતીય સ્થાનરૂપી) સ્વપ્નાવસ્થા તો માયા છે, (તેથી ત્યાં શ્રુતિમાં ભેદની વાત કહેવાનું પ્રયોજન નથી.) તેથી હવે સુષુપ્તિ અને પરલોક એ બે સ્થાનો બાકી રહ્યાં; અને તેમાં શ્રુતિ જ (**अयं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तः**, બૃ. ૪. ૩. ૨૧, એ પ્રમાણે પરલોકમાં જીવ અને બ્રહ્મના) ભેદનું પ્રતિપાદન કરે છે.

(આ લોકમાં ભગવાનની ક્રીડાનો પ્રકાર દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) તેમાં–આ લોકમાં–ભગવાન્ જીવની માફક જ્યારે અનુભવ કરે છે ત્યારે જીવનાં અન્તઃકરણ અને ઇન્દ્રિયોના ધર્મો ભગવાનને પ્રાપ્ત થાય; તેથી શ્રુતિ "ભગવાન્ જાણે ધ્યાન કરે છે, જાણે ચલિત થાય છે" (બૃ. ૪. ૩. ૭) એ પ્રમાણે આ લોકમાં ભગવાન્ જીવનું અનુકરણ કરે છે એમ કહે છે. (અર્થાત્ આ લોકમાં ભગવાન્ અનુકરણથી લીલા કરે છે; અને આ વાત પુરાણોમાં અવતારદશામાં પણ સિદ્ધ થએલી છે.)

(હવે સ્વપ્નાવસ્થામાં ભગવાનની ક્રીડાનો પ્રકાર દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) બુદ્ધિસહિત ભગવાન્ પોતે જ સ્વપ્ન થઇને જાગ્રદવસ્થાનું અનુસંધાન–ઇન્દ્રિયો વડે પદાર્થોનું ગ્રહણ–કરતા નથી, [અને આ પ્રમાણે ભગવાન્ માયાથી જીવની માફક સ્વપ્નમાં ક્રીડા કરે છે. આ જ અર્થ **सधीः** (પાઠભેદ **स हि**) **स्वप्नो भूत्वा इमं लोकमतिक्रामति** ઇત્યાદિ, બૃ. ૪. ૩. ૭, એ વાક્યમાં કહેવામાં આવેલો છે.] આ પ્રમાણે જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા એ બે બ્રહ્મના બે લોક–સ્થાન–છે. (આ પ્રમાણે ભગવાનની ક્રીડાનું વર્ણન કરીને જીવની ક્રીડાનું વર્ણન કરતાં ભાષ્યકાર કહે છે કે) "**स वा अयं पुरुषः**" (બૃ. ૪. ૩. ૮) અને "**तस्य वा एतस्य पुरुषस्य**" (બૃ. ૪. ૩. ૯) એ બે કંડિકાઓમાં યાજ્ઞવલ્ક્ય જીવનાં ત્રણ સ્થાનો કહે છે. "**सः**" (બૃ. ૪. ૩. ૮)–તે–એટલે (**किंज्योतिरयं पुरुषः**, બૃ. ૪. ૩. ૨, એ) પૂર્વ વાક્યમાં આવેલો જીવ. શરીર અને ઇન્દ્રિયો જીવને દુઃખ જ આપે છે. (આ પ્રમાણે બૃ. ૪. ૩. ૮–૯ એ બે કંડિકાઓનો અર્થ છે, અને તેથી સ્પષ્ટ જણાય છે કે જીવમાં ઈશિત્વ, નિયામકપણું અથવા સ્વતંત્રતા નથી.)

(હવે **अथ यथाक्रमोऽयम्** ઇત્યાદિ, બૃ. ૪. ૩. ૯, એ શ્રુતિનો અર્થ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) "**अथ**" (બૃ. ૪. ૩. ૯) એ પ્રમાણે ભગવાનના ચરિત્રનું વર્ણન છે. ભગવાન્ તો (જીવના અને લોકના અંતર્યામી તરીકે સર્વનું નિયમન કરતા) પોતાનો આનન્દ અને જીવનું દુઃખ જુવે છે, (અને આ પ્રમાણે ભગવાનની પરલોકમાં જીવની માફક ક્રીડા જોવામાં આવે છે.) (**अथ यथाक्रमोऽयम्** ઇત્યાદિ વાક્યમાં ભગવાનનું જ ચરિત્ર વર્ણવેલું છે, જીવનું નહિ, એમ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે શ્રુતિવાક્યમાં આવેલા) **अथ** શબ્દને લીધે (પૂર્વે આવેલા જીવપ્રકરણથી આ બ્રહ્મપ્રકરણ) ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. જીવ ઈશ, સ્વતંત્ર નિયામક, ન હોવાથી, જે રીતે–ઉપાયથી–આ જીવ પરલોકમાં જાય છે તે ઉપાય ભગવાન્ જ કરે છે, (એમ આ શ્રુતિવાક્યનું તાત્પર્ય છે; અને આ પ્રમાણે ઉપાય કરીને જીવને પરલોકમાં લઈ જવું એ ભગવાનની પરલોકમાંની બીજી ક્રીડા છે. **यत्र प्रस्वापिति**, બૃ. ૪. ૩. ૯, થી આરંભીને **यमेष न प्रतिपद्यते**, બૃ. ૪. ૩. ૧૪, એટલા ભાગ

સુધીમાં ભગવાનની સ્વપ્નક્રીડાનું વર્ણન કરવામાં આવેલું છે, અને તે રીતે ભગવાનનું **स्वयंज्योतिष्ट्व**, સ્વયંપ્રકાશપણું, સિદ્ધ કરવામાં આવેલું છે. ભગવાનને સ્વપ્ન હોય છે એ સિદ્ધાન્ત સ્વીકારીને આ પ્રમાણે ભગવાનનું સ્વયંજ્યોતિષ્ટ્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. પણ કેટલાક લોકો એમ માને છે કે ભગવાનને સ્વપ્ન હોતું નથી. હવે આ બીજો પક્ષ સ્વીકારીને ભગવાનનું સ્વયંજ્યોતિષ્ટ્વ સિદ્ધ કરતાં ભાષ્યકાર શ્રુતિનું તાત્પર્ય દર્શાવતાં કહે છે કે) "**अथो खलु**" (બૃ. ૪. ૩. ૧૪) એ વાકયમાં 'ભગવાનને જાગ્રત્ અને સ્વપ્નનો ભેદ નથી' એ મતનું વર્ણન કરવામાં આવ્યું છે. પણ ('ભગવાનને સ્વપ્ન હોય છે' એ) પ્રથમ પક્ષમાં ભગવાનનું સ્વયંજ્યોતિષ્ટ્વ સ્પષ્ટ જણાય છે, (જ્યારે 'ભગવાનને સ્વપ્ન નથી' એ દ્વિતીય પક્ષમાં ભગવાનનું સ્વયંજ્યોતિષ્ટ્વ સ્પષ્ટ જણાતું નથી; તેથી ભાષ્યકારને પ્રથમ પક્ષ ઉત્તમ જણાય છે એમ સિદ્ધ થાય છે.)

(હવે **अत ऊर्ध्वं विमोक्षाय ब्रूहि**, બૃ. ૪. ૩. ૧૪, એ પ્રશ્નને સમજાવતાં ભાષ્યકાર કહે છે કે) અહીં સુધી–**स समानः सन्**, બૃ. ૪. ૩. ૭, થી આરંભીને **एवमेवैतद्याज्ञवल्क्य**, બૃ. ૪. ૩. ૧૫, સુધી–ભગવાનનું ચરિત્ર છે એમ સ્વીકારીને જીવને મોક્ષ મળે એટલા માટે જનક યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરે છે (બૃ. ૪. ૩. ૧૫). "**स वा एषः**" (બૃ. ૪. ૩. ૧૬) એ જીવ વિષેનું વાકય છે. જીવને સ્વાભાવિક રીતે (કોઈ પણ પદાર્થનો) સંગ નથી એમ સ્વપ્નાવસ્થામાં (જીવને) સંગ નથી એ પ્રમાણે પ્રત્યક્ષથી–અનુભવથી–દર્શાવતાં યાજ્ઞવલ્કય જીવનું અસંગત્વ કહે છે. સ્વપ્નમાં જીવને આસક્તિ નથી હોતી છતાં પણ (જાગ્રદવસ્થામાં આસક્તિ અનુભવસિદ્ધ છે તેથી) જાગ્રદવસ્થામાં પણ જીવ અસંગ છે એ જાણવાને માટે જનક ફરીથી યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરે છે (બૃ. ૪. ૩. ૧૬). આ પ્રશ્નના ઉત્તરમાં મત્સ્યનો (જે) દાખલો આપવામાં આવેલો છે, તે 'જીવ સ્વપ્નાવસ્થા અને જાગ્રદવસ્થાથી ભિન્ન છે' એ જણાવવાને માટે આપેલો છે, અને તે દાખલામાં ક્રિયાનું જ્ઞાન મુખ્ય છે, (અર્થાત્ ક્રિયાની બાબત મુખ્ય છે.) (જેમ નદીની અને મત્સ્યની–માછલાની–ક્રિયાઓ જુદી જુદી હોવાથી મત્સ્ય નદીથી ભિન્ન છે તેમ જીવ પણ સ્વપ્નાવસ્થામાં અને જાગ્રદવસ્થામાં સંચાર કરતો હોવાથી એ બન્ને અવસ્થાઓથી ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. વળી, જેમ મત્સ્ય બન્ને કિનારાઓએ વારાફરતી જાય છે અને જેમ તેની બન્નેમાં સ્વાભાવિક અનાસક્તિ છે તેમ જીવ પણ બન્ને–સ્વપ્ન અને જાગ્રત્–અવસ્થાઓમાં વારાફરતી ફરે છે અને તે બન્નેય અવસ્થાઓમાં તેને સ્વાભાવિક રીતે આસક્તિ નથી.) શ્યેન અને ગરુડનો દાખલો (બૃ. ૪. ૩. ૧૯) તો સુષુપ્તિમાં જીવ ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરે છે એ જણાવવાને માટે છે, અને (સુષુપ્તિમાં ભગવાનનું અસ્તિત્વ હોય છે એ જણાવવાને માટે **एतस्मा अन्ताय धावति**, બૃ. ૪. ૩. ૧૯, માં જે **अन्त** શબ્દ છે તેનો અર્થ) સ્વપ્નાવસ્થાનો અન્ત છે જ્યાં તે, અર્થાત્ ભગવાન્, અને "**यत्र**" (બૃ. ૪. ૩. ૧૯), જ્યાં, નો અર્થ (પણ) ભગવાન્ છે. (આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં ભગવાનનું અસ્તિત્વ છે એમ સિદ્ધ થાય છે.)

(સુષુપ્તિમાં જીવને ભગવાનની પ્રાપ્તિ કયા સાધનથી થાય છે એ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) (ધોળા, નીલા, પિંગળા, લીલા અને રાતા એમ પાંચ રંગના રસોથી ભરેલી નાડીઓ છે, તેથી) પાંચ રંગવાળી નાડીઓને લીધે જ જીવને (સ્વપ્નમાં) કલેશ થાય છે, અને ભગવાનને લીધે જ આનન્દ થાય છે, તેથી સ્વપ્નમાં અનુભવાતો આનન્દ એ અક્ષરાત્મક

પરમ લોક છે. સુષુપ્તિ-સારી રીતે જીવની સુપ્તિ છે જેમાં એવી સુષુપ્તિ-તો વાસનારહિત ભગવાન્ છે, (અને તેમના સંબંધથી જ જીવને પણ સુષુપ્તિ હોય છે.) આ સુષુપ્તિમાં [ભગવાન્ અને જીવ એ બન્નેને કોઈ પણ પ્રકારની કામના હોતી નથી (**तद्वा अस्य....**બૃ. ૪. ૩. ૨૧), એટલે પરમાત્મા અને જીવાત્મા એ બે સમાન ધર્મવાળા થઈ જાય છે, અને તેથી] 'તે બે ભિન્ન છે' એવું જ્ઞાન થઈ શકતું નથી; તેથી એ બન્ને ભિન્ન છે એમ "**शारीरः प्राज्ञः**" (બૃ. ૪. ૩. ૨૧) એ પ્રમાણે શ્રુતિમાં સ્પષ્ટતાથી નિરૂપણ કરવામાં આવ્યું છે. [શ્રુતિમાં જે **पुरुषः** પદ છે તેનું જ વ્યાખ્યાન કરીને ભાષ્યકારે **शारीरः**, જીવ, એ પ્રમાણે પ્રયોગ કર્યો છે. અર્થાત્ "શારીર" (= જીવ) અને "પ્રાજ્ઞ" (= ભગવાન્) એ બન્ને જુદા જુદા છે.] (સુષુપ્તિમાં જીવને) નાડીનું આચ્છાદન હોતું નથી તેથી તે 'અતિચ્છન્દ' (બૃ. ૪. ૩. ૨૧) (**छादयति इति छन्दः**-નાડી-,નાડીની પેલી પાર જનાર તે 'અતિચ્છન્દ') કહેવાય છેઃ સુષુપ્તિમાં ભગવાનના સ્વરૂપને પ્રાપ્ત થએલા જીવને બાહ્ય પદાર્થ, ઇન્દ્રિયો અને જ્ઞાન વગેરે ધર્મો એ ત્રણ હોતાં નથી, (અથવા તો બાહ્ય ઇન્દ્રિયોના ધર્મો, વ્યાપારો, હોતા નથી), એમ "**विजानीयात्**" (બૃ. ૪. ૩. ૩૧) સુધીનાં વાકયોમાં યાજ્ઞવલ્કય કહે છે. (મુખ્ય દ્રષ્ટા ભગવાન્ જ જલ-જલ જેવા-છે, બૃ. ૪. ૩. ૩૨, તેથી સુષુપ્તિમાં ભગવાનને પ્રાપ્ત થએલા જીવની) બાહ્ય ઇન્દ્રિયો પણ જલરૂપ બની જાય છે, એ પ્રમાણે, પહેલાં (**सोऽस्य परमो लोकः**, બૃ. ૪. ૩. ૨૦ અથવા તો 'જુવે છે અને નથી જોતા' ઇત્યાદિ, બૃ. ૪. ૩. ૨૩-૩૧, એમ જે) કહેવામાં આવ્યું છે તેમાં, યુક્તિ દલીલ-આપવામાં આવે છે.

"**एष ब्रह्मलोकः**" (બૃ. ૪. ૩. ૩૨) એ પ્રમાણે આરંભ કરીને "**अनुशशास एतदमृतम्**" (બૃ. ૪, ૩. ૩૩) એ વાકય સુધી આનન્દરૂપ ભગવાન્ ફલ છે એમ જણાવવા માટે એમનું-આનન્દરૂપ ભગવાનનું-પ્રતિપાદન કરવામાં આવેલું છે. (શ્યેન અને ગરુડના દૃષ્ટાન્તથી, બૃ. ૪. ૩. ૧૯થી, આરંભ કરીને યાજ્ઞવલ્કયે ઉપદેશ કર્યો, બૃ. ૪. ૩. ૩૩, ત્યાં સુધીના ભાગનું પ્રયોજન દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) આટલા ભાગમાં જાગ્રદવસ્થા અને સુષુપ્તિઅવસ્થા એ બે અવસ્થાઓમાં જીવ અસંગ રહે છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જીવ સુષુપ્તિથી ભિન્ન છે (અને તેથી ઈશ્વરથી પણ ભિન્ન છે) એ વાતનો અનુભવ કરવાને માટે જનક રાજા ફરીથી યાજ્ઞવલ્કયને પ્રશ્ન કરે છે, (બૃ. ૪. ૩. ૩૩). (સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં જીવાત્મા પુણ્ય અને પાપનાં) દર્શન કરે છે, અને તેથી તે તે પદાર્થોનું ગ્રહણ થાય છે, અને (પછીથી 'સુષુપ્તિમાં હું સુખેથી ઉંઘ્યો' એ પ્રમાણેના) સ્મરણથી-અદર્શનથી-તે તે પદાર્થોનો ત્યાગ થાય છે. આ બે હેતુથી સિદ્ધ કરવામાં આવ્યું કે આ પુરુષ-જીવાત્મા-અસંગ છે, (બૃ. ૪. ૩. ૧૫). (અર્થાત્ સુષુપ્તિ અવસ્થામાં પણ જીવાત્મા સાક્ષી તરીકે જ પુણ્ય અને પાપનાં દર્શન કરે છે, એટલે જીવાત્મા સુષુપ્તિથી પણ ભિન્ન છે, અને સુષુપ્તિમાં જીવાત્માને આસક્તિ ન હોવાથી પોતે-જીવાત્મા-અસંગ છે એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે જીવાત્મા સુષુપ્તિ વગેરે અવસ્થાઓથી ભિન્ન હોવાથી અને તે અવસ્થાઓમાં તેને આસક્તિ ન હોવાથી મોક્ષને માટે તેની સ્વરૂપયોગ્યતા સિદ્ધ થાય છે.)

આ પ્રમાણે સુષુપ્તિમાં અસંગ જીવ મોક્ષને યોગ્ય છે અને ભગવાન્ મોક્ષ આપનાર છે એમ જાણીને જનક રાજા યાજ્ઞવલ્કયને મોક્ષનો ઉપાય પૂછે છે. (બૃ. ૪. ૩. ૩૩). તે

પ્રસંગે યાજ્ઞવલ્ક્યને ભય ઉત્પન્ન થયો કે આ ઉત્તમ બુદ્ધિવાળો રાજા આગ્રહ કરીને પણ સર્વ જાણશે, મારૂં સર્વ જ્ઞાન લઈ લેશે; તેથી તેમણે પોતાના ઉપદેશમાં જીવના ધર્મો અને બ્રહ્મના ધર્મોને એકત્ર કરીને જીવથી આરંભ કરીને બ્રહ્મથી ઉપસંહાર કર્યો, (બૃ. ૪. ૩. ૩૪ થી બૃ. ૪. ૪. ૨૩ સુધી). તેમાં "તે જ્યાં" (બૃ. ૪. ૩. ૩૬) એ પ્રમાણે જીવની મૂર્છા અને અને (જ્વર વગેરેથી થતા) ઉપતાપની અવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે. "તેમાં જેમ ગાડું" (બૃ. ૪. ૩. ૩૫) એ પ્રમાણે જીવની મરણાવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં ભગવાન્ જ તેને બીજા લોકમાં લઈ જાય છે, તેથી "તેમાં જેમ રાજાને" (બૃ. ૪. ૩. ૩૭) એ પ્રમાણે ભગવાનનું સંમાન કરવામાં આવ્યું છે, કારણ કે "આ પ્રમાણે જાણનારની" (બૃ. ૪. ૩. ૩૭) એ પ્રમાણે વચન છે. જીવ તો આ પ્રમાણે (કર્મનાં ફલને) જાણનાર હોતો નથી. "આ પ્રમાણે જાણનાર" (બૃ. ૪. ૩. ૩૭) એમ સિદ્ધવત્ વચન હોવાથી અહીં જ્ઞાન પ્રાપ્ત કરવા વિષેનો વિધિ છે એમ માની શકાશે નહિ, કારણ કે તેમ કરવામાં વાક્યભેદનો પ્રસંગ આવશે. (અર્થાત્ આ પ્રમાણે જ્ઞાન મેળવવું એ પ્રમાણે વિધિવાકયની કલ્પના કરીને 'આ પ્રમાણે જાણનારની બધા ભૂતો રાહ જુવે છે' એમ વાકયની યોજના કરવાથી બે વાકયો સ્વીકારવાં પડે છે, અને તેથી વાકયભેદરૂપી દોષ પ્રાપ્ત થાય છે.)

"તે આત્મા જ્યારે" (બૃ. ૪. ૪. ૧) એ પ્રમાણે જીવમાં મોહ–વિવેકનો અભાવ– એ (બ્રહ્મના કરતાં) વધારાનું લક્ષણ કહેવામાં આવ્યું છે. "પછી આ આત્મા પ્રતિ આ પ્રાણો આવે છે" (બૃ. ૪. ૪. ૧) આ શ્રુતિથી માંડીને તે "તે પ્રમાણે પામે છે" (બૃ. ૪. ૪. ૫) એ શ્રુતિ સુધીમાં ભગવાનના ચરિત્રનું વર્ણન છે, કારણ કે પછીના શ્લોકમાં (બૃ. ૪. ૪. ૬) "**तत्**–તે" એટલે બ્રહ્મ, અને "**अस्य**–આનું" એટલે જીવનું એ પ્રમાણે નિરૂપણ છે, અને કામનારહિત જીવનો પ્રાણ ટકી રહે એટલા માટે તેને વિષે પહેલાં જ (બૃ. ૪. ૩. ૨૧) વર્ણવેલા ભગવત્સ્વરૂપનો શ્રુતિ અનુવાદ કરે છે. ભગવાનની પાસેથી જીવ નિર્ગમન કરે (અથવા તો ભગવત્સ્વરૂપ જીવ નિર્ગમન કરે) ત્યારે પ્રાણો–ઇન્દ્રિયો–પણ ખરેખર નિર્ગમન કરે છે, અને આ નિર્ગમન ઇચ્છાધીન છે; એટલે જ્યારે નિર્ગમનની ઇચ્છા ન હોય ત્યારે ઇન્દ્રિયો સુષુપ્તિમાં તેમાં–ભગવત્સ્વરૂપ જીવમાં–જ લય પામે છે. "બ્રહ્મ જ હોઇને" (બૃ. ૪. ૪. ૬) એટલે કૂટસ્થ હોઇને. "**अपि**" (બૃ. ૪. ૪. ૬) નો અર્થ સમુચ્ચય–સાથે–છે. ભગવાનની સાથે રહેલા જીવમાં બ્રહ્મ પ્રકટ થાય છે એમ (શ્રુતિનો) અર્થ છે.

જીવમાં બ્રહ્મનો આવિર્ભાવ ઘટતો નથી, એટલે તેનું પ્રતિપાદન કરવાને માટે પછીનો શ્લોક (બૃ. ૪. ૪. ૭) છે. અહીં બૃહદારણ્યક ઉપનિષદમાં જીવના ઉપદેશનું પ્રકરણ ન હોવાથી અને (**एति** પ્રકટ થાય છે એમ) સિદ્ધવત્ ઉપદેશ હોવાથી જીવન્મુક્ત અવસ્થાનું વર્ણન નથી. તેમ અસમ્પ્રજ્ઞાત સમાધિનું પણ અહીં વર્ણન નથી, કારણ કે તે બીજાઓનો– યોગદર્શનને અનુસરનારા લોકોનો–મત છે. આ બ્રહ્મનું પ્રકરણ હોવાથી જીવની સદ્યોમુક્તિ-રૂપ ફલનું પણ અહીં વર્ણન નથી. જીવનું ઉત્ક્રમણ થાય ત્યારે જ તેની સદ્યોમુક્તિ થઈ શકે એમ શારીરબ્રાહ્મણમાં (બૃ. ૪. ૩. ૩૫) પણ કહેવામાં આવ્યું છે. "જેમ સર્પની કાંચળી" (બૃ. ૪. ૪. ૭) એ પ્રમાણે સુષુપ્તિ અવસ્થાના શરીરનું વર્ણન કરવામાં આવ્યું છે. "સ્થૂલ શરીર વિનાનો" (બૃ. ૪. ૪. ૭) આ વાકયથી માંડીને તે "સમ્રાટ્" (બૃ. ૪. ૪. ૭) એ પદ સુધીમાં યાજ્ઞવલ્કય પોતાના ઉપદેશનો ઉપસંહાર કરે છે.

ત્યાર પછી અહીં ઉપનિષદમાં સર્વ પદાર્થોનો નિર્ણય કરનારા તેર શ્લોક છે. પહેલો શ્લોક (બૃ. ૪. ૪. ૮) બ્રહ્મને જાણનારા પુરુષની ગતિનું–ક્રમમુક્તિનું–વર્ણન કરે છે. "આ માર્ગ" (બૃ. ૪. ૪. ૯) એ બીજા શ્લોકમાં (નિષ્ક્રમણમાર્ગનું વર્ણન છે, અને) સુષુપ્તિમાં સુષુમ્નાનાડીથી ઉત્પન્ન થતા પાંચ રંગોનું વર્ણન છે. "અન્ધ તમસ્" ઇત્યાદિ બે શ્લોકોમાં (બૃ. ૪. ૪. ૧૦–૧૧) બ્રહ્મનું જ્ઞાન જેમણે નથી મેળવ્યું તેમની નિન્દા કરવામાં આવી છે. "તે બ્રહ્મ જ હોઇને" (બૃ. ૪. ૪. ૧૪) એ શ્લોકમાં સદ્યોમુક્તિ ભોગવનારા જ્ઞાનીઓ બ્રહ્મભાવથી બ્રહ્મને પ્રાપ્ત કરે છે એમ કહેવામાં આવ્યું છે. "આત્માને જો જાણે" (બૃ. ૪. ૪. ૧૨) એ શ્લોકમાં વૈરાગ્યનું વર્ણન છે. "જેણે આત્માની પ્રાપ્તિ કરી છે" ઇત્યાદિ નવ (?) શ્લોકોમાં (બૃ. ૪. ૪. ૧૩, ૧૫–૨૧) બ્રહ્મની સ્તુતિ કરવામાં આવેલી છે, અને બ્રહ્મના વિજ્ઞાનનું વર્ણન કરવામાં આવેલું છે. ફરીથી યાજ્ઞવલ્ક્ય "તે જ આ આત્મા" (બૃ. ૪. ૪. ૨૨) એ પ્રમાણે આરંભ કરીને "હે જનક! તું અભયને પ્રાપ્ત થયો" (બૃ. ૪. ૪. ૨૩) ત્યાં સુધીમાં આ જ વસ્તુનો સ્પષ્ટતાથી ઉપદેશ કરે છે. કાણ્વ શાખાવાળાઓનો કોઈ કોઈ ઠેકાણે જૂદો પાઠ છે, છતાં પણ બધે આ જ અર્થ છે.

(પૂર્વપક્ષ) બૃહદારણ્યક ઉપનિષદના આ પ્રકરણમાં જીવનું વર્ણન છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સિદ્ધાન્ત કહેવામાં આવે છે. બ્રહ્મ જ આ પ્રકરણનો અર્થ છે, કારણ કે સુષુપ્તિમાં ('આ શારીર આત્મા પ્રાજ્ઞ આત્માથી જોડાએલો છે' એ પ્રમાણે વર્ણન હોવાથી) અને ઉત્ક્રમણમાં ('આ શારીર આત્મા પ્રાજ્ઞ આત્માથી અન્વારૂઢ થએલો છે' એ પ્રમાણે વર્ણન હોવાથી) જીવ અને બ્રહ્મ ભિન્ન છે એમ વર્ણન કરવામાં આવેલું છે. જેમ તલ્લિઙ્ગાધિકરણમાં (બ્ર. સૂ. ૧. ૧. ૨૧) આકાશવાક્યનું (છા. ૧. ૯. ૧) તાત્પર્ય બ્રહ્મમાં છે એમ નિર્ણય કરવામાં આવ્યો છે તેમ અહીં પણ આ પ્રકરણનું તાત્પર્ય બ્રહ્મમાં જ છે એમ નિર્ણય કરવો યોગ્ય છે. ૪૨

## पत्यादिशब्देभ्यः ।१।३।४३।

### પતિ વગેરે શબ્દો છે તેથી (આ પ્રકરણ બ્રહ્મનું જ છે.)

વળી, "સર્વને વશ રાખનાર" (બૃ. ૪. ૪. ૨૨) ઇત્યાદિ શબ્દોને લીધે આ પ્રકરણ બ્રહ્મનું જ છે એ સ્પષ્ટ જ છે. ૪૩

### પ્રથમાધ્યાયનો તૃતીય પાદ સમાપ્ત.

# પ્રથમાધ્યાયનો ચતુર્થ પાદ

## આનુમાનિકાધિકરણ

### आनुमानिकमप्येकेषामिति चेन्न शरीररूपक-
### विन्यस्तगृहीतेर्दर्शयति च ।१।४।१।

**કેટલાક લોકોની શાખામાં (સાંખ્યોનું) અનુમાનસિદ્ધ તત્ત્વ પણ છે એમ જો કહેતા હો તો ના, કારણ કે રૂપક તરીકે વર્ણવેલા શરીર (અને ઇન્દ્રિયો વગેરેનું) ગ્રહણ થાય છે, અને (આ જ અર્થ શ્રુતિ પોતે જ) દર્શાવે છે.**

આ પ્રમાણે (પહેલા ત્રણ પાદોમાં) સર્વ ઉપનિષદોનું તાત્પર્ય બ્રહ્મમાં છે એમ જ્યારે નિર્ણય કરવામાં આવ્યો ત્યારે કેટલાક લોકો, વેદના અર્થનું જ્ઞાન ન હોવાથી, વેદના કોઈ ભાગમાં–કઠોપનિષદમાં–કપિલ ઋષિના સાંખ્યમતને અનુસરનારા પદાર્થો જોઈને, આ સાંખ્યમતના પદાર્થો–તત્ત્વો–નું મૂલ વેદ છે એમ કહે છે. આ અભિપ્રાયનું ખણ્ડન કરવાને માટે ચતુર્થ પાદનો આરંભ કરવામાં આવે છે. તેમાં "ઈક્ષિતિથી (બ્રહ્મ) અશબ્દ નથી" (બ્ર. સૂ. ૧. ૧. ૪) એ સૂત્રમાં સાંખ્યમત અશબ્દ હોવાથી–ઉપનિષદમાં વર્ણવેલો ન હોવાથી–તેનું (પરોક્ષ રીતે) નિરાકરણ કરવામાં આવ્યું છે.

(પૂર્વપક્ષ) સાંખ્યમત વેદમાં વર્ણવેલો છે એ પ્રમાણે શંકા કરતાં અહીં પૂર્વપક્ષી કહે છે કે **आनुमानिकमप्येकेषाम्**, કેટલાક લોકોની શાખામાં (સાંખ્યોનું) અનુમાનસિદ્ધ તત્ત્વ પણ છે. કેટલાક શાખાવાળાઓની શાખાઓમાં સાંખ્યોએ કલ્પેલાં પ્રકૃતિ વગેરે તત્ત્વોનું શ્રવણ થાય છે. (દા. ત.) "ઇન્દ્રિયોથી પર અર્થો–વિષયો–છે, અર્થોથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે, બુદ્ધિથી પર આત્મા–અહંકાર–છે, તેનાથી પર મહત્ છે, મહત્થી પર અવ્યક્ત–પ્રકૃતિ–છે, અવ્યક્તથી પર પુરુષ છે, પુરુષથી પર કાંઈ પણ નથી; આ પુરુષ (છેલ્લી) અવધિ છે, છેવટનું ગન્તવ્ય સ્થાન છે." (કઠ. ૧. ૩. ૧૦–૧૧). આ પ્રમાણે કાઠકશાખામાં શ્રવણ થાય છે. તેમાં બુદ્ધિથી આત્મા–અહંકાર–પર છે, તેનાથી મહત્–મહત્તત્ત્વ–પર છે, તેનાથી અવ્યક્ત–પ્રકૃતિ–પર છે, તેનાથી પુરુષ પર છે: આ પ્રમાણે શ્રવણ થાય છે. અહંકાર વગેરે પદાર્થો, ખરેખર, બ્રહ્મવાદમાં સંભવતા નથી. તેથી આવા પ્રકારનાં (**अजामेकाम्**, શ્વે. ૪. ૫ જેવાં) વાક્યોમાં સાંખ્યમતના પદાર્થોનું શ્રવણ હોવાથી માયાવાદ, પ્રકૃતિવાદ અને અવિદ્યાવાદ એ બધા વાદો પણ શ્રુતિપ્રતિપાદિત છે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે જો પૂર્વપક્ષી કહે તો અમે કહીએ છીએ કે, ના; ફક્ત સરખા–એક જ જાતના–શબ્દોને લીધે સાંખ્યમત (શ્રુતિપ્રતિપાદિત છે એમ) સિદ્ધ થતું નથી. (કારણ કે) સંદેહવાળા પદાર્થોનો નિર્ણય પૂર્વાપરસંદર્ભનો વિચાર કરીને કરવાનો હોય છે; પણ સંદેહવાળા (અવાન્તર) વાક્યને લીધે સર્વ (મહાવાક્ય)ને વ્યાકુલ કરવો–બીજે પ્રકારે સમજાવવો–એ યોગ્ય નથી. ૨૩

આ (કઠોપનિષદ્‌ના) પ્રકરણમાં પ્રથમ (નીચે પ્રમાણે શ્રવણ થાય છે.):–"આત્માને રથી જાણ, શરીરને રથ જાણ, બુદ્ધિને સારથિ જાણ, મનને લગામ જાણ; બુદ્ધિમાન્ તત્ત્વ-ચિન્તકો ઇન્દ્રિયોને ઘોડા કહે છે, વિષયોને એમને–ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને–જવાના માર્ગો કહે છે; અને શરીર, ઇન્દ્રિય અને મનવાળા આત્માને ભોક્તા કહે છે." (કઠ. ૧. ૩. ૩–૪). ત્યાર પછી "જે વિજ્ઞાન વિનાનો છે" (કઠ. ૧. ૩. ૫) ઇત્યાદિ ચાર વાક્યો આવે છે. ત્યાર પછી "ઇન્દ્રિયોથી અર્થો પર છે" (કઠ. ૧. ૩. ૧૦) એ વાક્ય આવે છે.

તેમાં–**इन्द्रियेभ्यः परा ह्यर्थाः** ઇત્યાદિ (કઠ. ૧. ૩. ૧૦–૧૧) વાક્યમાં–પહેલાં આવેલા (**आत्मानं रथिनं विद्धि** ઇત્યાદિ, કઠ. ૧. ૩. ૩–૪) વાક્યમાં આવેલા અર્થના સંબંધમાં જ અર્થ લેવો યોગ્ય છે. આ અર્થ (હેતુરૂપે) દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **शरीररूपकविन्यस्त-गृहीतेः**, રૂપક તરીકે વર્ણવેલા શરીર (અને ઇન્દ્રિયો વગેરેનું) ગ્રહણ થાય છે તેથી. શરીરથી જે શરીર ઇન્દ્રિયો વગેરે જણાય છે તે 'શરીરરૂપ'; તે રથ વગેરેમાં રૂપકભાવે જ્યાં–**आत्मानं शरीरं विद्धि** એ વાક્યમાં–વર્ણવવામાં આવ્યા છે, અને તેમની–શરીર વગેરેની–જ અહીં ગૃહીતિ, ગ્રહણ, થાય છે. (અહીં ભાષ્યકાર મૂળ પદ **शरीररूपरूपकविन्यस्तगृहीतेः** એ પ્રમાણે સ્વીકારે છે; એટલે **शरीररूपाः रूपकविन्यस्ताः** એ પ્રમાણે સમાસ થાય છે. તેમાં 'શાકપાર્થિવ' એ મધ્યમપદલોપી સમાસ પ્રમાણે **रूप** પદનો લોપ થઈ **शरीररूपक-विन्यस्ताः** એ પ્રમાણે સિદ્ધ થાય છે. 'શરીરરૂપત્વ' એ 'રૂપકવિન્યસ્ત' પદાર્થોનું વ્યાવર્તક હોવાથી ઉપસર્જન થાય છે, એટલે 'શરીરરૂપ'ને સમાસમાં પહેલાં મૂકવામાં આવેલું છે.)

જો આ પ્રમાણે ન માનીએ તો (કઠોપનિષદના તે પ્રકરણમાં) વર્ણવેલા (જીવાત્મા અને પરમાત્માને પ્રાપ્ત કરવાનાં સાધનોનો) ત્યાગ થાય છે, અને જેનું વર્ણન કરવામાં આવ્યું નથી એવા (સાંખ્યમતના વિવેકરૂપ સાધનો વગેરેનો) સ્વીકાર કરવો પડે છે. કઠોપનિષદમાં આવેલું આ પ્રકરણ, ખરેખર, જીવ વિષેનું છે: તેમાં યોગ્ય શરીર ધારણ કરીને હરિના પદમાં જવું એ પ્રમાણે જીવને મુક્તિ મેળવવાના ઉપાયનું વર્ણન કરવામાં આવે છે. ૨૪

તેમાં બ્રહ્મને પ્રાપ્ત કરવાનું જીવનું મુખ્ય સાધન શરીર છે. આ શરીર રથ છે, કારણ કે તે ઇન્દ્રિયો વગેરે સર્વ સાધનવાળું હોવાથી (આત્માનું) સ્વતંત્ર વાહન છે. પણ રથ ઘોડાઓને અધીન છે, અને ઘોડાઓ પોતાની બુદ્ધિને અધીન છે. ઘોડાઓની બુદ્ધિ લગામને અધીન છે, અને લગામ સારથિને અધીન છે. સારથિ પોતાની બુદ્ધિને અધીન છે, અને સારથિની બુદ્ધિ માર્ગને અધીન છે, અને માર્ગ જે સ્થળે જવાનું હોય તે સ્થળને અધીન છે. આ પ્રમાણે જાણીને યોગ્ય સામગ્રીવાળો પુરુષ તે સ્થળ પ્રાપ્ત કરે છે.

તેમાં ઇન્દ્રિયોનો આત્મા–નિયામક–વિષયો છે. આ વિષયો–શબ્દ, સ્પર્શ વગેરે જગતના પદાર્થો–ભગવાનના જ છે એ પ્રમાણે મનમાં સારી રીતે ભાવના કરવામાં આવે ત્યારે જ તે વિષયો ઇન્દ્રિયોના નિયામક બને છે. (અહીં જ્ઞાની પુરુષોની ઇન્દ્રિયોની અને વિષયોની વાત નથી,) કારણ કે વિરક્ત પુરુષોની ઇન્દ્રિયો વિષયોથી આકર્ષાતી જ નથી, (એટલે તેમની ચર્ચાને અહીં સ્થાન નથી.) બુદ્ધિનો આત્મા–નિયામક–વિજ્ઞાન, અને આ વિજ્ઞાન બ્રહ્મ વિષેનું હોવાથી મહાન્ બને છે. આ મહાન્ વિજ્ઞાનનો નિયામક અવ્યક્ત, જે પ્રકટ નથી તે, ભગવત્કૃપા જ છે. અને ભગવત્કૃપા તો ભગવાનને અધીન છે, બીજા કોઈ સાધનને અધીન નથી. અને ભગવાન્ પોતાને જ અધીન છે. આ પ્રમાણે જ તે પ્રકરણનો અર્થ યોગ્ય છે.

વળી, શ્રુતિ પોતે જ આ જ અર્થ દર્શાવે છે: તે આ પ્રમાણે છે:—"સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો એ આત્મા બહાર જણાતો નથી; પણ ઉત્તમ અને સૂક્ષ્મ બુદ્ધિ વડે સૂક્ષ્મદષ્ટિવાળાઓથી એ દેખી શકાય છે" (કઠ. ૧. ૩. ૧૨). 'સૂક્ષ્મ બુદ્ધિથી' એટલે ઉપનિષદને અનુસરનારી બુદ્ધિથી. અર્થાત્ ભગવાનનું જ્ઞાન થતાં જ ભગવાનની પ્રાપ્તિ થાય છે એમ તાત્પર્ય છે. સૂત્રમાં આવેલા ચકારથી "પછીથી મને યથાર્થ રીતે જાણીને તે મારામાં પ્રવેશ કરે છે" (ભ. ગી. ૧૮. ૫૫) એ સ્મૃતિનું ગ્રહણ થાય છે. તેથી (કઠોપનિષદમાં પરમાત્માને પ્રાપ્ત કરવાનાં) સાધનોનો ઉપદેશ હોવાથી અહીં કઠોપનિષદમાં સાંખ્યમતનું પ્રતિપાદન કરવામાં શ્રુતિનું તાત્પર્ય નથી. ૧

## सूक्ष्मं तु तदर्हत्वात् ।१।४।२।

### પણ સૂક્ષ્મ તે જ-(કૃપારૂપ) બ્રહ્મ જ-છે, કારણ કે (તેની) યોગ્યતા છે.

(શંકા) અરે! (કઠોપનિષદમાં આવેલા) 'અવ્યક્ત' શબ્દનો અર્થ ભગવત્કૃપા થઈ શકે નહિ, કારણ કે (આખા ઉપનિષદમાં) બ્રહ્મનું જ વર્ણન છે.

(સમાધાન) આ પ્રમાણે શંકા કરીને સૂત્રમાં આવેલો **તુ** શબ્દ તે શંકાનો પરિહાર કરે છે. સૂક્ષ્મ–અવ્યક્ત–તે છે, (કૃપારૂપ) બ્રહ્મ જ છે, કારણ કે (ભગવત્કૃપારૂપી) ધર્મ અને (ભગવાનરૂપી) ધર્મીનો અભેદ છે. 'અવ્યક્ત' શબ્દનો અર્થ ખરેખર સૂક્ષ્મ થાય છે. તે જ, ખરેખર, સર્વ પ્રકારે પ્રકટ થતું નથી, કારણ કે તેની યોગ્યતા છે. તે જ યોગ્ય છે. (અવ્યક્તનો અર્થ બ્રહ્મ અને ભગવત્કૃપા કરવામાં આવે છે:) આ બન્ને અર્થમાં પણ આ–યોગ્યત્વ–હેતુ છે. તેથી ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી, (ધર્મી) ભગવાન્ જ સૂક્ષ્મ છે એટલે (ધર્મ) ભગવત્કૃપા પણ અવ્યક્ત કહેવાય છે. ૨

## तदधीनत्वादर्थवत् ।१।४।३।

### પુરુષાર્થની–ફલની–માફક (કૃપા) બ્રહ્મને અધીન છે તેથી (બ્રહ્મ કૃપાથી પર છે.)

(શંકા) અરે! (તમે કહો છો તે પ્રમાણે ભગવત્કૃપા બ્રહ્મરૂપ છે, તો પછી ભગવત્કૃપા–અવ્યક્ત–) બ્રહ્મરૂપી ધર્મી થાય; અને જો તે પ્રમાણે થાય તો અવ્યક્તથી–ભગવત્કૃપાથી–પુરુષ પર છે (એમ જે **अव्यक्तात्पुरुषः परः** એ શ્રુતિમાં જણાવેલું છે તે) ઘટી શકશે નહિ, (કારણ કે ભેદ હોય તો જ પરત્વ ઘટી શકે.) જો આ પ્રમાણે ન માનતાં બીજી કોઈ યુક્તિથી અવ્યક્ત–ભગવત્કૃપા–ધર્મ છે એમ સિદ્ધ કરો તો પછી (આખા પ્રકરણમાં બ્રહ્મરૂપી ધર્મીનું વર્ણન છે, એટલે પ્રકરણના અર્થનો વિરોધ આવે છે એમ) પહેલાં જે દોષ દર્શાવવામાં આવ્યો હતો તે દોષ પ્રાપ્ત થાય છે. (આ પ્રમાણે બન્ને પ્રકારે દોષ આવે છે.)

(સમાધાન) આ શંકાનું નિરાકરણ સૂત્રકાર આ સૂત્રમાં કરે છે. બ્રહ્મ અને ભગવત્કૃપા–અવ્યક્ત–એ બન્નેનો અભેદ છે છતાં પણ ભગવત્કૃપા ભગવાનને અધીન હોવાથી ભગવાન્ ભગવત્કૃપાથી–અવ્યક્તથી–પર છે, અર્થાત્ ભગવાન્ ભગવત્કૃપાના નિયામક છે. (અભેદ હોય છતાં પણ નિયમ્યનિયામકભાવ સંભવે છે એ દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) આ વિષયમાં **अर्थवत्**, અર્થની માફક, એ પ્રમાણે સૂત્રમાં દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે. 'અર્થ' એટલે

પુરુષાર્થ, ફલ; તેની માફક. "બ્રહ્મવેત્તા પરને પ્રાપ્ત કરે છે" (તૈ. ૨. ૧) એ વાક્યમાં એક જ બ્રહ્મ સત્ અને ચિત્ રૂપથી જ્ઞાનનો વિષય બને છે, અને આનન્દરૂપથી જ્ઞાનનું ફલ બને છે. (આ પ્રમાણે દૃષ્ટાન્ત છે.) તે જ પ્રમાણે અક્ષર અને પુરુષોત્તમનો વિભાગ પણ (ગણિત આનન્દ અને અગણિત આનન્દ એ બે રૂપભેદથી) સિદ્ધ થાય છે. ભગવાનના ધર્મો પણ ભગવાનને અધીન છે, અને ભગવાન્ પોતે પણ પોતાને અધીન છે એમ તાત્પર્ય છે. અર્થાત્ કૃપાવિષ્ટ ભગવાન્ સાધન છે, અને આનન્દરૂપ ભગવાન્ ફલ છે.

(આ પ્રમાણે શ્રુતિમાં આવેલા 'અવ્યક્ત' પદનો 'જે સર્વ પ્રકારે પ્રકટ નથી તે' એમ યૌગિક અર્થ સ્વીકારીને આ સૂત્રનો અર્થ આપવામાં આવ્યો છે. હવે ભાષ્યકાર બીજી રીતે અર્થ કરતાં કહે છે કે) અથવા 'અવ્યક્ત' એ પદનો અર્થ સચ્ચિદ્રૂપ અક્ષર જ થાવ. ('અક્ષર' એ ભગવાનનું ધામ હોવાથી ભગવદધીન છે, એટલે ભગવાન્ અક્ષરથી પર છે, અક્ષરના નિયામક છે. આ સૂત્રના બીજા અર્થમાં **અર્થવત્** એ દૃષ્ટાન્ત સમજાવતાં ભાષ્યકાર કહે છે કે) અક્ષરબ્રહ્મની સ્ફૂર્તિ થતાં વિજ્ઞાન–બુદ્ધિ–અક્ષરબ્રહ્મરૂપી વિષયને જે અધીન થાય છે તેને જ (સૂત્રમાં) 'અર્થ' એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. (અર્થાત્ અક્ષરબ્રહ્મનું વિજ્ઞાન અક્ષરબ્રહ્મના જેવું છે, છતાં પણ અક્ષરથી ભિન્ન છે અને અક્ષરને અધીન છે. તે જ પ્રમાણે અક્ષરબ્રહ્મ પણ બ્રહ્મના જેવું હોવા છતાં પણ પરબ્રહ્મથી ભિન્ન છે અને પરબ્રહ્મને અધીન છે. આ પ્રમાણે ભગવત્કૃપા અથવા અક્ષરબ્રહ્મનું પરબ્રહ્મ સાથે ઐક્ય છે છતાં પણ પરબ્રહ્મનું પરત્વ–નિયામકત્વ–ઘટી શકે છે, અને પ્રકરણના અર્થરૂપી પ્રવાહનો કોઈ જાતનો વિરોધ આવતો નથી.)

આ પ્રમાણે પ્રથમ ત્રણ સૂત્રનું તાત્પર્ય દર્શાવવાથી બીજા સર્વવિપ્લવવાદીઓનું–માયાવાદીઓનું–પણ ખણ્ડન થઈ ગયું એમ જાણવું. વળી, માયાવાદીઓ પોતાના મતના સમર્થનમાં જે યુક્તિઓ આપે છે તે શ્રુતિ અને સ્મૃતિથી વિરુદ્ધ હોવાથી અસમ્બદ્ધ છે, તેથી પણ તેમના મતનું નિરાકરણ થઈ જાય છે.

(માયા, અવ્યક્ત વગેરે) અનેક રૂઢ શબ્દોનો અર્થ બ્રહ્મ જ છે, બીજું કાંઈ નથી. (કુમારિલભટ્ટ વગેરેએ સમજાવેલા જૈમિનિના અભિપ્રાયને–જે પ્રમાણે લોકમાં શબ્દોના અર્થ છે તે જ પ્રમાણે વેદમાં પણ શબ્દોના અર્થ છે એ અભિપ્રાયને–સ્વીકારીને) જો લોકો લૌકિક શક્તિ–લોકમાં શબ્દનો પ્રચલિત અર્થ–પ્રમાણે અનેક રૂઢ શબ્દોનો અર્થ 'પ્રકૃતિ' વગેરે કરે તો તે વેદમાર્ગથી બહિષ્કૃત થાય છે. ૨૫

તેથી 'ઇન્દ્રિયોથી પર' (કઠ. ૧. ૩. ૧૦–૧૧) એ વાક્યોમાં સાંખ્યોનાં અનુમાનસિદ્ધ (પ્રકૃતિ વગેરે) તત્ત્વોમાંથી એક પણ તત્ત્વનું વર્ણન નથી. ૩

## ज्ञेयत्वावचनाच्च ।१।४।४।

### (આ વાક્યમાં 'અવ્યક્ત'ને) જાણવા યોગ્ય કહ્યું નથી તેથી.

કઠોપનિષદમાં પૂર્વાપરસંબંધનો વિચાર કરીને ('અવ્યક્ત'નો અર્થ ભગવત્કૃપા અથવા અક્ષરબ્રહ્મ એ પ્રમાણે) અર્થ કરવામાં આવ્યો. પરંતુ ફક્ત ("ઇન્દ્રિયોથી પર", કઠ. ૧. ૩. ૧૦–૧૧) આ વાક્યનો જ વિચાર કરવામાં આવે તો પણ સાંખ્યોએ સ્વીકારેલું 'પ્રકૃતિ'રૂપ તત્ત્વ 'અવ્યક્ત' શબ્દમાંથી સિદ્ધ થતું નથી. આ પ્રમાણે દર્શાવતાં સૂત્રકાર આ સૂત્ર આપે છે.

"ઇન્દ્રિયોથી પર" ઇત્યાદિ (કઠ. ૧. ૩. ૧૦–૧૧) વાક્યમાં 'અવ્યક્ત'નું જ્ઞાન પ્રાપ્ત કરવું એ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું નથી. સાંખ્યોને તો પ્રકૃતિ અને પુરુષનો ભેદ જાણવાનો હોય છે, (કારણ કે એ ભેદના જ્ઞાનથી જ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.) સાંખ્યોના મતમાં પદાર્થો સિદ્ધ છે એ પ્રમાણે વર્ણન કરવાથી કૈવલ્યરૂપી પુરુષાર્થ સિદ્ધ થતો નથી. અને જો (કઠોપનિષદની શ્રુતિમાં વર્ણવેલા પદાર્થો) પુરુષાર્થ સિદ્ધ ન કરી શકે તો પછી તે શ્રુતિવાક્યનો અર્થ અસંબદ્ધ જ થઈ જાય. (સૂત્રમાં આવેલા चનું તાત્પર્ય દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) વળી, (પુરુષ અવ્યક્તથી પર છે એમ શ્રુતિમાં પુરુષના) પરત્વનું જે વર્ણન છે તે ઘટી શકશે નહિ, કારણ કે (હમણાં અજ્ઞાનદશામાં) પ્રકૃતિ અને પુરુષ એ બન્ને એકબીજાની સાથે જોડાએલાં છે, (અને 'પરત્વ'નો નિર્ણય તો બે પદાર્થો છૂટા હોય ત્યારે જ થઈ શકે છે.) આ પ્રમાણે સૂત્રમાં આવેલા चનો અર્થ છે. चકારથી સૂચવાએલો આ હેતુ પહેલાં (અદૃશ્યત્વાધિકરણમાં, બ્ર. સૂ. ૧. ૨. ૨૧–૨૩) કહેવામાં આવેલો હતો, છતાં પણ આ પ્રસંગે તેનું સ્મરણ કરાવવામાં આવ્યું છે. તેથી 'અવ્યક્ત' સાંખ્યોની 'પ્રકૃતિ' નથી. ૪

## वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ।१।४।५।

**('અવ્યક્ત' જાણવા યોગ્ય છે એમ આગળ ઉપર શ્રુતિ) પ્રતિપાદન કરે છે એમ જો કહેતા હો તો ના, કારણ કે (ત્યાં) પ્રકરણને લીધે પરમાત્મા (જાણવા યોગ્ય છે એમ પ્રતિપાદન કરવામાં આવેલું છે.)**

(શંકા) અરે! તમે જે કહો છો કે "'અવ્યક્ત' જાણવા યોગ્ય છે એ પ્રમાણે (કઠોપનિષદમાં) કહેવામાં આવ્યું નથી" તે વાત અસિદ્ધ છે, કારણ કે પ્રથમ (કઠ. ૧. ૩. ૧૦–૧૧) બધા પદાર્થોનાં ફક્ત નામ આપીને આગળ (કઠ. ૧. ૩. ૧૫) 'અવ્યક્ત' જાણવા યોગ્ય છે એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. "જે શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, વિનાશરહિત, તથા રસરહિત, નિત્ય અને ગન્ધરહિત છે; જે અનાદિ, અનન્ત, મહતથી પર, અને અચલ છે:– તેને બરોબર જાણીને માણસ મૃત્યુના મુખમાંથી છૂટે છે" (કઠ. ૧. ૩. ૧૫) એ પ્રમાણે આગળના વાક્યમાં શ્રુતિ કહે છે.

(ઉત્તર) આ પ્રમાણે જો કહેવામાં આવે તો અમે કહીએ છીએ કે ના, (તે પ્રમાણે નથી.) અર્થનો નિર્ણય કરવામાં પ્રકરણ નિયામક હોવાથી, પ્રકરણથી જ જ્યારે એકવાક્યતા દર્શાવવાની હોય છે, (અને ઉપનિષદમાં આખું પ્રકરણ પરમાત્મા વિષેનું જ છે) ત્યારે (**महतः परमव्यक्तम्** કઠ. ૧. ૩. ૧૧, અને **अशब्दम्** કઠ. ૧. ૩. ૧૫ એ) બે વાક્યોનો (ઉપનિષદમાં આવેલાં) સર્વ વાક્યોની સાથે એકવાક્યતા કરવાથી પ્રાજ્ઞ–પરમાત્મા– જ, (પ્રકૃતિ નહિ), જાણવા યોગ્ય છે (એમ સિદ્ધ થાય છે); પરંતુ આ બે વાક્યોની (કઠ. ૧. ૩. ૧૧ અને ૧. ૩. ૧૫) એકવાક્યતા છે એમ કહી શકાશે નહિ. તેથી પ્રકરણ અર્થનું નિયામક હોવાથી 'અશબ્દ' વાક્ય (કઠ. ૧. ૩. ૧૫) પણ ભગવાનનું જ પ્રતિપાદન કરે છે. (તેથી "'અવ્યક્ત' જ્ઞેય નથી" એમ જે કહેવામાં આવ્યું છે તે ખોટું નથી.) ૫

## त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ।१।४।६।

**એમ ત્રણનો–અગ્નિ, જીવ અને બ્રહ્મનો– જ ઉપન્યાસ અને પ્રશ્ન છે.**

(શંકા) અરે! (ઉપનિષદમાં) આખું એક જ પ્રકરણ છે એમ અમે કહેતા નથી, પરંતુ "ઇન્દ્રિયોથી પર" (કઠ. ૧. ૩. ૧૦) એ વાક્યથી માંડીને "નાચિકેત ઉપાખ્યાન" (કઠ. ૧. ૩. ૧૬) એ વાક્ય સુધીનું ભિન્ન પ્રકરણ છે. તેમાં પ્રથમ પદાર્થોનાં નામ આપવામાં આવ્યાં છે (કઠ. ૧. ૩. ૧૦–૧૧), ત્યાર પછી "સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો એ આત્મા" (કઠ. ૧. ૩. ૧૨) એ વાક્યમાં પુરુષ વિષેના જ્ઞાનનું વર્ણન છે; અને "શબ્દરહિત" (કઠ. ૧. ૩. ૧૫) એ વાક્યમાં પ્રકૃતિ વિષેના જ્ઞાનનું વર્ણન છે. તેથી આ પ્રકરણમાં સાંખ્યમતનું વર્ણન હોવાથી, 'સાંખ્યમતનું ઉપનિષદમાં વર્ણન નથી' એ પ્રમાણેનો વેદાન્તીનો અભિપ્રાય ખોટો છે.

(ઉત્તર) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે કે **त्रयाणामेवमुपन्यासः प्रश्नश्च**, આ પ્રમાણે ત્રણનો ઉપન્યાસ–વર્ણન, ઉત્તર–અને પ્રશ્ન છે. અમે જે પ્રમાણે ઉપનિષદનો અર્થ કરીએ છીએ તે પ્રમાણે ઉપનિષદમાં ત્રણ પ્રકરણો છે; અને અમારો આપેલો અર્થ સ્વીકારવામાં ન આવે તો ઉપનિષદમાં ચાર પ્રકરણો થઈ જશે. આ કઠોપનિષદની તૃતીય વલ્લી છે. "હે મૃત્યુદેવ! સ્વર્ગના સાધનભૂત અગ્નિને તમે જાણો છો; શ્રદ્ધાવાળા એવા મને એ તમે કહો" (કઠ. ૧. ૧. ૧૩) એ વાક્યમાં (નચિકેતાનો યમને) પ્રથમ પ્રશ્ન છે. "હે નચિકેતસ્! સ્વર્ગના સાધનભૂત અગ્નિને જાણતો એવો હું તને કહું છું, તે મારૂં વચન તું સાંભળ" (કઠ. ૧. ૧. ૧૪) એ વાક્યમાં (યમ નચિકેતાને પહેલા પ્રશ્નનો) ઉત્તર આપે છે. "મરી ગએલા માણસ વિષે જે આ મતભેદ છે—કોઈ કહે છે કે એ છે, અને કોઈ કહે છે કે એ નથી" (કઠ. ૧. ૧. ૨૦) એ વાક્યમાં (નચિકેતાનો યમને) બીજો પ્રશ્ન છે. "આ વિષયમાં દેવોએ પણ પહેલાં સંશય કર્યો છે" (કઠ. ૧. ૧. ૨૨) એ પ્રમાણે આગળ (યમ બીજા પ્રશ્નનો) ઉત્તર આપે છે. "જે ધર્મથી ભિન્ન છે, અધર્મથી ભિન્ન છે" (કઠ. ૧. ૨. ૧૪) એ વાક્યમાં (નચિકેતાનો યમને) ત્રીજો પ્રશ્ન છે. "સર્વ વેદો જે પદનું પ્રતિપાદન કરે છે" (કઠ. ૧. ૨. ૧૫) ઇત્યાદિ વાક્યોમાં (યમ ત્રીજા પ્રશ્નનો) ઉત્તર આપે છે.

આ પ્રમાણે (કઠોપનિષદમાં) અગ્નિ, જીવ અને બ્રહ્મ વિષેના (ત્રણ) પ્રશ્નો અને (ત્રણ) ઉત્તરો છે. તેમાં જો "ઇન્દ્રિયોથી પર" (કઠ. ૧. ૩. ૧૦) ઇત્યાદિ વાક્યોમાં સાંખ્યમતમાં વર્ણવવા યોગ્ય (પ્રકૃતિ, પુરુષ વગેરે) પદાર્થોનું વર્ણન હોય તો ચોથા વિષયનો–સાંખ્યોના પ્રકૃતિ, પુરુષ વગેરે પદાર્થોનો–પણ ઉપન્યાસ હોવો જોઈએ. ઉપન્યાસનું–વર્ણનનું, ઉત્તરનું–કારણ પ્રશ્ન છે, અને (પ્રશ્ન ઉપન્યાસનો હેતુ હોવાથી **धूमवत्त्वात्**ની માફક) સૂત્રમાં **प्रश्नश्च** એ પ્રમાણે ઉપન્યાસની પછીથી કહેવામાં આવ્યું છે. સાંખ્યોના પદાર્થો વિષે ઉપન્યાસ અને પ્રશ્ન આ ઉપનિષદમાં ન હોવાથી અમે કહ્યું છે તે પ્રકારે આ ઉપનિષદમાં ત્રણ જ પ્રકરણો છે એમ સિદ્ધ થયું. (સાંખ્યોના પદાર્થો વિષેનો) ઉત્તર અને પ્રશ્ન નથી એ જણાવવાને માટે સૂત્રમાં **च**કાર છે. ૬

## महद्वच्च ।१।४।७।

### અને 'મહત્' શબ્દની માફક ('અવ્યક્ત' શબ્દ પણ અક્ષરબ્રહ્મનો વાચક છે.)

(શંકા) અરે! તો પણ (સાંખ્ય જેવા) બીજા મતની અંદર જુદા અર્થમાં વપરાતા શબ્દો બ્રહ્મવાદમાં બ્રહ્મના અર્થમાં શી રીતે વાપરવામાં આવે છે?

(ઉત્તર) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તે શંકાનો પરિહાર કરે છે કે **મહદ્વત્**, 'મહત્' શબ્દની માફક. "તે મહાન્ વ્યાપક આત્માને જાણીને" (કઠ. ૧. ૨. ૨૨), "આ મહાન્ પુરુષને હું જાણું છું" (શ્વે. ૩. ૮) ઇત્યાદિ શ્રુતિઓમાં 'મહત્' શબ્દનો અર્થ વ્યુત્પત્તિથી 'બ્રહ્મ' થાય છે. આ પ્રમાણે 'અવ્યક્ત' શબ્દનો અર્થ પણ અક્ષરબ્રહ્મ થાય છે. સાંખ્યમતની માફક વેદાન્તદર્શનમાં પણ 'મહત્' શબ્દ (પ્રકૃતિના) પ્રથમ કાર્યના અર્થમાં વપરાયો છે એમ કહી શકાશે નહિ. તેથી ઇન્દ્રિયાદિ વાક્યમાં (કઠ. ૧. ૩. ૧૦-૧૧) સાંખ્યોએ કલ્પેલા (પ્રકૃતિ, પુરુષ, મહત્, અહંકાર વગેરે) પદાર્થોનું નામ પણ નથી એમ સિદ્ધ થયું. આ અધિકરણ સંપૂર્ણ થાય છે એમ સૂત્રમાં આવેલો ચકાર દર્શાવે છે. ૭

---

# ચમસવદિત્યધિકરણ

## चमसवदविशेषात् ।१।४।८।

### ચમસના-પ્યાલાના-જેવો અવિશેષ હોવાથી-વિશેષ ન હોવાથી-('લોહિત' વગેરે શબ્દોનો અર્થ રજસ્ વગેરે ત્રણ ગુણો નહિ થાય, અને તેથી 'અજા' શબ્દનો અર્થ સાંખ્યોની 'પ્રકૃતિ' નહિ થાય.)

ફરીથી બીજી શ્રુતિને આધારે (પોતાનો સાંખ્યમત શ્રુતિપ્રતિપાદિત છે એમ સિદ્ધ કરવા) વાદ કરતા સાંખ્ય પૂર્વપક્ષીનું ખણ્ડન કરવાને માટે સૂત્રકાર આ બીજા અધિકરણનો આરંભ કરે છે.

(પૂર્વપક્ષ) અરે! પહેલાં અમે (કઠોપનિષદના) જણાવેલા અર્થનું, પ્રકરણને આધારે, તમે બીજી રીતે વર્ણન કર્યું. પણ જ્યાં મંત્રમાં પ્રકરણની જરૂર જ નથી તે અમારા સાંખ્યમતનું મૂલ-આધાર-થશે; અને તે મંત્ર આ પ્રમાણે છે:-"એક રાતા, ધોળા અને કાળા રંગની અજા છે; તે પોતાના જેવી ઘણી પ્રજા ઉત્પન્ન કરે છે. એક અજ ખરેખર એને પ્રેમથી વળગેલો હોઈ એની ભેગો સુવે છે, જ્યારે બીજો અજ, જેનો ભોગ ભોગવાઈ ગએલો છે એવી એને છોડી દે છે" (શ્વે. ૪. ૫). જો કે આ મંત્ર શ્વેતાશ્વતર ઉપનિષદમાં ચતુર્થ અધ્યાયમાં આવેલો છે, અને તેથી તેનો અર્થ પૂર્વાપરસંબંધનો વિચાર કરીને જ કરવો જોઈએ: તેમાં "બ્રહ્મવાદીઓ કહે છે કે બ્રહ્મ કારણ છે?" (શ્વે. ૧. ૧) એ પ્રમાણે આરંભ કરીને બ્રહ્મવિદ્યાનું જ વર્ણન કરવામાં આવ્યું છે; છતાં પણ જેમ પૂર્વકાણ્ડમાં બ્રહ્મનો બોધ કરનારા પ્રણવ વગેરે મંત્રોનો ઉપયોગ થાય છે અને તેમનો અર્થ સમજવામાં પૂર્વાપરસંબંધનો નિયમ નથી, તેમ શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ સાંખ્યમતના પદાર્થોનો બોધ કરનારા શબ્દોનો જ પ્રકૃત બ્રહ્મવિદ્યામાં ઉપયોગ કરવામાં આવ્યો છે, (અને તેથી તે શબ્દોના અર્થ સમજવાને માટે શ્વેતાશ્વતર ઉપનિષદની બ્રહ્મવિદ્યાના પ્રકરણની અપેક્ષા રહેતી નથી,) એ પ્રમાણે શંકા થાય છે.

(હવે સાંખ્યવાદી પોતાના સિદ્ધાન્તનું સમર્થન કરનારી શ્વેતાશ્વતર ઉપનિષદની શ્રુતિઓ આપે છે.) "ધ્યાનયોગને અનુસરનારા તેઓએ પોતાના ગુણો વડે ઢંકાએલી એવી દેવાત્મ-

શક્તિ જોઈ" (શ્વે. ૧. ૩). વળી, "જ્ઞાની અને અજ્ઞાની એ બે અજ–નિત્ય–છે; તે બે અનુક્રમે ઈશ અને અનીશ છે, તેમાંની એક અજા ભોક્તાના ભોગ્ય પદાર્થોવાળી છે" (શ્વે. ૧. ૯). વળી, આગળ ઉપર "જે એક પરમતત્ત્વ દરેક યોનિને નિયમમાં રાખે છે, જે બધાં રૂપો અને સર્વે યોનિઓને વશમાં રાખે છે, અને જે ઉત્પન્ન થએલા કપિલ ઋષિને આરંભકાળમાં જ્ઞાનથી પૂર્ણ બનાવે છે અને ઉત્પન્ન થએલા તે ઋષિને જુવે છે" (શ્વે. ૫. ૨). આ બધાં વાક્યો કપિલ ઋષિ અને તેમના મતનું વર્ણન કરે છે, તેથી સાંખ્યમત પણ વેદ-પ્રતિપાદિત જ છે.

(ઉત્તર) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર ઉત્તર આપે છે કે **चमसवदविशेषात्**, ચમસની–પાત્રની–માફક વિશેષ નથી તેથી. "એ ચમસ–પ્યાલો–એવો છે કે જેનું મુખ નીચે છે અને તળીયું ઉપર છે. તેમાં વિવિધ પ્રકારનો યશ રહેલો છે. તેના તીર ઉપર સાત ઋષિઓ રહે છે, અને બ્રહ્મની સાથે જોડાએલી વાણી આઠમી છે" (બૃ. ૨. ૨. ૩) આ મંત્રમાં જેમ કોઈ અમુક કર્મનું વિધાન થઈ શકે એમ નથી; અર્થાત્ કોઈ વિશિષ્ટ કર્મની કલ્પના કરીને તેમાં જેનું મુખ નીચે છે એવા પ્યાલાની કલ્પના કરીને, તેમાં યશરૂપી સોમનું હોતાઓ મંત્રોચ્ચાર કરીને ભક્ષણ કરે છે એ પ્રકારની કલ્પના થઈ શકતી નથી; તેમ શ્વેતાશ્વતર ઉપનિષદના આ વાક્યમાં (શ્વે. ૪. ૫) રોહિત–લાલ–, શુક્લ અને કૃષ્ણ એ ત્રણ શબ્દોથી અનુક્રમે રજસ્, સત્ત્વ અને તમસ્ એ ત્રણ ગુણોની કલ્પના કરીને, આ કલ્પનાને આધારે બધાય સાંખ્યમતની કલ્પના કરી શકાય નહિ. કપિલ ઋષિનું વર્ણન કરનારા વાક્યમાં (શ્વે. ૫. ૨) સાંખ્યદર્શનના સ્થાપનાર કપિલમુનિનું વર્ણન છે એમ જો માનવામાં આવે તો (તે કપિલ મુનિ અનિત્ય હોવાથી) નિત્ય શ્રુતિને અનિત્ય પદાર્થના સંબંધનો ભય પ્રાપ્ત થાય, (અને અનિત્ય પદાર્થનો સંબંધ થાય તો શ્રુતિની નિત્યતા જતી રહે), તેથી તે વાકય પણ નિત્ય કપિલ ઋષિનો જ અનુવાદ કરે છે, (સાંખ્યદર્શનના અનિત્ય કપિલ મુનિનો નહિ.) તેથી ફક્ત મંત્રને આધારે જ, પ્રકરણ અને બીજી શ્રુતિઓનો વિચાર કર્યા વિના, કોઈ પણ વિશિષ્ટ અર્થ કલ્પી શકાશે નહિ. ૮

## ज्योतिरुपक्रमात्तु तथा ह्यधीयत एके ।१।४।९।

### પણ ('અજા' શબ્દનો અર્થ) જ્યોતિ છે, કારણ કે તે પ્રમાણે (શ્રુતિમાં) આરંભ થાય છે, અને તે પ્રમાણે કેટલાકનો પાઠ છે.

(શંકા) અરે! ચમસમંત્રમાં તો "જેનું મુખ નીચે છે" (બૃ. ૨. ૨. ૩) એ મંત્રનું નીચે પ્રમાણે વ્યાખ્યાન છેઃ–"ચમસ એ માથું છે, અને યશ ખરેખર પ્રાણો–ઇન્દ્રિયો–છે, ઋષિઓ ખરેખર પ્રાણો–વાયુઓ–છે" (બૃ. ૨. ૨. ૩). પણ શ્વેતાશ્વતર ઉપનિષદના મંત્રમાં આવા પ્રકારનું વ્યાખ્યાન નથી. (આ પ્રમાણે ચમસનો દાખલો કામનો નથી. તેથી અહીં સાંખ્યમતનું પ્રતિપાદન થઈ શકશે.)

(ઉત્તર) આ પ્રકારની શંકાનો સૂત્રમાં આવેલો તુશબ્દ પરિહાર કરે છે. 'અજા' શબ્દનો અર્થ જ્યોતિ જ છે. જેમ અજા (=બકરી) થોડું દૂધ આપે છે તેમ આ જ્યોતિરૂપ અજા અલ્પ અને અનિત્ય સુખ આપનારી છે. આ જ્યોતિરૂપ દેવતા અગ્નિ, સૂર્ય, ચન્દ્ર અને વીજળી એ ચાર પ્રકારની છે, અને હંસે સત્યકામને (છા. ૪. ૭માં) કહેલા બ્રહ્મના ચરણરૂપ

છે, કારણ કે ("બ્રહ્મે તેજને ઉત્પન્ન કર્યું", છા. ૬. ૨. ૩, એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે) જ્યોતિ–તેજ–ભગવાનનું કાર્ય અને અંશ છે (અને તેથી જ્યોતિ બ્રહ્મનું ચરણ છે એમ કહેવામાં આવે છે.) વળી, "તે ત્રણ દેવતામાંની એક એક દેવતાને ત્રણ ત્રણ પ્રકારવાળી કરૂં" (છા. ૬. ૩. ૩) (આ શ્રુતિમાં તેજોરૂપ દેવતાને ત્રણ રૂપો છે, તે દેવતા બ્રહ્મનું કાર્ય છે અને સ્ત્રીલિઙ્ગ છે એમ જણાવવામાં આવ્યું છે, અને તેથી) પ્રથમ ઉત્પન્ન થએલી તેજોરૂપી દેવતાને 'અજા' કહેવામાં આવે છે. આનો હેતુ દર્શાવતાં સૂત્રકાર કહે છે કે **उपक्रमात्**, આરંભમાં છે તેથી. અહીં–શ્વેતાશ્વતર ઉપનિષદમાં– જ આરંભમાં કહેવામાં આવ્યું છે કે "તે પરમતત્ત્વ જ અગ્નિ છે, તે જ વાયુ છે, તે જ સૂર્ય છે, અને તે જ ચન્દ્ર છે" (શ્વે. ૪. ૨). "બે પક્ષીઓ" (શ્વે. ૪. ૬) એ પ્રમાણે આગળ કહેવામાં આવ્યું છે; અને વચમાં જ આ (**अजामेकाम्**...શ્વે. ૪. ૫) મંત્ર પહેલાં અને પછીથી વર્ણવેલી બાબતના સંબંધમાં જ કહે છે કે ત્રિવૃત્કૃત–ત્રણ ત્રણ પ્રકારવાળી–દેવતા એ મુખ્ય સૃષ્ટિ છે, (આ 'અજા' મંત્રના પૂર્વાર્ધનું તાત્પર્ય છે); અને બે 'અજ' જીવ અને બ્રહ્મ છે, (આ 'અજા' મંત્રના ઉત્તરાર્ધનું તાત્પર્ય છે.)

આ પ્રકરણમાં (છા. ૬. ૩) (જ્યોતિનાં ત્રણ રૂપ અને હંસે વર્ણવેલું ચરણ) સ્પષ્ટ નથી તેથી સૂત્રકાર તે જ–છાન્દોગ્ય–ઉપનિષદમાંથી બીજી શ્રુતિ દર્શાવતાં કહે છે કે **तथाहि अधीयते एके**, કેટલાકનો બીજી શ્રુતિમાં સ્પષ્ટ પાઠ છે. આ શ્રુતિ નીચે પ્રમાણે છે:–"અગ્નિનું જે રાતું રૂપ છે તે તેજનું રૂપ છે; જે ધોળું રૂપ છે તે જલનું રૂપ છે; અને જે કાળું રૂપ છે તે અન્નનું–પૃથ્વીનું–રૂપ છે" (છા. ૬. ૪. ૧). આ પ્રમાણે આગળ પણ (સૂર્ય, ચન્દ્ર અને વીજળી એ) ત્રણ કલાના સંબંધમાં વર્ણન છે. (છા. ૬. ૪. ૨–૪). "આ જીવની સાથે આત્મા વડે અનુપ્રવેશ કરીને" (છા. ૬. ૩. ૨) એ શ્રુતિમાં જીવ અને બ્રહ્મનો (તેજ, જલ અને પૃથ્વી એ ત્રણ દેવતાઓમાં) અનુપ્રવેશ વર્ણવવામાં આવેલો છે. ("હે પાર્થ! મને સર્વભૂતોના સનાતન બીજ તરીકે જાણ" ભ. ગી. ૭. ૧૦ એ વાક્યમાં જણાવ્યા પ્રમાણે) ભગવાન્ બીજ છે અને (ભગવાન્ સત્, ચિત્ અને આનન્દરૂપ હોવાથી) આ ભગવાનરૂપી બીજ ત્રણ પ્રકારનું છે, (અને ભગવાને ઉત્પન્ન કરેલી પ્રજા પણ તેજ, જલ અને પૃથ્વીરૂપ હોવાથી ત્રણ પ્રકારની છે, અને તેથી બીજરૂપ ભગવાન્ અને કાર્યરૂપ પ્રજા એ બેનાં) સરખાં સ્વરૂપ છે. ભગવાન્ જ્યોતિરૂપી 'અજા'નો ભોગ કરતા નથી તેનું કારણ એ કે જીવે તે 'અજા'નો ભોગ કરેલો છે.

તેથી જેમ 'ચમસ' મંત્રમાં જ મંત્રનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે તેમ અહીં શ્વેતાશ્વતર ઉપનિષદમાં આવેલા 'અજા' મંત્રનું પણ શ્રુતિમાં જ વ્યાખ્યાન કરવામાં આવ્યું છે; તેથી 'અજા' મંત્ર સાંખ્યમતનું પ્રતિપાદન કરતો નથી. ૯

## कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ।१।४।१०

## અને મધુ વગેરેની માફક (અહીં પણ) કલ્પનાનો ઉપદેશ છે તેથી વિરોધ નથી.

(શંકા) અરે! શબ્દ બે પ્રકારે વપરાય છે: વ્યુત્પત્તિના અર્થમાં અથવા તો રૂઢ અર્થમાં (એમ બે પ્રકારે શબ્દનો પ્રયોગ થાય છે.) તેમાં 'અજા' શબ્દનો રૂઢ અર્થ બકરી થાય છે, અને 'જે ઉત્પન્ન થયું નથી' તે 'અજા' કહેવાય છે એ પ્રમાણે યોગથી–વ્યુત્પત્તિથી–અર્થ

થાય છે. એટલે 'સૃષ્ટિ' એ અર્થ 'અજા' શબ્દનો નથી યૌગિક કે રૂઢ, તો પછી 'સૃષ્ટિ'ના અર્થમાં 'અજા' શબ્દ કેવી રીતે વાપરી શકાય ?

(ઉત્તર) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે કે **कल्पनापदेशात्**, અને કલ્પનાનો ઉપદેશ છે તેથી. અહીં—શ્વેતાશ્વતર ઉપનિષદના 'અજા' મંત્રમાં કલ્પનાનો ઉપદેશ છે. પ્રથમ સૃષ્ટિને કલ્પનાથી 'અજા' કહેવામાં આવેલી છે. જેવી રીતે બકરી બકરા અને બચ્ચાની સાથે હોય છે અને સ્વામીનું હિત કરે છે તેવી રીતે આ પ્રથમ સૃષ્ટિ (પોતાના સ્વામી ભગવાનનું હિત કરે છે) એ પ્રમાણેની ઉપાસના કરવી એમ અભિપ્રાય છે, કારણ કે સૂત્રમાં **उपदेश**પદનો પ્રયોગ છે. (પ્રથમ સૃષ્ટિને પરોક્ષ રીતે 'અજા' કહેવામાં રહેલો) પરોક્ષવાદ પણ દેવને પ્રિય છે એમ સૂત્રમાં આવેલા **च**કારનો અર્થ છે.

જેમ "સૂર્ય ખરેખર દેવોનું મધ છે" (છા. ૩. ૧. ૧), "વાણીરૂપી ગાયની ઉપાસના કરવી" (બૃ. ૫. ૮. ૧), અને પંચાગ્નિવિદ્યામાં (છા. ૫. ૪–૯; બૃ. ૬. ૨. ૯–૧૩) સ્વર્ગલોક વગેરેને અગ્નિ કહેવામાં આવેલું છે, તેમ 'અજા' મંત્રમાં પણ (પ્રથમ સૃષ્ટિને 'અજા' કહેવામાં આવેલું છે), તેથી વિરોધ નથી. વ્યુત્પત્તિ અને રૂઢિ એ બે પ્રકારથી અન્ય પ્રકારે પણ વેદમાં આ પ્રમાણે—કલ્પના તરીકે—શબ્દો વપરાએલા છે. તેથી 'અજા' મંત્રથી સાંખ્યમત સિદ્ધ થતો નથી. ૧૦

---

# ન સંખ્યોપસંગ્રહાધિકરણ

## न सङ्ख्योपसङ्ग्रहादपि नानाभावादतिरेकाच्च ।१।४।११।

**(પચ્ચીસ એ) સંખ્યા લેવાથી પણ (સાંખ્યના પ્રકૃતિ વગેરે પદાર્થો શ્રુતિમાં વર્ણવવામાં આવ્યા છે એમ) ન સમજવું, કારણ કે (પાંચ તત્ત્વ-પંચકોના ધર્મો પ્રકૃતિત્વ વગેરે ધર્મોથી) ભિન્ન ધર્મવાળા છે, અને (શ્રુતિમાં વર્ણવેલા પદાર્થો સાંખ્યોના તત્ત્વોથી) વધારે છે.**

બીજા મંત્રના આધારે સાંખ્યવાદી ફરીથી શંકા કરે છે અને સૂત્રકાર આ સૂત્રમાં તેનો પરિહાર કરે છે.

બૃહદારણ્યકના છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે શ્રવણ થાય છેઃ—"જેમાં પંચ પંચજન અને આકાશ રહેલાં છે તે આત્માને આ પ્રમાણે બ્રહ્મ અને અમૃત જાણનાર બીજો—જીવ—અમૃત થાય છે" (બૃ. ૪. ૪. ૧૭).

જો કે આ વાક્યમાં પાંચ પંચજનો કહેવામાં આવ્યું છે, પાંચના ગુણ્યા પાંચ, અર્થાત્ પચ્ચીસ, એ પ્રમાણે કહેવામાં આવ્યું નથી, કારણ કે (પાંચના ગુણ્યા પાંચ, એટલે પચ્ચીસ એ પ્રમાણે માનવાથી **पञ्च पञ्चजनाः** એમાં) સમાસ ઘટી શકતો નથી. તે આ પ્રમાણે:—

(**पञ्च पञ्चजनाः** એમાંના) પહેલા **पञ्च** શબ્દનો અર્થ સંખ્યા છે કે (જેની સંખ્યા કરવામાં આવે છે તે) પદાર્થ છે ? પ્રથમ વિકલ્પમાં—**पञ्च** શબ્દ સંખ્યાવાચક છે એમ સ્વીકારવામાં આવે તો—**पञ्च** સંખ્યા એક હોવાથી, સામાન્ય રીતે સંખ્યા હોવાથી સંખ્યાવાચક **पञ्च** શબ્દ હમ્મેશાં એકવચનમાં રહેવાથી, (**ब्राह्मणानां समाजः ब्राह्मणसमाजः** એ પ્રમાણે

**पञ्चानां पञ्च पञ्चपञ्च** એ રીતે) ષષ્ઠી તત્પુરુષ સમાસ થઈ શકશે નહિ. અને વળી, સંખ્યામાં સંખ્યા હોઈ શકે નહિ, (સંખ્યા એ ગુણ છે, અને ગુણમાં ગુણ હોઈ શકે નહિ એવો નૈયાયિકોનો મત છે), તેથી પણ **पञ्चानां पञ्च पञ्चपञ्च** એ પ્રમાણે ષષ્ઠી તત્પુરુષ સમાસ ઘટશે નહિ. (આથી સ્પષ્ટ થાય છે કે **पञ्चसु पञ्च पञ्चपञ्च** એ પ્રમાણે સપ્તમી તત્પુરુષ સમાસ પણ ઘટી શકશે નહિ. આ પ્રમાણે તત્પુરુષ, બહુવ્રીહિ, દ્વિગુ અને કર્મધારય એ સમાસો ઘટશે નહિ. દ્વન્દ્વ અને અવ્યયીભાવ એ બે સમાસોનો અહીં સંભવ જ નથી.) જો પ્રથમ **पञ्च** શબ્દ સંખ્યેય–પદાર્થ–વાચક હોય, અને બીજો **पञ्च** શબ્દ સંખ્યાવાચક હોય (અને **पञ्चसु पञ्च पञ्चपञ्च** એ પ્રમાણે સપ્તમી તત્પુરુષ સમાસ સ્વીકારવામાં આવે) તો પરિણામમાં 'પાંચ' જ સંખ્યા પ્રાપ્ત થાય છે, (અને સાંખ્યોને જોઈતી 'પચ્ચીસ' સંખ્યા મળતી નથી, તેથી આ સપ્તમી તત્પુરુષ સમાસ વ્યર્થ થઈ જાય છે.) જો પ્રથમ વિકલ્પની માફક પ્રથમ **पञ्च** શબ્દ સંખ્યાવાચક તરીકે અને બીજો **पञ्च** શબ્દ સંખ્યેયવાચક તરીકે સ્વીકારવામાં આવે તો અન્વય ઘટતો નથી; (અર્થાત્ ષષ્ઠી સમાસમાં બીજા **पञ्च** શબ્દમાંથી સંખ્યેયની સાથે 'પાંચ' એ સંખ્યાનો અર્થ પણ મળે છે, એટલે પ્રથમ **पञ्च** શબ્દનું પ્રયોજન ન હોવાથી તેને માટેની આકાંક્ષા ન રહેતાં તેનો અન્વય ઘટતો નથી; સપ્તમી સમાસમાં સંખ્યામાં સંખ્યેય ન હોઈ શકે એટલે બીજા **पञ्च** શબ્દનો અન્વય ઘટતો નથી.) (અથવા તો **पूर्ववच्चेदनन्वयः** એ પંક્તિનો બીજે પ્રકારે પણ અર્થ સંભવે છે. તે આ પ્રમાણે:–જેવી રીતે પ્રથમ **पञ्च** શબ્દ સંખ્યેયવાચક છે તેવી રીતે બીજો **पञ्च** શબ્દ પણ સંખ્યેયવાચક થાય તો બન્નેય **पञ्च** શબ્દો સંખ્યેયવાચક થવાથી **घटः घटः** એ પ્રમાણે એક જ અર્થવાળા થશે, અને તેથી એકબીજાને એકબીજાની આકાંક્ષા ન રહેતાં તે બે **पञ्च** શબ્દોનો પરસ્પર અન્વય ઘટી શકશે નહિ.)

(**असूर्यपश्या राजदाराः**, સૂર્યનું પણ દર્શન ન કરનારી રાજાની રાણીઓ, એ પ્રમાણે **पञ्च पञ्चजनाः** માં અસમર્થસમાસ સ્વીકારી શકાશે નહિ, કારણ કે **असूर्यपश्याः** એને માટે તો **असूर्यललाटयोर्दृशितपोः**, પા. સૂ. ૩. ૨. ૩૬, એ પ્રમાણે સ્પષ્ટ વિધાન કરનારૂં સૂત્ર છે, જ્યારે **पञ्च पञ्चजनाः** એને માટે એવું) વિધાન કરનારૂં સૂત્ર નથી, (પરંતુ એ પ્રકારના સમાસનો નિષેધ છે.)

(આ પ્રમાણે કોઈ પણ પ્રકારે સમાસ ઘટી શકતો નથી.) તેથી **पञ्चपञ्च** એ પ્રમાણે વીપ્સા, બે વાર વચન, છે એ પ્રમાણે સ્વીકારવું પડશે, અથવા તો **पञ्चजन** નામવાળાની પાંચ સંખ્યા એ પ્રમાણે, (અથવા તો) જે રીતે સંભવ હોય તે રીતે, જે રીતે સાંખ્યવાદીને જોઈતો અર્થ મળતો હોય તે રીતે, તેણે–સાંખ્યવાદીએ–અર્થ કહેવો પડશે.

('વીપ્સા' પક્ષમાં 'પંચ' સંખ્યાને પાંચે ગુણનાર કોઈ ન હોવાથી 'દશ'ની જ સંખ્યા મળી શકે, 'પચ્ચીસ'ની નહિ; તેથી **पञ्चशः पञ्च** 'પાંચ પાંચ પાંચ' એ પ્રમાણે સમજીને 'પચ્ચીસ'ની સંખ્યા મેળવવાની રહી. જ્યારે **पञ्चजनाः** એ શબ્દ કોઈ પણ વિશેષનામના–સંજ્ઞાના–અર્થમાં વપરાયો છે એમ સ્વીકારવામાં આવે ત્યારે તેનો અર્થ (૧) 'પંચજન' નામનો દૈત્ય થાય, અથવા (૨) 'મનુષ્યો' થાય, અને **पञ्च पञ्चपूल्यः**, પાંચ પૂળીઓના પાંચ સમૂહ, એ પ્રમાણે **पञ्चानां पञ्चजनानां समाहारः पञ्चजनाः** એ પ્રમાણે સમાસ કરવો અને **पञ्चजनी**ને બદલે જે **पञ्चजनाः** રૂપ થયું તેમાં સ્ત્રીલિઙ્ગને બદલે પુંલ્લિઙ્ગ

અને એકવચનને બદલે બહુવચન એમ લિઙ્ગ અને વચનનો વ્યત્યય છાન્દસ છે એમ સ્વીકારી 'પચ્ચીસ'ની સંખ્યા મેળવવી. અથવા તો **दिक्सङ्ख्ये संज्ञायाम्**, પા. સૂ. ૨. ૧. ૫૦, એ સૂત્રને આધારે **सप्तर्षयः** એ શબ્દની માફક **पञ्चजनाः** એ સંજ્ઞાસમાસ છે એમ માનીને **पञ्च च ते पञ्चजनाश्च** એ પ્રમાણે સમજાવીને 'પચ્ચીસ'ની સંખ્યા મેળવવા પ્રયત્ન કરવો. પરંતુ પ્રથમ અર્થમાં પંચજન્ય નામનો દૈત્ય એક હોવાથી સમાહાર સંભવિત નથી, તેથી સમાસ ઘટશે નહિ. બીજા અર્થમાં મનુષ્યો બહુ હોવાથી સમાહાર સંભવે છે અને તેથી સમાસ પણ સંભવે છે, છતાં પણ જે **पञ्च** વિશેષણ છે તેને ઘટાવવાને માટે '**वैवस्वतो न तृप्यति पञ्चभिर्मानवैर्यमः**' એ મંત્રમાં જણાવેલા મનુષ્યો, અથવા તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ એ પાંચ, એ પ્રમાણે સમજવું પડશે; અને તેમ થશે તો પણ 'પચ્ચીસ'ની સંખ્યા મળશે નહિ, કારણ કે પાંચની સંખ્યા દર્શાવનારો એક જ **पञ्च** શબ્દ છે, અને તેને ગુણનારી બીજી **पञ्च** સંખ્યા નથી. આ પ્રમાણે સંજ્ઞાસમાસના પક્ષમાં પણ આપત્તિ આવે છે, કારણ કે એમાં પણ પાંચની સંખ્યાને ગુણનાર બીજી સંખ્યા નથી. વળી, જેમ વસિષ્ઠ વગેરે ઋષિઓને માટે **सप्तर्षयः** એ સંજ્ઞા વપરાય છે તેમ કોઈને માટે **पञ्चजनाः** એ સંજ્ઞા વાપરવામાં આવતી નથી, એટલે સંજ્ઞાસમાસ જ ઘટી શકશે નહિ. તેથી સાંખ્યવાદી બીજે પ્રકારે સમજાવતાં કહે છે કે **जनयन्ति इति जनाः**, જે ઉત્પન્ન કરે છે તે, એટલે 'પ્રકૃતિ' વગેરે તત્ત્વો સમજવાં. **पञ्चानां जनानां समाहारः पञ्चजनाः, पञ्चानां पञ्चजनानां समाहारः पञ्चपञ्चजनाः** એ પ્રમાણે બે વાર સમાહારસમાસ કરવો; અથવા તો **पञ्चगुणिताः पञ्च पञ्चपञ्च, पञ्चपञ्च च ते जनाश्च पञ्चपञ्चजनाः** એ પ્રમાણે પહેલાં ઉત્તરપદનો લોપ કરીને કર્મધારય સમાસ કરવો; અને આ પ્રકારે 'પચ્ચીસ'ની સંખ્યા મેળવવી, અને આ પ્રમાણે સાંખ્યમતનાં પચ્ચીસ તત્ત્વોનું શ્રુતિમાં પ્રતિપાદન છે એમ સિદ્ધ કરી શકાય છે.)

છતાં પણ (ઉપર જણાવ્યું તે પ્રમાણે) મૂર્ખ કલ્પનાથી ('પચ્ચીસ'ની) સંખ્યાનું ગ્રહણ કરવામાં આવે તો પણ પંચક–પાંચ પદાર્થોનો સમૂહ–એ પ્રમાણે સમજવાને માટે પાંચ પદાર્થોનો એક સાધારણ ધર્મ હોવો જોઈએ; પણ આવો કોઈ પણ સાધારણ ધર્મ સાંખ્યોના મતમાં સંભવતો નથી. અને જ્યારે આવો કોઈ પણ સાધારણ ધર્મ સંભવિત નથી ત્યારે તો (શ્રુતિમાં ફક્ત પાંચની સંખ્યા હોવાથી શ્રુતિમાં) પાંચ જ તત્ત્વો સિદ્ધ થાય, (સાંખ્યોનાં પચ્ચીસ તત્ત્વો નહિ.) તેથી (શ્રુતિમાંથી પચ્ચીસની સંખ્યા મેળવવાને માટે) સાંખ્યોએ (પ્રકૃતિત્વ વગેરે ધર્મોથી) ભિન્ન ધર્મવાળાં પાંચ પંચકો સ્વીકારવાં પડશે. જો કે (પંચ મહાભૂતમાં રહેલો સાધારણ ધર્મ) ભૂતત્વ, (પંચ તન્માત્રામાં રહેલો સાધારણ ધર્મ) તન્માત્રત્વ, (પંચ કર્મેન્દ્રિયોમાં રહેલો સાધારણ ધર્મ) આકૂતિત્વ, (પંચ જ્ઞાનેન્દ્રિયોમાં રહેલો સાધારણ ધર્મ) ચિત્તિત્વ, અને (પ્રકૃતિ, પુરુષ, મહત્, અહંકાર અને મન એ પાંચમાં રહેલો સાધારણ ધર્મ) અન્તઃસ્થિતત્વ–આ પાંચ સાધારણ ધર્મો કહી શકાય એમ છે, છતાં પણ સાંખ્યમતમાં આ ધર્મો તે પ્રમાણે કહેવામાં આવ્યા નથી, કારણ કે તેમાં "જે મૂલ પ્રકૃતિ છે અને કશાની વિકૃતિ નથી તે એક તત્ત્વ; 'મહત્' વગેરે જે પ્રકૃતિ પણ છે અને વિકૃતિ પણ છે એવાં સાત તત્ત્વો; જે ફક્ત વિકાર છે એવાં સોળ તત્ત્વો; અને જે પ્રકૃતિ પણ નથી અને વિકૃતિ પણ નથી એવું એક તત્ત્વ પુરુષ" (સાં. કા. ૩) એ પ્રમાણે બીજે પ્રકારે–

ચાર વિભાગમાં–( પચ્ચીસ તત્ત્વોની વ્યવસ્થા ) સ્વીકારવામાં આવેલી છે. વળી, ( **पञ्चजनाः** એ શબ્દમાંના **जन** શબ્દનો **जनयन्ति,** જે ઉત્પન્ન કરે છે, તે **जन,** અર્થાત્ તત્ત્વ એ પ્રમાણે જ્યારે અર્થ કરવામાં આવે છે ત્યારે તે **जन** શબ્દ અસંગ–નિર્લેપ–પુરુષને પણ લાગુ પડે છે અને તેથી ) પુરુષમાં પ્રકૃતિથી જે ( અસંગતારૂપી ) વિલક્ષણતા–ભેદ–સાંખ્યમતમાં સ્વીકારવામાં આવી છે તે વિલક્ષણતા જતી રહેવાનો પ્રસંગ આવશે.

વળી, શ્રુતિનો ( સાંખ્યવાદી દર્શાવે છે ) તે પ્રમાણે અર્થ થતો નથી એમ તે શ્રુતિમાં જ જણાય છે. કારણ કે તે શ્રુતિમાં "**आकाशश्च**", અને આકાશ (બૃ. ૪. ૪. ૧૭) એ પ્રમાણે ( સાંખ્યોનાં પચ્ચીસ તત્ત્વોથી ) વધારેનું તત્ત્વ છે; અને "**यस्मिन्**", જેમાં (બૃ. ૪. ૪. ૧૭) એ પ્રમાણે અધિકરણ તરીકે કહેવાયલો આત્મા પણ ( પચ્ચીસ તત્ત્વોથી ) વધારેનો છે એમ સૂત્રમાં આવેલો **ચ**કાર સૂચવે છે. ( અર્થાત્ આકાશ અને આત્મા એ બે તત્ત્વો પચ્ચીસ તત્ત્વોની ઉપરાંતનાં વધારેનાં છે. ) તેથી આ મંત્રથી પણ સાંખ્યમત સિદ્ધ થતો નથી. ૧૧

## प्राणादयो वाक्यशेषात् ।१।४।१२।

### (પાંચ પંચજન તે) પ્રાણ વગેરે છે, કારણ કે પછીનું વાક્ય તે પ્રમાણે કહે છે.

( શંકા ) અરે ! મંત્રનો અર્થ તો અવશ્ય કહેવો જોઈએ. તેને અનુસરીને, જેમ જ્યોતિઃશાસ્ત્રમાં ( **पञ्च सप्त च वर्षाणि न ववर्ष शतक्रतुः**, પાંચ અને સાત વર્ષ મેઘ વરસ્યો નહિ, એ વાક્યમાં **पञ्च** અને **सप्त** એ બે અવયવોદ્વારા તે બેના સમવાયરૂપ 'બાર' વર્ષના અર્થમાં લક્ષણા કરવામાં આવે છે ) તેમ લક્ષણાથી પણ **पञ्चपञ्च** શબ્દનો અર્થ 'પચ્ચીસ તત્ત્વો' એ પ્રમાણે કરવો જોઈએ. પચ્ચીસ તત્ત્વોની અંદર જ સમાએલા આત્મા અને આકાશના ( **आकाशवत् सर्वगतश्च नित्यः** એમાં જણાવેલા ) સ્પષ્ટ માહાત્મ્યને માટે આત્માનો ( **यस्मिन्** એમ ) આધારઆધેયભાવ, અને આકાશની પૃથક્ ગણના શ્રુતિમાં દર્શાવવામાં આવેલાં છે. તેથી તે મંત્રમાં સાંખ્યમત સિદ્ધ થાય છે.

( ઉત્તર ) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે કે **पञ्चजनाः** નો અર્થ ( નિશ્ચિત રીતે ) પ્રાણ વગેરે છે, કારણ કે ( બહુ પક્ષો પ્રાપ્ત થાય ત્યારે તો ) પછીનું વાક્ય મંત્રના અર્થનું નિયામક બને છે. પછીનું વાક્ય આ પ્રમાણે છેઃ–"પ્રાણનો પ્રાણ, અને ચક્ષુનું ચક્ષુ, શ્રોત્રનું શ્રોત્ર, અન્નનું અન્ન, મનનું મન" (બૃ. ૪. ૪. ૧૮).

( શંકા ) અરે ! ( પૂર્વોત્તરવાક્યની એકવાક્યતા ન હોવાથી ) આ શ્રુતિ શી રીતે વાક્યશેષ–બાકીનું વાક્ય, પછીનું વાક્ય–બને છે ?

( ઉત્તર ) તેનો જવાબ આ પ્રમાણે છે. પ્રાણ વગેરે સંજ્ઞાવાચક શબ્દોનો અર્થ ઇન્દ્રિયો થાય છે. તે પ્રાણ વગેરે પોતાના વ્યાપારથી જ્ઞાનરૂપ અથવા ક્રિયારૂપ કાર્ય ઉત્પન્ન કરે છે. તેથી તે ઇન્દ્રિયોને બીજી ઇન્દ્રિયોની અપેક્ષા ન હોવાથી ફરીથી ( **प्राणस्य प्राणम्** ઇત્યાદિ વાક્યમાં ) 'પ્રાણ વગેરેને પ્રાણ વગેરે છે' એમ શ્રુતિમાં જે કહેવામાં આવ્યું છે તેનો બાધ થઈ જશે; અને ( **ते निचिक्युः**, તેમણે બ્રહ્મને જાણ્યું, બૃ. ૪. ૪. ૧૮, એ પ્રમાણે શ્રુતિમાં શ્લોકનો ઉત્તરાર્ધ હોવાથી સ્પષ્ટ જણાય છે કે તે આખો શ્લોક ભગવાનના માહાત્મ્યનું વર્ણન

**કરવાને માટે પ્રવૃત્ત થએલો છે; સાંખ્યમતમાં ઈશ્વરનો સ્વીકાર કરવામાં આવ્યો નથી, તેથી** શ્લોકમાં વર્ણવેલા ) ભગવાનના માહાત્મ્યનો વિરોધ પ્રાપ્ત થશે. તેથી પોતાના કાર્યરૂપ અર્થને અને બ્રહ્મરૂપ અર્થને અનુક્રમે ઘટાવવાને માટે **पञ्चजन** વાક્યનો (બૃ. ૪. ૪. ૧૭) અને વાક્ય-શેષનો (બૃ. ૪. ૪. ૧૮) (બ્રહ્મમાહાત્મ્યરૂપી) બીજો અર્થ છે. તેથી બુદ્ધિની (સંશય, વિપર્યાસ, નિશ્ચય, સ્મૃતિ અને સ્વાપ એ પ્રકારની) પાંચ વૃત્તિઓને પ્રાણ વગેરે ઉત્પન્ન કરે છે તેથી પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અન્ન અને મન એ પાંચ **पञ्चजनाः** કહેવાય છે. બુદ્ધિની પાંચ વૃત્તિઓ નીચે પ્રમાણે વર્ણવવામાં આવી છે. "સંશય, વિપર્યાસ, નિશ્ચય, સ્મૃતિ અને સ્વાપ એમ વૃત્તિએ કરીને બુદ્ધિનાં પાંચ ભિન્ન લક્ષણો છે" (ભાગ. ૩. ૨૬. ૩૦). પ્રાણ વગેરે ઇન્દ્રિયો તે તે પ્રકારનું (ગન્ધત્વાદિપ્રકારવાળું ગન્ધાદિજ્ઞાન જેવું ) પોતપોતાનું કાર્ય જે ઉત્પન્ન કરે છે તે પોતાનામાંથી થતું નથી, પરંતુ ભગવાનમાંથી થાય છે, (કારણ કે ઇન્દ્રિયો જડ છે અને ભગવાન્ ચેતન છે, અને બ્રહ્મમાંથી જ બધું ઉત્પન્ન થાય છે એમ કેન ઉપનિષદમાં કહેવામાં આવેલું છે.) આ પ્રમાણે **पञ्चजन** વાક્ય અને તેની પછીનું વાકય–શેષવાક્ય–**प्राण**વાક્ય એ બે વાકયોને (પરસ્પર આકાંક્ષા હોવાથી ) તેમનું એક જ (બુદ્ધિની વૃત્તિઓને ઉત્પન્ન કરનાર ભગવાન્ જ છે એ સિદ્ધ કરવા-રૂપી )પ્રયોજન હોવાથી બધું ઘટી શકશે. ( **प्राण** વાક્ય બુદ્ધિની વૃત્તિઓને ઉત્પન્ન કરનારનો–કર્તાનો–બોધ કરે છે તેથી તે મુખ્ય વાક્ય બને છે, તો પછી તેને વાકયનું શેષ કેમ કહી શકાય ? આ પ્રકારની શંકા થતાં ભાષ્યકાર સમાધાન કરતાં કહે છે કે ) વળી, **पञ्चजन** વાક્ય અને **प्राण** વાકય એ બે વાકયો એક બીજાની આકાંક્ષા રાખનારાં હોવાથી **प्राण** વાકય ( બે વાકયરૂપી એક મહાવાકયનો ) એક ભાગ બને છે, અને તેથી જ **पञ्चजन** વાકયનું શેષ બને છે. ભગવાન્ સર્વના પ્રવર્તક છે તેથી ( આ બન્ને વાકયોમાં ) ભગવાનના માહાત્મ્યનો વિરોધ આવતો નથી. **प्राण** વાકયમાં (વાયુરૂપ મુખ્ય પ્રાણના અર્થમાં વપરાએલા) **प्राण** શબ્દથી ત્વક્, ઘ્રાણ, અને પ્રાણ, અપાન વગેરે વાયુઓનું ગ્રહણ થાય છે. રસના–જીહ્વા–રૂપી ઇન્દ્રિય અન્નમાં રહેલી છે તેથી ( **प्राण** વાકયમાં ) અન્નનું ગ્રહણ કરવામાં આવેલું છે. ( બૃહદારણ્યક ઉપનિષદના બીજા પાઠમાં **अन्न**ને બદલે **ज्योति** એ પ્રમાણે પાઠ છે. જ્યોતિ એ તેજ છે અને વાણી તેજોમયી–તેજનો વિકાર–છે, તેથી ભાષ્યકાર કહે છે કે **ज्योति** એ પ્રમાણે બીજો પાઠ સ્વીકારવામાં આવે તો ) વાણી તેજમાં રહેલી છે, ( તેથી જ્યોતિથી–તેજથી–વાણીનું ગ્રહણ કરવું. ) ( ભક્ષણ કરનારને માટે જ અન્ન પ્રકટ થએલું હોવાથી ) ભક્ષણ કરનાર અને અન્ન એક ઠેકાણે હોય છે, કારણ કે તે બન્ને સાથે રહે છે. આ પ્રમાણે ઉપનિષદમાં કોઈક ઠેકાણે એકનું ગ્રહણ હોય છે, અને કોઈક ઠેકાણે બે ( સાથે રહેનારી ) વસ્તુઓનું ગ્રહણ હોય છે. ( અર્થાત્ તેજથી એકલી વાણીનું ગ્રહણ થાય છે, જ્યારે પ્રાણથી ત્વક્ અને ઘ્રાણ એ બેનું ગ્રહણ થાય છે; અન્નથી રસના અને અન્ન એ બેનું ગ્રહણ થાય છે. આ પ્રમાણે **प्राण** વગેરે પદોથી બીજી વસ્તુઓનું પણ ગ્રહણ થતાં અને **प्राण** વાકયમાં ચક્ષુ, શ્રોત્ર અને મનનું સ્પષ્ટ કથન હોવાથી આ બધીય વસ્તુઓનો પાંચમાં જ સમાવેશ થાય છે. ) તેથી તે સર્વ પદાર્થોનો ( **प्राण** વાકયમાં આવેલા ) પાંચ પદાર્થોમાં જ અન્તર્ભાવ થાય છે, એટલે પાંચ જ પદાર્થોનું વર્ણન છે, ( અને **पञ्चजन** વાકયમાં આ પાંચ પદાર્થોને જ **पञ्चजन** કહેવામાં આવેલું છે. ) હવે ( **पञ्चजन** વાકયમાં **आकाशश्च** એ પ્રમાણે ) બાકી રહ્યું આકાશ, (અને આ આકાશથી પૃથ્વી વગેરે પાંચ મહાભૂતો અને તેમના ગુણોનું ગ્રહણ થાય છે.) ( આ પ્રમાણે સર્વ પદાર્થો

બ્રહ્મમાં રહેલા છે એમ **पञ्चजन** વાક્યમાં કહેવામાં આવ્યું છે, અને તે બધા પદાર્થોના પ્રવર્તકનું વર્ણન **प्राण** વાક્યમાં કરવામાં આવેલું છે. જીવ સર્વ પદાર્થોનો પ્રવર્તક બની શકતો નથી, તેથી **पञ्चजन** વાક્ય અને **प्राण** વાક્ય એ બન્નેય વાક્યોમાં ભગવાનનું માહાત્મ્ય જ સ્પષ્ટ છે, એટલે આ બન્ને વાક્યોનું તાત્પર્ય બ્રહ્મમાં છે.) તેથી પ્રાણ વગેરે જ **पञ्चजन** છે; તેથી તે વાક્યોમાં સાંખ્યમત સિદ્ધ થતો નથી. (આ પ્રમાણે **पञ्चजन** પદનો યૌગિક અર્થ સ્વીકારવામાં આવ્યો છે.) ૧૨

## ज्योतिषैकेषामसत्यन्ने ।१।४।१३।

**કેટલાકના-કાણ્વ શાખાના-પાઠ પ્રમાણે 'અન્ન' ન હોવાથી 'જ્યોતિ' શબ્દ વડે (પાંચની સંખ્યા પૂરાય છે.)**

(શંકા) કાણ્વપાઠમાં **अन्नस्य अन्नम्** (બૃ. ૪. ૪. ૧૮) એ ભાગ નથી, તો પછી (**पञ्चजन** વાક્યની) પાંચની સંખ્યા શી રીતે થઈ શકશે?

(ઉત્તર) આ પ્રકારની શંકા થતાં સૂત્રકાર કહે છે કે **ज्योतिषा**, 'જ્યોતિ' શબ્દ વડે તે લોકોની-કાણ્વ શાખાવાળાઓની-પાંચની સંખ્યા પૂરી થશે. "જેની નીચે સંવત્સર" (બૃ. ૪. ૪. ૧૬) એ પ્રમાણે (**पञ्चजन** વાક્યની) પહેલાં મંત્રનો પાઠ છે. તે મંત્રમાં "દેવો તે જ્યોતિઓના જ્યોતિની ઉપાસના કરે છે" (બૃ. ૪. ૪. ૧૬) એ પ્રમાણે વાક્ય છે. તેથી (પાંચની સંખ્યા પૂરી કરવાને માટે) 'અન્ન'ને બદલે 'જ્યોતિ'નું ગ્રહણ કરવું. અને બાકીના મંત્રનું વ્યાખ્યાન પહેલાં જણાવવામાં આવ્યું છે તે જ પ્રમાણે કરવાનું છે. (અર્થાત્ 'જ્યોતિ'થી તેજ અને વાણીનું ગ્રહણ કરવું; મન અન્નમય હોવાથી 'મન'થી અન્ન, ભક્ષણ કરનાર અને જીહ્વા ઇન્દ્રિય એ ત્રણનું ગ્રહણ કરવું; 'ચક્ષુ'થી એકલા ચક્ષુનું ગ્રહણ કરવું, એ પ્રમાણે મંત્રનું વ્યાખ્યાન કરવાનું છે.) તેથી, 'સાંખ્યોના મતનું શ્રુતિમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે' એ પ્રકારનો સાંખ્યોનો વાદ સિદ્ધ થતો નથી. ૧૩

---

# યથાવ્યપદિષ્ટાધિકરણ

## कारणत्वेन चाकाशादिषु यथाव्यपदिष्टोक्तेः ।१।४।१४।

**(જગતની ઉત્પત્તિના ક્રમમાં ભેદ છે, છતાં પણ જગતનું કારણ બ્રહ્મ છે એ બાબતમાં ભેદ નથી,) કારણ કે આકાશ વગેરેમાં (શ્રુતિમાં એક સ્થળે) જે પ્રકારના બ્રહ્મનું કારણ તરીકે વર્ણન કરવામાં આવ્યું છે તે જ પ્રકારના બ્રહ્મનું (બીજે સ્થળે પણ) કારણ તરીકે વર્ણન કરવામાં આવેલું છે.**

(જગતની ઉત્પત્તિના ક્રમ વિષે) શ્રુતિમાં પરસ્પર વિરોધ હોવાથી સાંખ્યસ્મૃતિનું જ (પ્રમાણ તરીકે) ગ્રહણ કરવું જોઈએ એ પ્રમાણેના સાંખ્યમતનું નિરાકરણ કરવાને માટે, શ્રુતિમાં પરસ્પર વિરોધ નથી એ દર્શાવવાને માટે સૂત્રકાર આ અધિકરણનો આરંભ કરે છે.

હવે શ્રુતિમાં સૃષ્ટિના બહુ ભેદો જોવામાં આવે છે. કોઈક સ્થળે "આત્મામાંથી આકાશ થયું" (તૈ. ૨. ૧) એ પ્રમાણે પ્રથમ આકાશ ઉત્પન્ન થાય છે. કોઈક સ્થળે "તેણે તેજને ઉત્પન્ન કર્યું" (છા. ૬. ૨. ૩) એ પ્રમાણે પ્રથમ તેજ ઉત્પન્ન થાય છે. કોઈક સ્થળે "આમાંથી પ્રાણ ઉત્પન્ન થાય છે" (મુણ્ડ. ૨. ૧. ૩) અને "તેણે આ બધું ઉત્પન્ન કર્યું" (તૈ. ૨. ૬; બૃ. ૧. ૨. ૫) એ પ્રમાણે બીજે જ પ્રકારે–સાક્ષાત્ બ્રહ્મમાંથી એક જ વખતે–બધી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

(શંકા) આ પ્રમાણે શ્રુતિ અનેક પ્રકારના ક્રમ અને વ્યુત્ક્રમવાળી સૃષ્ટિનું પ્રતિપાદન કરે છે તેથી, અને એક જ વસ્તુનાં–બ્રહ્મનાં–(કૂટસ્થતા અને વિકારિતા એ) બે રૂપ સંભવે નહિ તેથી, જેમ "સોમનાં પાત્રોની પછીથી ખરેખર પ્રજા અને પશુઓ ઉત્પન્ન થાય છે" (તૈ. સં. ૬. ૫. ૧૦. ૧) એ અર્થવાદરૂપ વાક્ય સોમનાં પાત્રોના સ્વરૂપનો બોધ કરે છે, પણ સોમનાં પાત્રો પ્રજા અને પશુનું કારણ છે એમ દર્શાવતું નથી, તેમ શ્રુતિમાં આવેલાં સૃષ્ટિનું વર્ણન કરનારાં વાક્યો અર્થવાદરૂપ હોવાથી બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન આપવાને માટે છે, અને તેથી અધ્યારોપાપવાદ ન્યાયથી–બ્રહ્મ જગતનું કર્તૃ છે એ પ્રમાણે પ્રથમ બ્રહ્મમાં જગત્કર્તૃત્વનો અધ્યારોપ કરીને શ્રુતિ પછીથી તેનો અપવાદ, નિષેધ, કરે છે: આ ન્યાયથી–વેદને આધારે બ્રહ્મ જગતનું કારણ છે એમ સિદ્ધ થતું નથી. તેથી જ્યારે આ દેખાતા જગતના કારણની શોધ કરવામાં આવે છે ત્યારે ગૌતમ, કણાદ વગેરેના વેદબાહ્ય અને કપિલ વગેરેના વેદઅબાહ્ય (=વેદમૂલક) એવા ભિન્ન ભિન્ન મતો હોવાથી, (સાંખ્યમતના સ્થાપક) કપિલ મુનિ ભગવાનના જ્ઞાનનો અંશાવતાર હોવાથી તેમના–કપિલના–મત પ્રમાણે જ જગતની વ્યવસ્થા કરવી યોગ્ય છે.

(ઉત્તર) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર સિદ્ધાન્ત કહે છે. સૃષ્ટિના પ્રકારોમાં ભેદ છે, તો પણ બ્રહ્મ જગતનું કારણ છે એ બાબતમાં વિરુદ્ધ મત નથી, કારણ કે સૃષ્ટિના બધાય પ્રકારોમાં બ્રહ્મ જ કારણ છે એ પ્રમાણે કહેવામાં આવેલું છે. શ્રુતિમાં (**यतो वा इमानि भूतानि** જેવા) એક સ્થળે જે પ્રકારનું–સર્વજ્ઞ, સર્વેશ્વર, સર્વાત્મક, એક, અદ્વિતીય, સચ્ચિદાનન્દરૂપ ઇત્યાદિ ધર્મવાળું–બ્રહ્મ જગતના કારણ તરીકે કહેવામાં આવેલું છે તે જ બ્રહ્મ શ્રુતિમાં (**आत्मनः आकाशः संभूतः** ઇત્યાદિ જેવા) બીજે સ્થળે પણ આકાશ વગેરેમાં કારણ તરીકે કહેવામાં આવેલું છે. "બ્રહ્મને કાર્ય અને કરણ નથી" (શ્વે. ૬. ૮) ઇત્યાદિ શ્રુતિમાં કર્તૃત્વનું જે નિરાકરણ કરવામાં આવેલું છે તે તો લૌકિક કર્તૃત્વનું છે, કારણ કે ત્યાં (કાર્યકારણની અપેક્ષાવાળા) લૌકિક કર્તૃત્વનો જ નિષેધ જણાય છે, (કારણ કે તે શ્રુતિના ઉત્તરાર્ધમાં બ્રહ્મની સ્વાભાવિક ક્રિયાનું તો પ્રતિપાદન કરવામાં આવેલું છે.) ભગવાન્ સર્વથી વિલક્ષણ છે એ જણાવવાને માટે વેદમાં આવેલાં પદો અને વાક્યોનું તાત્પર્ય એક અબાધિત અર્થનું જ પ્રતિપાદન કરવામાં આવે છે એમ સૂત્રમાં આવેલો चકાર દર્શાવે છે. સૃષ્ટિને ઉત્પન્ન કરવાના જે બહુ પ્રકારો (શ્રુતિમાં દર્શાવવામાં આવેલા) છે તે તો ભગવાનનું માહાત્મ્ય દર્શાવે છે, કાંઈ માહાત્મ્યનો બાધ કરતા નથી; કારણ કે બહુ પ્રકારે કાર્ય કરવાનું સામર્થ્ય જગતમાં પણ તે કાર્ય કરનાર મનુષ્યનું માહાત્મ્ય સૂચવે છે. તેથી 'શ્રુતિમાં પરસ્પર વિરોધ હોવાથી સાંખ્યસ્મૃતિનો સ્વીકાર કરવો' એમ સિદ્ધ થતું નથી. ૧૪

# સમાકર્ષાધિકરણ

## समाकर्षात् ।१।४।१५।

**(જગતના કારણ તરીકે બ્રહ્મને જ સ્વીકારવું,) કારણ કે (असत् વગેરે શબ્દો લોકમાં પ્રસિદ્ધ અર્થમાંથી બ્રહ્મના અર્થમાં) ખેંચાઈ આવેલા છે.**

ફરીથી બીજે પ્રકારે શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

(શંકા) અરે! કોઈક સ્થળે "આ ખરેખર પહેલાં અસત્ હતું" (તૈ. ૨. ૭); કોઈક સ્થળે "હે સોમ્ય! આ પહેલાં સત્ જ હતું. તે બાબતમાં કેટલાક ખરેખર એમ કહે છે કે આ પહેલાં અસત્ જ હતું" (છા. ૬. ૨. ૧); કોઈક સ્થળે "તે વખતે આ અવ્યાકૃત-અવ્યક્ત-હતું" (બૃ. ૧. ૪. ૭); કોઈક સ્થળે "પહેલાં અસત્ ન હતું, સત્ ન હતું" (ઋ. ૧૦. ૧૨૯. ૧; તૈ. બ્રા. ૨. ૮. ૯. ૩); તો કોઈક સ્થળે "પહેલાં અંધકાર હતો" (ઋ. ૧૦. ૧૨૯. ૩; તૈ. બ્રા. ૨. ૮. ૯. ૩): આ બધાં વાકયોમાં બ્રહ્મની બાબતમાં પણ વિરુદ્ધ કથનનું શ્રવણ થાય છે. જેમ (પૂ. મી. સૂ. ૩. ૪. ૨૪-૨૫માં જણાવ્યા પ્રમાણે) દર્શપૂર્ણમાસકર્મમાં ('રજસ્વલા સ્ત્રીનું અન્ન ન ખાવું' એ પ્રમાણે નિષેધ કરીને 'તેઓ ખરેખર કહે છે કે અભ્યંજન-સંયોગ-એ જ સ્ત્રીનું અન્ન છે; તેથી રજસ્વલા સ્ત્રીનો સમાગમ જ ન કરવો; પણ તેની બીજી વસ્તુઓ ઇચ્છા પ્રમાણે લઈ શકાય' એ પ્રમાણે બીજો પક્ષ આપવામાં આવેલો છે) તેમ "તે બાબતમાં કેટલાક ખરેખર કહે છે" (છા. ૬. ૨. ૧) એ શ્રુતિ પણ 'અસત્'નું પ્રતિપાદન કરનારા બીજા પક્ષ તરીકે સંભવે છે. શ્રુતિમાં આવેલા 'અસત્', 'તમસ્' (વગેરે) શબ્દો બ્રહ્મનું પ્રતિપાદન કરી શકશે નહિ, કારણ કે "જો બ્રહ્મને 'અસત્' તરીકે કોઈ જાણે તો તે અસત્-ખરાબ- જ થાય છે" (તૈ. ૨. ૬) એ પ્રમાણે (બ્રહ્મને 'અસત્' માનવામાં) બાધ છે, અને "સૂર્યના જેવા વર્ણવાળા-પ્રકાશરૂપ-અને તમસ્‌ની-અંધકારની-પેલી પાર આ પરમાત્માને હું જાણું છું" (શ્વે. ૩. ૮) એ પ્રમાણે (બ્રહ્મને 'તમસ્' માનવામાં) બાધ છે. તેથી જગતના કારણ તરીકે પણ બ્રહ્મ વિષે શ્રુતિમાં પરસ્પર વિરોધ હોવાથી બ્રહ્મ જગતનું કારણ નથી.

(ઉત્તર) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **समाकर्षात्**, લોકમાં પ્રસિદ્ધ અર્થમાંથી બ્રહ્મના અર્થમાં 'અસત્', 'તમસ્' વગેરે શબ્દો ખેંચાઈ આવે છે તેથી (બ્રહ્મને જ કારણ તરીકે માનવું.) પોતાના સ્થાનમાંથી-અર્થમાંથી-ખેંચાય છે તે **आकर्ष** કહેવાય છે. ઉપર જણાવેલાં આ બધાં વાકયોમાં 'અસત્' વગેરે પદોનો 'આત્માથી ભિન્ન પદાર્થ વગેરે' એવો અર્થ થતો નથી, પરંતુ (એક શ્રુતિમાં બ્રહ્મના જે સ્વરૂપનું વર્ણન કરવામાં આવેલું હોય છે તેનાથી) જુદી જાતના સ્વરૂપનું (બીજી શ્રુતિઓમાં) વર્ણન કરવામાં આવે છે, (અને તેથી શ્રુતિઓમાં આવેલા 'અસત્' વગેરે શબ્દોનો લોકપ્રસિદ્ધ અર્થ છોડી દઈને 'તે તે પ્રકારનું બ્રહ્મ જ છે' એ પ્રમાણે અર્થ કરવામાં આવે છે.) ('અસત્' વગેરે પદોનો 'તે તે પ્રકારનું બ્રહ્મ' એ પ્રકારનો અર્થ કરવામાં લક્ષણાનો દોષ આવતો નથી, કારણ કે) બધાય શબ્દોનો વાચ્ય-મુખ્ય-અર્થ બ્રહ્મ છે એમ (तल्लिङ्ग અધિકરણમાં, બ્ર. સૂ. ૧. ૧. ૨૧ માં,) સિદ્ધ થએલું છે.

(બ્રહ્મને માટે અનેક વિરુદ્ધ શબ્દોનો પ્રયોગ કરવાનું પ્રયોજન દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) જેમ (૧) "કોણ ખરેખર જાણે છે, કોણ અહીં કહી શકે છે?" (ઋ. ૩. ૫૪. ૫; તૈ. બ્રા. ૨. ૮. ૯. ૫), (૨) "બધા વેદો જે પદનું વર્ણન કરે છે" (કઠ. ૧. ૨. ૧૫), (૩) "જેની પાસેથી વાણી પાછી જાય છે" (તૈ. ૨. ૯), (૪) "મનથી જ આત્મા દર્શન કરવા યોગ્ય છે" (બૃ. ૪. ૪. ૧૯) ઇત્યાદિ શ્રુતિઓમાં બધા વિરુદ્ધ ધર્મો ભગવાનને વિષે કહેવામાં આવેલા છે; (અર્થાત્ પહેલી શ્રુતિમાં સૃષ્ટિના કરનારને કોઈ જાણતું નથી એમ કહેવામાં આવ્યું, ત્યારે બીજી શ્રુતિમાં કહેવામાં આવ્યું કે વેદો તેને જાણે છે. ત્રીજી શ્રુતિમાં કહેવામાં આવ્યું કે વાણી મન સાથે પરમાત્માથી પાછી ફરે છે, જ્યારે ચોથી શ્રુતિ કહે છે કે મનથી પરમાત્માનું અનુદર્શન કરવું. આ પ્રમાણે ભગવાનને વિષે વિરુદ્ધ ધર્મો કહેવામાં આવેલા છે); તે પ્રમાણે 'અસત્' વગેરે શબ્દોને લોકમાં પ્રસિદ્ધ અર્થમાંથી ખેંચી લેવાથી જણાય છે કે અનેક વિરુદ્ધ શબ્દોનો અર્થ બ્રહ્મ છે. (બ્રહ્મને માટે અનેક વિરુદ્ધ શબ્દોનો પ્રયોગ કરવાનું પ્રયોજન દર્શાવતાં ભાષ્યકાર કહે છે કે) "મનુષ્ય બ્રહ્મની જે પ્રકારે ભાવના કરે છે તે જ પ્રકારનું ફલ મેળવે છે" (મુદ્ગલ. ૩. ૧) એ નિયમ પ્રમાણે ભાવનાનુસારી ફલ થાય છે એમ દર્શાવવાને માટે શ્રુતિ કહે છે કે "જે બ્રહ્મને અસત્ માને છે તે અસત્ થાય છે" (તૈ. ૨. ૬). (ભાવના પ્રમાણે ફલ મળે છે એનું ઉદાહરણ આપતાં ભાષ્યકાર કહે છે કે) જેમ કંસ વગેરે ભગવાનને 'પોતાને મારનાર' તરીકે માનતા હતા તેથી ભગવાન્ તેમને મૃત્યુરૂપે ફળ્યા, (તેમ ભગવાનને જે 'અસત્' માને છે તેને ભગવાન 'અસત્' રૂપે ફળે છે.) "તે વિષે કેટલાક કહે છે કે આ બધું પહેલાં અસત્ હતું" (છા. ૬. ૨. ૧) એ શ્રુતિમાં એમ કહેવામાં આવ્યું છે કે બ્રહ્મ સર્વ જગતથી વિલક્ષણ છે. બ્રહ્મ–ભગવાન્–જગદ્રૂપ પણ છે એ પ્રમાણેનો અભિપ્રાય પહેલાં ("હે સોમ્ય! આ બધું પહેલાં 'સત્' હતું", છા. ૬. ૨. ૧, એ શ્રુતિમાં) કહેવામાં આવેલો છે. "તે બ્રહ્મ અવ્યાકૃત હતું" (બૃ. ૧. ૪. ૭) એ શ્રુતિ ("આ પહેલાં અસત્ હતું" તૈ. ૨. ૭, "તે વિષે કેટલાક કહે છે કે આ પહેલાં અસત્ જ હતું" છા. ૬. ૨. ૧, એ બે શ્રુતિઓમાં વર્ણવેલા) 'અસત્' પક્ષના જેવી છે; (અર્થાત્ એ શ્રુતિ પણ પહેલાંની બે શ્રુતિઓની માફક પ્રતિપાદન કરે છે કે બ્રહ્મ સર્વ જગતથી વિલક્ષણ છે. "અસત્ ન હતું, સત્ ન હતું" (ઋ. ૧૦. ૧૨૯. ૧; તૈ. બ્રા. ૨. ૮. ૯. ૩) એ શ્રુતિમાં મનનું વર્ણન કરવામાં આવેલું છે, અને મન પણ બ્રહ્મ છે. "તમસ્ હતું" (ઋ. ૧૦. ૧૨૯. ૩; તૈ. બ્રા. ૨. ૮. ૯. ૩) એ શ્રુતિમાં (સૃષ્ટિની પહેલાં) અપ્રકટ કર્મનું વર્ણન છે, કારણ કે કર્મ પણ ભગવાન્ છે. પૂર્વકાણ્ડમાં પણ ("પ્રજાપતિએ ઇચ્છા કરી કે હું પ્રજા ઉત્પન્ન કરૂં", તૈ. બ્રા. ૨. ૧. ૨, એ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે) બ્રહ્મમાંથી જ જગતની ઉત્પત્તિ થાય છે. ("પહેલાં તમસથી ઢંકાએલું તમસ્ હતું", ઋ. ૧૦. ૧૨૯. ૩, એ શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે તમસ્ તમસથી ઢંકાએલું હતું, અને અહીં 'તમસ્'નો અર્થ અંધકાર થઈ શકશે નહિ) કારણ કે અંધકાર પોતાના અંધકારથી ઢંકાઈ જાય એ વાત લોકમાં સંભવતી નથી; (તેથી 'તમસ્' શબ્દનો અર્થ 'કર્મ' થાય છે, 'અન્ધકાર' નહિ.) તેથી શ્રુતિમાં કોઈક સ્થળે સત્ અને અસતથી વિલક્ષણ અને કોઈક સ્થળે તે બેથી અવિલક્ષણ એવા બ્રહ્મમાંથી જગત્ થાય છે એમ વર્ણવવામાં આવે છે. બ્રહ્મ ભગવાન્ છે તેથી જ કોઈની મદદ વિના પોતાની મેળે જ જગતને ઉત્પન્ન કરે છે. અને આ પ્રમાણે શ્રુતિની એકવાક્યતા જ્યારે સંભવે છે ત્યારે (માયા-

વાદીઓ કરે તે પ્રમાણે) ('બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મો રહેલા છે' એ સિદ્ધાન્તના) અજ્ઞાનથી 'અસત્' વગેરે પદોનું જે નિરાકરણ કરવામાં આવે છે તે અયોગ્ય છે. (બ્રહ્મમાં સર્વ વિરુદ્ધ ધર્મો રહેલા છે,) તેથી શ્રુતિમાં બ્રહ્મને માટે વપરાએલા ભિન્ન ભિન્ન શબ્દોને લીધે ('બ્રહ્મ જગતનું કારણ છે' એ વિષે) શ્રુતિમાં પરસ્પર વિરોધ છે એમ કહી શકાશે નહિ એમ સિદ્ધ થયું. ૧૫

---

# જગદ્વાચિત્વાધિકરણ

## जगद्वाचित्वात् ।१।४।१६।

**(બ્રહ્મ જ જગતનું કારણ છે એમ શ્રુતિનો અભિપ્રાય છે,) કારણ કે (એ શ્રુતિમાં) જગતનું વાચક-બોધક-પદ છે.**

આ પ્રમાણે સૂત્રકાર શબ્દનો પરસ્પર વિરોધ દૂર કરીને હવે અર્થનો વિરોધ દૂર કરે છે.

કૌષીતકિબ્રાહ્મણમાં (ચતુર્થ અધ્યાયમાં આવેલા) બાલાકિ અને અજાતશત્રુના સંવાદમાં બાલાકિ અજાતશત્રુને બ્રહ્મનો ઉપદેશ કરવા આવ્યા. સૂર્યમાં રહેલા પુરુષથી આરંભ કરીને (કૌ. ૪. ૨), જમણી (અને ડાબી) આંખમાં આવેલા પુરુષ સુધી (કૌ. ૪. ૧૬-૧૭) બાલાકિએ અજાતશત્રુને પરિચ્છિન્ન બ્રહ્મની ઉપાસના કહી. પછીથી જ્યારે અજાતશત્રુ રાજાએ બાલાકિના ઉપદેશનું ઉપનિષદમાં કહેલા પ્રકારે ખણ્ડન કર્યું ત્યારે બાલાકિ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે તે અજાતશત્રુ રાજાની પાસે જ ગયા. (કૌ. ૪. ૧૮). પછીથી તે બન્ને-બાલાકિ અને અજાતશત્રુ રાજા-એક સૂઈ ગએલા પુરુષની પાસે આવીને બ્રહ્મ વિષેની ચર્ચા કરવા લાગ્યા. (કૌ. ૪. ૧૮). તે ચર્ચામાં "હે બાલાકિ! આ પુરુષ કયાં સૂતો હતો?" (કૌ. ૪. ૧૮) એ વાક્યમાં જીવની વાત કરવામાં આવેલી છે; અને તે જીવમાંથી જ સર્વની ઉત્પત્તિ કહેવામાં આવેલી છે, અને બ્રહ્મના પણ (સર્વ પદાર્થોમાં થતા) અનુપ્રવેશનું વર્ણન કરવામાં આવેલું છે:

તેમાં સંદેહ થાય છે કે બ્રહ્મસહિત જીવ જ જગતનો કર્તા છે, કે બ્રહ્મ જ કર્તા છે.

(પૂર્વપક્ષ) તેમાં (બ્રહ્મસહિત) જીવ જ સર્વ જગતનો કર્તા છે. જેમ બધા જીવો સરખા છે છતાં પણ બીજાઓના ઉપર હુકમ કરવાથી એકને 'રાજા' કહેવામાં આવે છે, અને યજ્ઞરૂપી કર્મ કરવામાં મુખ્યતાની દૃષ્ટિએ બીજાને 'યજમાન' કહેવામાં આવે છે તેમ ("હું તને બ્રહ્મ કહું", કૌ. ૪. ૧, એ પ્રમાણે આરંભમાં વર્ણવેલા) બ્રહ્મત્વ વગેરે ધર્મો (ભિન્ન ભિન્ન દૃષ્ટિએ) જીવના જ છે. આ પ્રકરણમાં બ્રહ્મથી આરંભ કરીને (કૌ. ૪. ૧) જીવ વિષેની ચર્ચાથી ઉપસંહાર કરવામાં આવેલો હોવાથી આખા પ્રકરણમાં જ બ્રહ્મ તરીકે વર્ણવવામાં આવેલો જીવ જ જગતનો કર્તા છે. અને આ પ્રમાણે થવાથી જગતમાં પણ જીવનું કર્તૃત્વ સ્વાભાવિક-દેહની સાથે જ ઉત્પન્ન-થશે, અને તેથી તેના-જીવના-બંધ અને મોક્ષની વ્યવસ્થા પણ થશે; (અર્થાત્ દેહની સાથે આવેલા કર્તૃત્વને લીધે જીવને જ બંધ અને મોક્ષ થશે, પ્રકૃતિને નહિ.) આ પ્રમાણે (વેદમાં) જ્યારે દેહવિશિષ્ટ અભિમાની જીવનું કર્તૃત્વ સિદ્ધ થાય છે ત્યારે તો અર્થાત્ પ્રકૃતિનું જ કર્તૃત્વ સિદ્ધ થશે.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર સિદ્ધાન્ત કહે છે કે **जगद्वाचित्वात्**, જગતનું વાચક પદ છે તેથી. "(જે) આ પુરુષોનો કર્તા છે અને જેનું આ કર્મ છે" (કૌ. ૪. ૧૮) એ પ્રમાણે આરંભમાં **एतत्**, આ, શબ્દ વડે જગત્ કહેવામાં આવ્યું છે, અને 'પુરુષ' શબ્દથી જીવ કહેવામાં આવ્યો છે. જડ અને જીવ બનેલા આ જગતનો કર્તા બ્રહ્મ છે એમ તો પહેલાં (કૌ. ૩ માં આવેલા ઇન્દ્ર અને પ્રતર્દનના સંવાદમાં) સિદ્ધ થએલું છે, અને તે સિદ્ધાન્તને અનુસરીને અહીં (બાલાકિ અને અજાતશત્રુના સંવાદમાં, કૌ. ૪) પણ જગત્કર્તૃત્વ બ્રહ્મનું જ છે એમ માનવું યોગ્ય છે; પણ સર્વ શ્રુતિઓનો વિપ્લવ કરવો યોગ્ય નથી, તેમ જ ઉપનિષદમાં ન વર્ણવેલા પ્રકૃતિના અભિમાની જીવનું કર્તૃત્વ છે એમ કલ્પના કરવી યોગ્ય નથી. તેથી–બ્રહ્મ જગતનો કર્તા છે તેથી–સુષુપ્તિમાં પણ પ્રાણ–ઇન્દ્રિય–વગેરેનો બ્રહ્મમાં જ લય થાય છે, અને બ્રહ્મમાંથી જ સર્વ (જાગ્રદવસ્થામાં પોતપોતાના સ્થાન પ્રતિ જાય છે) એમ જાણવું. 'પ્રાણ', 'આત્મા', એ શબ્દોનો અર્થ બ્રહ્મ જ છે એમ પહેલાં (ઇન્દ્ર અને પ્રતર્દનના સંવાદમાં, કૌ. ૩,) જ સિદ્ધ થઈ ગએલું છે. તેથી જીવથી અધિષ્ઠિત થએલી–જીવથી જેનું નિયમન થાય છે એવી–(સાંખ્યોની) પ્રકૃતિ જગતનું કારણ નથી. ૧૬

## जीवमुख्यप्राणलिङ्गादिति चेत्तद्व्याख्यातम् ।१।४।१७।

**(અહીં કૌષીતકિ ઉપનિષદમાં) જીવ અને મુખ્યપ્રાણનું લિંગ છે તેથી (જીવદ્વારા અથવા સાક્ષાત્ પ્રકૃતિ જગતનું કારણ છે, બ્રહ્મ નહિ,) એમ જો કહેતા હો તો ઉત્તરરૂપે તેનું સમાધાન પહેલાં કરવામાં આવેલું છે.**

કેટલીક શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

(શંકા) અરે! અહીં કૌષીતકિ ઉપનિષદમાં "હે બાલાકિ! આ પુરુષ ક્યાં સૂતો હતો?" (કૌ. ૪. ૧૮) એ પ્રમાણે જીવની જ વાત કરવામાં આવી છે. 'બ્રહ્મ આ પ્રકારનું છે, આ પ્રકારનું નથી' એ પ્રમાણે હજુ સુધી બ્રહ્મ સિદ્ધ થયું નથી. તેથી, સૂવું, ઉઠવું એ ક્રિયારૂપી જીવના ધર્મો અહીં–કૌષીતકિ ઉપનિષદમાં–જોવામાં આવે છે; એટલે જીવ જ બ્રહ્મ છે અને જીવ જ જગતનો કર્તા છે. જગતના કર્તા થવાની વાત જીવના પોતાનામાં ઘટતી ન હોવાથી આખરે તે જગત્કર્તૃત્વ (સાંખ્યોની) પ્રકૃતિમાં જ સિદ્ધ થશે. અથવા તો અહીં–કૌષીતકિ ઉપનિષદમાં–મુખ્યપ્રાણનું લિંગ પણ છે. "આ પ્રાણમાં જ એ એક થઈ જાય છે" (કૌ. ૪. ૧૯) એ વાક્યમાં સુષુપ્તિમાં મુખ્ય પ્રાણની જ પ્રવૃત્તિ જોવામાં આવે છે. અને જે વસ્તુ અસ્તિત્વમાં હોય છે તેમાંથી જ સર્વની ઉત્પત્તિ અને તેમાં જ પ્રલય થાય છે; (અને અહીં મુખ્યપ્રાણ વિદ્યમાન છે, એટલે તેમાંથી જ સર્વની ઉત્પત્તિ અને તેમાં જ પ્રલય થાય છે એમ સ્વીકાર્યા વિના છૂટકો નથી.) આ મુખ્યપ્રાણ પ્રકૃતિનો અંશ છે; તેથી જગતમાં પણ (સાંખ્યોના) જડ પ્રધાનમાંથી જ સર્વની ઉત્પત્તિ થાય છે. તેથી આ કૌષીતકિ ઉપનિષદના પ્રકરણને આધારે પ્રકૃતિ, જીવદ્વારા અથવા સાક્ષાત્, જગતનું કારણ છે એમ સિદ્ધ થાય છે.

(ઉત્તર) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર ઉત્તર આપે છે કે **तद्व्याख्यातम्**, તેનો ખુલાસો (પહેલાં બ્ર. સૂ. ૧. ૧. ૩૦ માં) કરી નાખવામાં આવ્યો છે કે કૌષીતકિ ઉપનિષદ-માંથી જે બે વાક્યો (જીવ અને મુખ્યપ્રાણના) લિંગ તરીકે આપવામાં આવે છે તે બે વાક્યો જીવ અને મુખ્યપ્રાણ એ બેનાં લિંગ જ થઈ શકતાં નથી. "જીવ બ્રહ્મનો આશ્રિત

હોવાથી અને પ્રાણ બ્રહ્મની સાથે જોડાએલો હોવાથી" (બ્ર. સૂ. ૧. ૧. ૩૦) એ સૂત્રમાં નિર્ણય કરવામાં આવ્યો છે કે સર્વ કાર્ય ભગવાનમાંથી જ થાય છે, અન્યમાંથી નહિ. તેથી આ કૌષીતકિ ઉપનિષદ્‌ના વાક્યથી બ્રહ્મવાદ જ સિદ્ધ થાય છે, (સાંખ્યોનો) પ્રકૃતિવાદ નહિ. ૧૭

## अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ।१।४।१८।

**જૈમિનિ તો (કૌષીતકિ ઉપનિષદમાં જીવ અને મુખ્યપ્રાણના ધર્મોનું જે વર્ણન છે તે) બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે છે, કારણ કે પ્રશ્ન અને ઉત્તર, અને (ઉપક્રમ અને ઉપસંહાર) તે પ્રમાણે દર્શાવે છે એમ માને છે; અને કેટલાક આ પ્રમાણે કહે છે.**

સૂત્રકાર પોતાના સિદ્ધાન્ત પ્રમાણે સાંખ્યમતનો પરિહાર કરીને (પોતાના શિષ્ય જૈમિનિએ સ્વીકારેલા) નિયતધર્મવાદથી પણ સાંખ્યમતનો (આ સૂત્રમાં) પરિહાર કરે છે. (કૌ. ૪. ૧૯ માં વર્ણવેલા) નિદ્રા અને જાગૃતિ એ બે જીવના જ ધર્મો છે, અને ચક્ષુ વગેરે ઇન્દ્રિયોના લયનો આધાર પ્રાણ છે એ પ્રકારનો જૈમિનિનો નિયતધર્મવાદ છે. જૈમિનિના આ મતમાં પણ (કૌષીતકિ ઉપનિષદમાં આવેલું) જીવ અને મુખ્યપ્રાણના ધર્મોનું વર્ણન અન્યને–બ્રહ્મનું જ્ઞાન આપવાને–માટે છે, (સાંખ્યમત સિદ્ધ કરવાને માટે નથી.)

જૈમિનિનો મત સૂત્રકાર બાદરાયણના મતથી ભિન્ન હોવાથી જૈમિનિએ પણ (પોતાની દૃષ્ટિથી) સાંખ્યમતનું નિરાકરણ અવશ્ય કરવું જોઈએ એ દર્શાવવાને માટે સૂત્રમાં **तु** શબ્દ છે; (સૂત્રકારના સિદ્ધાન્તથી જૈમિનિનો મત ઉત્તમ છે એ દર્શાવવાને માટે **तु** શબ્દ નથી.) જીવનો લય અને ઉદ્‌ગમ–જીવની નિદ્રા અને જાગૃતિ–બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે જ છે, અને (શારીરબ્રાહ્મણમાં, બૃ. ૪. ૪. માં, વર્ણવેલી) મરણાવસ્થાને અંગે જે કહેવામાં આવ્યું છે (કે સર્વ પ્રાણો ભગવાનની સમીપ જાય છે) તેનાથી ભિન્ન પ્રકારનું–વાક્ વગેરે ઇન્દ્રિયોના લયનો આધાર પ્રાણ છે એ પ્રકારનું–પ્રાણનું વર્ણન આશ્રયભૂત બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે છે.

(શંકા) આમ શી રીતે જણાય છે?

(ઉત્તર) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર કહે છે કે **अपि च**; અર્થાત્ કૌષીતકિ ઉપનિષદના આ વાક્યના આરંભ અને ઉપસંહારથી જ આ પ્રમાણે જણાય છે. "હે બાલાકિ! જે આ પુરુષોનો કર્તા છે" (કૌ. ૪. ૧૮) એ પ્રમાણે આરંભમાં મુખ્ય બ્રહ્મનો જ નિર્દેશ છે. અને આ બ્રહ્મના જ્ઞાનથી અસુરોની ઉપર જય, સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠત્વ, સ્વારાજ્ય અને આધિપત્ય પ્રાપ્ત થાય છે એ પ્રમાણે (કૌ. ૪. ૨૦) ઉપસંહારમાં ફલનું વર્ણન છે. આ બન્ને–ઉપક્રમ અને ઉપસંહારમાં આવેલું વર્ણન–અમુખ્યમાં, બ્રહ્મથી અન્ય જીવમાં અને પ્રકૃતિમાં, સંભવતું નથી.

વળી, પ્રશ્ન અને વ્યાખ્યાન–ઉત્તર–થી (પણ સિદ્ધ થાય છે કે જીવનો લય અને ઉદ્‌ગમ, અને પ્રાણનું વર્ણન બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે છે.) "હે બાલાકિ, આ પુરુષ ક્યાં સૂતો હતો?" (કૌ. ૪. ૧૮) એ પ્રમાણે (અજાતશત્રુનો બાલાકિને) પ્રશ્ન છે. તેમાં (બાલાકિને) જીવ વિષેનું તો જ્ઞાન (**एषः** એ પ્રમાણે પદ હોવાથી પહેલેથી જ) છે, એટલે તેને જીવના સૂવાના સ્થાન વિષેનું જ્ઞાન નથી. "હે બાલાકિ, જ્યાં આ પુરુષ સૂતેલો હતો" (કૌ. ૪. ૧૯) એ પ્રમાણે (અજાતશત્રુનો બાલાકિને) ઉત્તર છે. અજાતશત્રુ ખરેખર નાડીનું

જ્ઞાન આપવાને માટે વ્યાખ્યાન કરતા નથી પણ **જેની પ્રથમ પ્રતિજ્ઞા કરવામાં આવેલી છે એવા બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે વ્યાખ્યાન કરે છે.**

(શંકા) **અજાતશત્રુના વ્યાખ્યાનમાં નાડીથી ભિન્ન એવા આત્મા વિષેનું જ્ઞાન આપવામાં આવે છે એમ શી રીતે જણાય છે?**

(ઉત્તર) આ પ્રમાણે શંકા થતાં સૂત્રકાર ઉત્તર આપે છે કે **एवमेके,** આ **પ્રમાણે કોઈ** શાખાવાળા. **एके** એટલે વાજસનેયિ શાખાવાળાઓ. તેમાં પણ દૃપ્તબાલાકિબ્રાહ્મણમાં (બૃ. ૨. ૧) "તે અજાતશત્રુ બોલ્યા કે જ્યાં આ પુરુષ અને આ જગત્ સૂતાં હતાં, **જે આ** વિજ્ઞાનમય પુરુષ છે, તે આ પ્રાણોનું–ઇન્દ્રિયોનું–પ્રકાશનસામર્થ્યરૂપી **વિજ્ઞાન વિજ્ઞાન વડે** ગ્રહણ કરીને, આ હૃદયમાં જે આકાશ છે તેમાં સુવે છે" (બૃ. ૨. ૧. ૧૭) **આ વાક્યમાં** 'આકાશ' શબ્દથી બ્રહ્મનું વર્ણન છે. વળી, "હે સૌમ્ય, સુષુપ્તિમાં જીવ સત્–**બ્રહ્મ–ની સાથે** મળે છે" (છા. ૬. ૮. ૧) અને "સ્વમાં–બ્રહ્મમાં–તે ખરેખર મળી ગયો છે" (છા. ૬. ૮. ૧) એ પ્રમાણે વર્ણન છે. તેથી કૌષીતકિ ઉપનિષદમાં આવેલું જીવનું અને પ્રાણનું વર્ણન આધારભૂત બ્રહ્મનું જ્ઞાન આપવાને માટે છે. તેથી 'જીવ અને મુખ્ય પ્રાણના લિંગને આધારે અહીં–કૌષીતકિ ઉપનિષદમાં–સાંખ્યોનો પ્રકૃતિવાદ છે' એ મત ઘટતો નથી. ૧૮

---

## વાક્યાન્વયાધિકરણ

### वाक्यान्वयात् ।१।४।१९।

**વાક્ય (બ્રહ્મમાં જ) ઘટતું હોવાથી (અહીં, બૃ. ૪. ૫. માં, બ્રહ્મનું જ વર્ણન છે, અને તેથી બ્રહ્મ જ જગતનું કારણ છે, પ્રકૃતિવિશિષ્ટ જીવ નહિ.)**

હવે ફરીથી, જીવ જ બ્રહ્મ છે એ પ્રકારના જીવબ્રહ્મવાદને આધારે પ્રકૃતિ જગતનું કારણ છે એ વાદની શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

બૃહદારણ્યકના ચોથા અને છઠ્ઠા બ્રાહ્મણમાં આવેલા યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના સંવાદમાં (બૃ. ૨. ૪; ૪. ૫) નીચે પ્રમાણે શ્રવણ થાય છે:—"જેનાથી હું અમૃત, મુક્ત, ન થાઉં તેવા પદાર્થનું મારે શું પ્રયોજન?" (બૃ. ૪. ૫. ૪) એ પ્રમાણે વૈરાગ્ય દર્શાવીને "જે આપ ભગવાન્ જાણો છો તે જ મને કહો" (બૃ. ૪. ૫. ૪) એ પ્રમાણે મૈત્રેયીએ જ્યારે યાજ્ઞવલ્ક્યને કહ્યું ત્યારે યાજ્ઞવલ્ક્ય તેને–મૈત્રેયીને–ઉદ્દેશીને "અરે, પતિની કામનાથી ખરેખર પતિ પ્રિય નથી" (બૃ. ૪. ૫. ૬) ઇત્યાદિ વાક્યમાં મોક્ષને માટે જ્ઞાનનો ઉપદેશ કરે છે. બૃહદારણ્યકના છઠ્ઠા બ્રાહ્મણમાં તો ઉપસંહારમાં પણ "આટલો જ ખરેખર મોક્ષ છે એ પ્રમાણે કહીને યાજ્ઞવલ્ક્ય વનમાં ચાલ્યા ગયા" (બૃ. ૪. ૫. ૧૫) એ પ્રમાણે શ્રવણ થાય છે.

હવે આ પ્રકરણ જીવનું છે કે બ્રહ્મનું છે એ પ્રમાણે સંશય થાય છે.

(અહીં પૂર્વપક્ષી કહે છે કે) બૃહદારણ્યક ઉપનિષદના આ પ્રકરણમાં પુત્ર વગેરે કરતાં આત્મા વધારે પ્રિય છે એ પ્રમાણે પોતાની લૌકિક દૃષ્ટિથી યાજ્ઞવલ્ક્ય મૈત્રેયીને ઉપદેશ આપે છે, અને તે રીતે પ્રકરણના આરંભમાં (પ્રકૃતિથી જોડાએલા) પુરુષને જ આત્મા તરીકે કહે છે (બૃ. ૪. ૫. ૬). ત્યાર પછી યાજ્ઞવલ્ક્ય આ આત્મા વિષેનું દર્શન, શ્રવણ, મનન વગેરેનું

વિધાન કરે છે, અને આત્મજ્ઞાનથી સર્વ પદાર્થનું જ્ઞાન થાય છે એ પ્રમાણેનું ફલ કહે છે (બૃ. ૪. ૫. ૬). તેમાં આત્મજ્ઞાનથી સર્વ પદાર્થનું જ્ઞાન કેવી રીતે થાય એ પ્રમાણેની આકાંક્ષા થતાં, "બ્રાહ્મણદેવતા તેને છોડી દે છે" (બૃ. ૪. ૫. ૭) એ પ્રમાણે આરંભ કરીને "આ જે કાંઈ છે તે સર્વ આત્મા છે" (બૃ. ૪. ૫. ૭) એ વાક્ય સુધીમાં 'જીવાત્મા જ સર્વ છે' એ પ્રમાણે યાજ્ઞવલ્ક્ય કહે છે.

ત્યાર પછી આ શરીરમાં આત્મજ્ઞાન કેવી રીતે થાય છે એ પ્રમાણે શંકા થતાં યાજ્ઞવલ્ક્ય પરમ્પરાએ, બાહ્ય અને અભ્યન્તર એ ત્રણ પ્રકારનાં દુન્દુભિ, શંખ અને વીણા એ ત્રણ દૃષ્ટાન્તો આપે છે (બૃ. ૪. ૫. ૮–૧૦). જે પ્રમાણે વગાડવામાં આવતા દુંદુભિનો અવાજ મોટા કોલાહલમાં સંભળાય છે, અને તેમાં દુન્દુભિનું અથવા દુન્દુભિને વગાડવાની ક્રિયાનું દર્શન કરણ–સાધન–છે; અને અનુમાનદ્વારા જ્યારે ચિત્ત દુન્દુભિના તે શબ્દમાં જાય છે ત્યારે (પ્રયત્નથી અથવા અન્ય પ્રકારે) તે દુન્દુભિનો સાક્ષાત્કાર થાય છે; તે પ્રમાણે ચેષ્ટાદિરૂપ જીવાત્માનાં બોધક કાર્યના અનુસંધાનથી જીવાત્માનો સાક્ષાત્કાર થાય છે.

તેમાં 'આત્મા સર્વ શી રીતે' એ શંકા થતાં "તે જેમ" (બૃ. ૪. ૫. ૧૧–૧૨) એ બે કણ્ડિકાઓમાં યાજ્ઞવલ્ક્ય સમાધાન કરે છે કે આત્મામાંથી જ ઉત્પન્ન થએલાં સર્વ નામ અને રૂપ તે આત્મામાં જ લય પામે છે. મધ્યમાં–સ્થિતિદશામાં–પણ આત્મા જ હોય છે, આત્માથી ભિન્ન બીજું કાંઈ પણ આવતું નથી એ પ્રમાણે "તે જેમ મીઠાનો ગાંગડો" (બૃ. ૪. ૫. ૧૩) એ કણ્ડિકામાં યાજ્ઞવલ્ક્ય કહે છે. સ્થિતિદશામાં આધેય તરીકે આત્મા કાલપરિચ્છિન્ન છે–કાર્યની ઉત્પત્તિ પછીથી તે કાર્યનો વિનાશ થાય ત્યાં સુધી આત્મા દેખાય છે–એ મતનું નિરાકરણ કરવાને માટે યાજ્ઞવલ્ક્ય કહે છે કે "ભૂતોના લય પછીથી (જીવાત્માનું) કોઈ પણ સારૂં બોધક તત્ત્વ નથી" (બૃ. ૪. ૫. ૧૩); અર્થાત્ (શરીર વગેરે કાર્ય જ જીવાત્માનું જ્ઞાપક રૂપ છે, એટલે જ્યારે શરીરાદિ નામરૂપાત્મક કાર્યનો લય થાય છે ત્યારે જીવાત્માનું) કાર્યથી ભિન્ન રૂપ કહી શકાય એમ નથી.

તેમાં તે આત્મા કોણ એ પ્રકારે વિશેષ જાણવાની આકાંક્ષા થતાં, જગતથી આત્મા ભિન્ન છે એ પ્રમાણે જો કહેવામાં ન આવે તો યાજ્ઞવલ્ક્ય છેતરે છે એ પ્રમાણે શંકા થતાં, આ શંકાનો પરિહાર કરવાને માટે શ્રુતિ કહે છે કે "તે બોલ્યા" (બૃ. ૪. ૫. ૧૪). "અવિનાશી" (બૃ. ૪. ૫. ૧૪) એ પદ વડે 'આત્મા જગદ્રૂપ કાર્યથી વિલક્ષણ છે' એ વાત સિદ્ધ જ છે એમ કહીને યાજ્ઞવલ્ક્ય "આત્માને માત્રાઓનો સંસર્ગ થાય છે" (બૃ. ૪. ૫. ૧૪, માધ્યન્દિન પાઠ પ્રમાણે) એ વાક્યમાં કહે છે કે આત્માને વિષયના સંબંધથી ફરીથી સંસાર પ્રાપ્ત થાય છે. "જે તે આત્માને નથી જોતું" (બૃ. ૪. ૫. ૧૫, માધ્યન્દિન પાઠ પ્રમાણે) ત્યાંથી આરંભ કરીને તે મૈત્રેયીબ્રાહ્મણની સમાપ્તિપર્યન્તની કણ્ડિકામાં યાજ્ઞવલ્ક્ય 'આત્મા વિષે વધારે કહી શકાય એમ નથી' એનું કારણ કહે છે. અર્થાત્ ભેદદૃષ્ટિ હોય તો ચક્ષુ રૂપ જ જુવે છે, આત્માને જોતું નથી.

અરે! ('સર્વ ખરેખર બ્રહ્મ જ છે' એ શ્રુતિને આધારે) રૂપ પણ આત્મા છે–આ પ્રમાણે જો શંકા થાય તો તેના જવાબમાં યાજ્ઞવલ્ક્ય કહે છે કે "રૂપાત્મક આત્માને જુવે છે છતાં પણ 'દર્શન કરવા યોગ્ય છે' એ પ્રમાણે એ આત્માને જોતો નથી." (બૃ. ૪. ૫. ૧૪, માધ્યન્દિન પાઠ પ્રમાણે). દૃશ્યના–રૂપના–જ્ઞાનથી આત્માના સ્વરૂપનું જ્ઞાન ખરેખર થતું

નથી, કારણ કે આત્મા રૂપથી વિલક્ષણ છે. આ પ્રમાણે દ્રષ્ટા અને દશ્યના વ્યવહારમાં આત્મા વિષેનું અજ્ઞાન હોવાથી, આત્મા વિષેનું જ્ઞાન વિશેષ રીતે કહી શકાય એમ નથી એ પ્રમાણે કહીને "જ્યાં ખરેખર અન્ય જેવું હોય" (બૃ. ૪. ૫. ૧૫, માધ્યન્દિન પાઠ પ્રમાણે) ઇત્યાદિ પંક્તિઓમાં યાજ્ઞવલ્કય કહે છે કે (સર્વ આત્મા જ થયું એ પ્રમાણેનું) આત્માનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્મ અને કર્તાનો ભાવ જ રહેતો નથી. અર્થાત્ આ જ આત્મજ્ઞાન ખરેખર અમૃતત્વ–મોક્ષ–છે.

(આ પ્રમાણે બૃહદારણ્યક ઉપનિષદમાં વિષયવાક્યનું તાત્પર્ય કહીને પૂર્વપક્ષી હવે પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે) મૈત્રેયીબ્રાહ્મણમાં આરંભમાં, મધ્યમાં અને અંતમાં જીવનું પ્રકરણ છે એ પ્રમાણે જ જણાય છે. મૈત્રેયીબ્રાહ્મણમાં બ્રહ્મનું જે વર્ણન છે અને જગતના કર્તા તરીકે જે વર્ણન છે તે બન્ને વર્ણનો જીવની સ્તુતિ કરવાને માટે આપવામાં આવેલાં છે. વળી, જીવાત્માથી અન્યને બ્રહ્મ તરીકે તો કહેવું યોગ્ય નથી, કારણ કે અવિકારિ બ્રહ્મ કાર્યરૂપે શી રીતે વિકારિ થાય એ પ્રમાણે અર્થનો વિરોધ પ્રાપ્ત થાય છે. તેથી વેદમાં સૃષ્ટિનું પ્રતિપાદન કરનારાં વાક્યોનું તાત્પર્ય, મૈત્રેયીબ્રાહ્મણના ન્યાયથી, બ્રહ્મથી અન્ય પદાર્થમાં રહેલું છે એમ સિદ્ધ થાય છે, અને તેથી બ્રહ્મ જગતનું કારણ નથી, (પણ જીવથી અધિષ્ઠિત થએલી પ્રકૃતિ જ જગતનું કારણ છે; એટલે સાંખ્યોનો પ્રકૃતિવાદ જ યોગ્ય છે.)

(સિદ્ધાન્ત) આ પ્રમાણે સાંખ્યોનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **वाक्यान्वयात्**, વાક્ય બ્રહ્મમાં જ ઘટતું હોવાથી, (મૈત્રેયીબ્રાહ્મણમાં બ્રહ્મનું જ વર્ણન છે.) મૈત્રેયીબ્રાહ્મણનું આ વાક્ય ભગવાનમાં જ ઘટે છે. અહીં જીવના પ્રાધાન્યની ગન્ધ પણ નથી, (કે જેથી પ્રકૃતિવાદની શંકા થઈ શકે.) (સમન્વયાધિકરણમાં જણાવ્યા પ્રમાણે) સર્વત્ર ભગવાનનો અસ્તિ, ભાતિ અને પ્રિયત્વરૂપે અન્વય હોવાથી જ જીવનું પણ પ્રિયત્વ હોય છે, કારણ કે પ્રિયત્વ જ સુખરૂપ છે, (અને સુખ બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મનો સર્વત્ર સમન્વય ઘટે છે), અને સર્વ ઉપનિષદોને અનુસરીને જ આ જ અર્થ કહેવો યોગ્ય છે. "તે પરમાત્માને જ જાણીને મૃત્યુને ઓળંગી જાય છે" (શ્વે. ૩. ૮), "આનન્દમાંથી જ ખરેખર આ બધાં પ્રાણીઓ જન્મે છે" (તૈ. ૩. ૬), "સર્વ જ આત્માઓ બ્રહ્મમાંથી તણખાની માફક ઉડે છે" (બૃ. ૨. ૧. ૨૦), "આ જ પરમાત્મા ખરેખર આનન્દ આપે છે" (તૈ. ૨. ૭) ઇત્યાદિ હજારો નિઃસંદિગ્ધ શ્રુતિઓ વડે બ્રહ્મનું સ્વરૂપ, બ્રહ્મનું કાર્ય (જગત્) અને બ્રહ્મના અંશો (જીવો)નું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; તેથી આ મૈત્રેયીબ્રાહ્મણના વાક્યનું તાત્પર્ય પણ બ્રહ્મમાં જ છે એમ માનવું યોગ્ય છે. કારણ કે સર્વ વ્યવહારનું મૂલ બ્રહ્મ છે એમ પહેલાં (બ્ર. સૂ. ૧. ૧. ૩૦) કહેવામાં આવેલું છે. (વિષયની સાથેનો સંબંધ જીવને હોય છે, અને જીવ બ્રહ્મને આશ્રિત રહેલો હોવાથી તે) વિષયસંબંધ બ્રહ્મને વિષે (ઉપનિષદમાં) કહેવામાં આવેલો છે; અને વિજ્ઞાતૃત્વ તો બ્રહ્મનો જ ધર્મ છે, (તેથી બન્ને રીતે પણ આ વાક્યનું તાત્પર્ય જીવમાં નથી.)

આ પ્રમાણે સર્વ વ્યવહારનું મૂળ કારણ બ્રહ્મ હોવાથી ઉપનિષદનું આખુંય વાક્ય (બ્રહ્મમાં) બરોબર ઘટે છે. તેથી વિષયવાક્ય, બ્રહ્મમાં બરોબર ઘટતું હોવાથી, જીવનો બોધ કરતું નથી કે જેથી સાંખ્યોનો પ્રકૃતિવાદ (ઉપનિષદમાં) સંભવી શકે. ૧૯

## प्रतिज्ञासिद्धेर्लिङ्गमाश्मरथ्यः ।१।४।२०।

### (આરંભમાં બ્રહ્મથી અભિન્ન રીતે જીવનું જે વર્ણન છે તે, પરમાત્માના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એ પ્રમાણેની) પ્રતિજ્ઞાને સિદ્ધ કરનારૂં લિંગ છે એમ આશ્મરથ્ય કહે છે.

(ઉપનિષદમાં વર્ણવેલું પ્રિયત્વ એ જીવનો ધર્મ છે, બ્રહ્મનો નહિ એ પ્રમાણે માનનારા) **નિયતધર્મવાદીઓના** મતથી પણ મૈત્રેયીબ્રાહ્મણ વિષેનો સિદ્ધાન્ત કહેવાને માટે સૂત્રકાર બીજા ત્રણ પક્ષો કહે છે. તેમાં બ્રહ્મવાદના એકદેશી વાદો છે. તેમાં ભગવાને પોતાનો ભોગ સિદ્ધ કરવાને માટે અગ્નિના તણખાની માફક જે પોતાનો અંશ પ્રકટ કર્યો તેનું નામ જીવ એમ **આશ્મરથ્ય** માને છે. અનાદિસિદ્ધ જ જીવ ચૈતન્યમાત્ર છે, અને તે શરીરાદિસંઘાતમાં પ્રવિષ્ટ થઇને (સંસારી થાય છે), અને ચૈતન્યમાં ચૈતન્યમાત્રથી જ્યારે જીવનો પ્રવેશ થાય છે ત્યારે મોક્ષ થાય છે એમ **ઔડુલોમિ** આચાર્ય કહે છે. જ્યારે **કાશકૃત્સ્ન** એમ કહે છે કે આસક્તિથી વિષયનો ભોગ કરનારૂં ભગવાનનું જે રૂપ તે જ જીવ છે. આ ત્રણેય આચાર્યો પોતપોતાના મતને અનુસરીને સાંખ્યમતનો પરિહાર કરે છે.

મૈત્રેયીબ્રાહ્મણમાં પુત્ર વગેરે (લૌકિક) પ્રિય પદાર્થોની સાથે (આત્માના પ્રિયત્વનું) વચન આવેલું હોવાથી બધું પ્રકરણ જીવનું જ છે એમ શંકા કરીને, આશ્મરથ્ય સમાધાન કરે છે કે ઉપનિષદમાં જીવથી જે આરંભ કરવામાં આવ્યો છે તેનું પ્રયોજન બીજું છે. સૂત્રમાં જે **प्रतिज्ञासिद्धेः** પદ છે તે છઠ્ઠી વિભક્તિમાં છે. તેનું લિંગ (અર્થાત્ પ્રતિજ્ઞાસિદ્ધિનું લિંગ.) જીવ બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મથી અભિન્ન રીતે તેનો જે ઉપક્રમ કરવામાં આવેલો છે તે પ્રતિજ્ઞાસિદ્ધિનું લિંગ છે. એકના–પરમાત્માના–વિજ્ઞાનથી સર્વ પદાર્થનું વિજ્ઞાન થાય છે એ પ્રતિજ્ઞા છે. ઉપનિષદમાં આગળ સર્વત્વનું જ વર્ણન કરવામાં આવેલું હોવાથી, આરંભમાં બ્રહ્મથી અભિન્ન રીતે જીવનું જે વર્ણન છે તે 'એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન' એ પ્રતિજ્ઞાને સિદ્ધ કરે છે. અર્થાત્ જેમ જીવ ભગવાન્ છે એમ જડ જગત્ પણ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે આશ્મરથ્ય માને છે. (**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः**, બૃ. ૨. ૪. ૫, ઇત્યાદિ શ્રુતિમાં જણાવેલા) શ્રવણ વગેરેનો વિષય તો ભગવાન્ જ છે. તેથી નિયતધર્મજીવવાદમાં પણ (મૈત્રેયીબ્રાહ્મણમાં) આરંભમાં આવેલું જીવનું વર્ણન દોષ નથી. ૨૦

## उत्क्रमिष्यत एवंभावादित्यौडुलोमिः ।१।४।२१।

### (યાજ્ઞવલ્કયે આપેલા આ ઉપદેશથી મૈત્રેયીને મોક્ષ મળ્યો) તેથી જીવથી આરંભ કરીને ભગવાનના શ્રવણ વગેરેનું વર્ણન સંસારભાવમાંથી બહાર નીકળતા જીવનું-મુક્તિમાં જીવ ભગવાન્ જ થશે એનું-લિંગ છે એમ ઔડુલોમિ કહે છે.

આની પહેલાંના સૂત્રમાં આવેલું **लिङ्गम्** પદ આ સૂત્રમાં પણ ચાલુ છે. મૈત્રેયીબ્રાહ્મણમાં જીવથી આરંભ કરીને ભગવાનનું શ્રવણ વગેરે કરવું એમ જે કહેવામાં આવેલું છે તે સંસારભાવમાંથી બહાર નિકળતા–મુક્ત થતા–જીવનું લિંગ છે, અર્થાત્ મુક્તિમાં જીવ

ભગવાન્ જ થશે એ સિદ્ધાન્ત જણાવે છે. જો આ પ્રમાણે ન માનીએ તો મૈત્રેયીને મોક્ષ કેવી રીતે મળે? સૂત્રમાં આવેલો **इति** શબ્દ હેતુવાચક છે, (અને આ હેતુ તે એ કે મૈત્રેયીને મોક્ષદાયક જ્ઞાન જોઇતું હતું અને યાજ્ઞવલ્કયે જે જ્ઞાનનો ઉપદેશ કર્યો તેનાથી મૈત્રેયીને મોક્ષ મળવો જોઈએ. આ કારણથી યાજ્ઞવલ્કયે જીવથી આરંભ કરીને ભગવાનના શ્રવણ વગેરેનું જે વિધાન કર્યું તે એમ દર્શાવે છે કે મુક્તિમાં જીવ ભગવાન્ જ થાય છે.) આ વિદ્યાથી મને મોક્ષ મળશે એ પ્રમાણેનો વિશ્વાસ ઉત્પન્ન કરવાને માટે અને પુત્ર વગેરે ગૌણ પ્રિય પદાર્થો ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે મૈત્રેયીની આગળ જીવનું વર્ણન આરંભમાં કરવું જોઈએ જ એમ ઔડુલોમિ આચાર્ય માને છે. તેથી, જીવ સંઘાતથી ભિન્ન છે, જીવ અનાદિસિદ્ધ છે, એ પક્ષમાં પણ મૈત્રેયીબ્રાહ્મણમાં સાંખ્યોના પ્રકૃતિવાદનો પ્રસંગ જ નથી. ૨૧

## अवस्थितेरिति काशकृत्स्नः ।१।४।२२।

### ("ખરેખર! આટલું અમૃતત્વ છે" બૃ. ૪. ૫. ૧૫ એ પ્રમાણેના ઉપસંહારરૂપી) હેતુને લીધે, આરંભમાં જીવનું જે વર્ણન છે તે (સંસાર અવસ્થામાં પણ જીવ એ બ્રહ્મની અમુક) અવસ્થા છે એ સિદ્ધાન્તનું લિંગ છે.

પૂર્વ સૂત્રમાંથી **लिङ्गम्** એ પદ આ સૂત્રમાં પણ ચાલુ છે. જીવ એ ભગવાનની જ અવસ્થા છે, (તેથી આ બ્રહ્મનું પ્રકરણ છે.) તેથી સંસારદશામાં પણ જીવ બ્રહ્મ જ છે, એટલે અહીં મૈત્રેયીબ્રાહ્મણમાં સંસારમાંથી જીવનું ઉત્ક્રમણ નથી તેમ ઉપચાર પણ નથી. જો જીવ બ્રહ્મની અમુક અવસ્થા ન હોય તો પછી "પણ આત્માના પ્રયોજન માટે સર્વ પ્રિય થાય છે" (બૃ. ૪. ૫. ૬) એ પ્રમાણે કેવી રીતે કહી શકાય? ખરેખર! બ્રહ્મથી અન્ય પદાર્થને સર્વ પ્રિય હોતું નથી, (અર્થાત્ સર્વભોક્તૃત્વ બ્રહ્મ વિના બીજાને સંભવતું નથી.) મોક્ષ તો જ્ઞાન જ છે, (કારણ કે ઉપનિષદમાં **एतावत् अरे खलु अमृतत्वम्**, બૃ. ૪. ૫. ૧૫, એ પ્રમાણે **एतावत्** પદથી પૂર્વોક્ત જ્ઞાનનો અનુવાદ કરીને અમૃતત્વ–મોક્ષ–નું વિધાન કરવામાં આવેલું છે), કારણ કે જ્ઞાન મેળવ્યા પછીથી કાંઈ પણ કરવાનું રહેતું નથી. કાશકૃત્સ્નના મતમાં જીવ એ બ્રહ્મની અવસ્થા છે, અને તેથી તેમનો મત (જીવ એ બ્રહ્મનો અંશ છે, અને ઉપપત્તિપક્ષથી સર્વ હમ્મેશાં યથાસ્થિત જ બ્રહ્મરૂપ છે એ) શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તથી ભિન્ન છે. સૂત્રમાં આવેલા **इति** શબ્દથી એમ જણાય છે કે "અરે! આટલું ખરેખર અમૃતત્વ છે" (બૃ. ૪. ૫. ૧૫) એ પ્રમાણેનો ઉપસંહાર 'જ્ઞાન જ મોક્ષ છે' એ પક્ષનો હેતુ છે, (અર્થાત્ ઉપનિષદમાં આવેલો ઉપસંહાર 'જ્ઞાન જ મોક્ષ છે' એ મતને અને કાશકૃત્સ્નના સર્વ મતને સિદ્ધ કરે છે.) આ પ્રમાણે કાશકૃત્સ્ન માને છે.

તેથી આરંભમાં જીવનું જે વર્ણન છે તે 'જીવ એ ભગવાનની જ અમુક અવસ્થા છે' એ પક્ષનું લિંગ છે. તેથી મૈત્રેયીબ્રાહ્મણથી પણ જીવની દ્વારા સાંખ્યોનો પ્રકૃતિકારણવાદ સિદ્ધ થતો નથી એમ સિદ્ધ થયું. ૨૨

# પ્રકૃતિશ્ચ અધિકરણ

આ પ્રમાણે (સાત અધિકરણોમાં) જગતનું કારણ પ્રકૃતિ છે એ સાંખ્યોના મતનું નિરાકરણ કરીને જગતનું કારણ બ્રહ્મ જ છે એ પ્રમાણે જો કે સિદ્ધ થયું છે, છતાં પણ અર્ધજરતીયન્યાયથી–એક ભાગ સ્વીકારવો અને બીજો ભાગ ત્યાગ કરવો એ ન્યાયથી–બ્રહ્મને જગતનું નિમિત્તકારણ માનવું અને સાંખ્યોના પ્રધાનને ઉપાદાનકારણ માનવું એમ બન્નેને–બ્રહ્મ અને પ્રધાનને–કારણ તરીકે સ્વીકારવાના પક્ષનું ખંડન કરવાને માટે સૂત્રકાર આ આઠમા અધિકરણનો આરંભ કરે છે.

## प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ।१।४।२३।

**(બ્રહ્મ) સમવાયિકારણ અને (નિમિત્તકારણ પણ) છે, કારણ કે એ રીતે પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તને બાધ આવતો નથી.**

(પૂર્વપક્ષ) અરે! બ્રહ્મ જગતનું કારણ છે એ વાતનું અમે ખંડન કરતા નથી, કારણ કે તે વાત શ્રુતિમાં સિદ્ધ છે; પણ (અમારૂં કહેવું આટલું જ છે કે) જગતનું ઉપાદાનકારણ તો (સાંખ્યોની) પ્રકૃતિ જ છે, કારણ કે ત્રિગુણાત્મક જગતરૂપી કાર્ય અને ત્રિગુણાત્મક પ્રકૃતિરૂપી કારણ એ બેની વચ્ચે ભેદ નથી. કાર્ય, ખરેખર, ઉપાદાનકારણના જેવું જ હોય છે. જગતના ઉપાદાનકારણ વિનાનું બીજું બધું–નિમિત્તકારણ–,ભલે, ભગવાન્ હોય. વળી, સમવાયિકારણ અને નિમિત્તકારણનો ભેદ તો જરૂરનો છે. કર્મકાણ્ડમાં પણ ધર્મમાં–યજ્ઞમાં–શ્રુતિ અને સ્મૃતિનો સમવાય સ્વીકારવામાં આવે છે (અને ઋત્વિજો વગેરેને નિમિત્તકારણ સ્વીકારવામાં આવે છે), તે પ્રમાણે બ્રહ્મવાદમાં પણ સાંખ્યસ્મૃતિમાં જણાવેલી પ્રકૃતિ (જગતનું) સમવાયિકારણ છે અને બ્રહ્મ નિમિત્તકારણ છે એમ જ સ્વીકારવું જોઈએ.

(સિદ્ધાન્ત) આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સૂત્રકાર કહે છે કે **प्रकृतिश्च**, ઉપાદાનકારણ અને (નિમિત્તકારણ.) નિમિત્તકારણ અને સમવાયિકારણ બ્રહ્મ જ છે. સૂત્રમાં **प्रकृति** પદનો પ્રયોગ હોવાથી, (અને **प्रकृति**નો રૂઢ અર્થ સમવાયિકારણ અને યૌગિક અર્થ નિમિત્તકારણ થાય છે), નૈયાયિકોઓની સ્મૃતિમાં સિદ્ધ થએલા તૃતીય કારણ–અસમવાયિકારણ–ના સંયોગાદિ સર્વ ધર્મો અહીં કહેવામાં આવ્યા છે. સૂત્રમાં આવેલા **च**કારથી "જ્યાં" (ભાગ. ૧૦. ૮૫. ૪) ઇત્યાદિ સર્વનો સંગ્રહ થાય છે.

(પ્રશ્ન) આ પ્રમાણે શાથી?

(ઉત્તર) સૂત્રકાર કહે છે કે **प्रतिज्ञादृष्टान्तानुपरोधात्**, પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તને બાધ આવતો નથી તેથી. પ્રતિજ્ઞા આ પ્રમાણે છેઃ–"એ ઉપદેશ તેં પૂછ્યો છે કે જે ઉપદેશ વડે ન સંભળાએલું સંભળાઈ જાય છે, ન મનન કરાએલું મનન કરાઈ જાય છે, ન જણાએલું જણાઈ જાય છે" (છા. ૬. ૧. ૨, ૩). દૃષ્ટાન્ત આ પ્રમાણે છેઃ–"જેમ મૃત્તિકાનો એક પિણ્ડ જાણવાથી મૃત્તિકાનું બનેલું સર્વ જણાઈ જાય છે" ઇત્યાદિ (છા. ૬. ૧. ૪–૬). પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તને અનુપરોધ, બાધ ન આવે એમ, હોવાથી (બ્રહ્મ જગતનું ઉપાદાન અને નિમિત્તકારણ છે.) સમવાયિકારણના જ્ઞાનથી ખરેખર કાર્યનું જ્ઞાન થાય છે. જેમ ઉપક્રમ અને ઉપસંહાર એ બેનો અર્થ એક સિદ્ધ થતાં તે બેમાંથી એક પણ ગૌણ બનતું નથી તેમ અહીં

પણ પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત એ બેમાંથી એક પણ ગૌણ નથી એ દર્શાવવાને માટે સૂત્રમાં પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત એ બેનું કથન છે. સૂત્રમાં હેતુ તરીકે ફક્ત 'પ્રતિજ્ઞા' આપવામાં આવી હોત, અર્થાત્ સૂત્રકારે ફક્ત **प्रतिज्ञानुपरोधात्** એ પ્રમાણે કહ્યું હોત, તો અદૃષ્ટદ્વારા, યોગજ-પ્રત્યાસત્તિથી, યોગની શક્તિથી થતા પ્રત્યક્ષથી, પણ એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાત, (પરંતુ તેથી 'બ્રહ્મ એ જગતનું સમવાયિકારણ છે' એમ સિદ્ધ થાત નહિ.) જો સૂત્રમાં હેતુ તરીકે ફક્ત 'દૃષ્ટાન્ત' આપવામાં આવ્યું હોત, અર્થાત્ સૂત્રકારે ફક્ત **दृष्टान्तानुपरोधात्** એ પ્રમાણે કહ્યું હોત, તો (સર્વ સત્ છે, જ્ઞેયત્વને લીધે એ પ્રમાણેના) અનુમાનપ્રકારથી એક-વિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય, અને જો તેમ થાય તો બ્રહ્મ જ્ઞેયત્વાદિરૂપ સર્વસાધારણ ધર્મવાળું થાય, પણ જગતનું સમવાયિકારણ થાય નહિ. પણ જ્યારે પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત એ બન્ને હેતુ તરીકે આપવામાં આવે ત્યારે પ્રત્યક્ષ પદાર્થને લીધે જ 'એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય' એ પ્રતિજ્ઞા ઉપરથી 'બ્રહ્મ જગતનું સમવાયિકારણ છે,' (સાંખ્યોની પ્રકૃતિ સમવાયિકારણ નથી), એમ સિદ્ધ થઈ શકે છે.

કાર્ય અને કારણ એ બે એક બીજાથી ભિન્ન અને અભિન્ન છે એ મતનું નિરાકરણ કરવાને માટે મૃત્તિકાનો પિણ્ડ, સોનાની લગડી અને નખ કાપવાની લોઢાની નરેણી એ ત્રણ દાખલાઓ આપવામાં આવેલા છે. (છા. ૬. ૧. ૪–૬). (અર્થાત્ કાર્ય અને કારણ એ બે વચ્ચે અભેદ છે, અને જુદી જુદી અવસ્થામાં આવેલા કારણને જ જુદા જુદા કાર્ય તરીકે કહેવામાં આવે છે એમ સિદ્ધાન્ત છે.) આ પ્રમાણે હોવાથી, કોઈ પણ કાર્યમાં કોઈ પણ વિશિષ્ટ અવસ્થામાં ભગવાનનું જ્ઞાન થાય તો પછી સર્વ કાર્યોમાં જુદી જુદી અવસ્થાઓમાં રહેલા ભગવાનનું જ્ઞાન થાય છે, અને સર્વ કાર્ય ભગવાનથી અભિન્ન છે એમ પણ જ્ઞાન થાય છે. અનેક પદાર્થોમાં રહેલો (ઘટત્વ, પટત્વ, આત્મત્વ જેવો) સામાન્યધર્મ બ્રહ્મને વિષે સંભવતો નથી એ દર્શાવવાને માટે શ્રુતિ કહે છે "(ઘડાનું પહોળું તળીયું વગેરે જે) વિકાર છે તે વાચિકક્રિયારૂપી છે, (કાંઈ કારણથી વ્યક્તિનો ભેદ સિદ્ધ કરનારો નથી), ફક્ત નામ છે, (પદાર્થના સ્વરૂપનો ભેદ દર્શાવનાર નથી)." (છા. ૬. ૧. ૪–૬). જગત્ મિથ્યા છે એ મતનું નિરાકરણ કરવાને માટે શ્રુતિ કહે છે કે "મૃત્તિકા એ પ્રકારે જ" (છા. ૬. ૧. ૪), અર્થાત્ બ્રહ્મત્વથી જ જગત્ સત્ય છે, બીજે પ્રકારે (ઘટાદિરૂપે અથવા જાતિરૂપે અથવા અવાન્તર-ઉપાદાનરૂપે) નહિ. (બ્રહ્મત્વરૂપી) સામાન્ય નથી એ પ્રમાણે શ્રુતિ આગળ ઉપર "ત્રણ રૂપો" (છા. ૬. ૪. ૨–૪) એ સ્થળે સ્પષ્ટ રીતે જ ખુલાસો કરશે. (અર્થાત્ તેજ, જલ અને અન્ન એ ત્રણ રૂપો જ સત્ય છે એમ શ્રુતિમાં કહેલું હોવાથી જુદાં જુદાં રૂપોવાળા પદાર્થો બ્રહ્મ જ છે એમ સિદ્ધ થાય છે, અને તેથી બ્રહ્મ વિના બીજો કોઈ સ્વતંત્ર પદાર્થ સંભવતો નથી એટલે બ્રહ્મત્વ નામનું સામાન્ય સંભવતું નથી.)

તેથી બ્રહ્મરૂપે સત્ય જગતનું બ્રહ્મ જ સમવાયિકારણ છે એમ સિદ્ધ થાય છે. દેહ વિષે આત્માની બુદ્ધિ થવી તે તો, વિકારબુદ્ધિ હોવાથી, દોષ જ છે; (આ પ્રમાણે શ્રુતિ પોતે કહે છે અને) શ્રુતિનું સામર્થ્ય–શ્રુતિ જે ઉપદેશ કરે તે–પ્રમાણ છે એમ (પહેલાં) કહેવામાં આવેલું છે. તેથી બ્રહ્મ જ (જગતનું) સમવાયિકારણ છે, (સાંખ્યોની) પ્રકૃતિ નહિ. ૨૩

## अभिध्योपदेशाच्च ।१।४।२४।

## અને (હું આ પ્રમાણે સૃષ્ટિ કરીશ એ પ્રકારનો) વિચાર શ્રુતિમાં કહેવામાં આવેલો છે તેથી.

સૂત્રકાર (પૂર્વ મતના સમર્થનમાં) બીજું લિંગપ્રમાણ આપે છે. "પરમાત્માએ કામના કરી કે હું બહુ થાઉં, પ્રજા કરૂં" (તૈ. ૨. ૬) એ શ્રુતિમાં જે કામના છે તે પરમાત્માનું અભિધ્યાન–વિચાર, સંકલ્પ–છે. પરમાત્મા આપ્તકામ–જેમની બધી ઇચ્છાઓ પૂર્ણ થએલી છે એવા–છે, એટલે તેમને કામના–ઇચ્છા–સંભવતી નથી; (તેથી કામનાનો અર્થ સંકલ્પ અથવા વિચાર કરવાનો છે.) પરમાત્માનો આ સંકલ્પ સૃષ્ટિ કરવાને માટે શ્રુતિમાં કહેવામાં આવેલો છે. "હું બહુ થાઉં" (તૈ. ૨. ૬) એ શ્રુતિમાં પરમાત્માને "હું પોતે જ બહુરૂપે થાઉં" એ પ્રકારનો સંકલ્પ થયો છે. તેથી જે જગત્ ઉત્પન્ન કરવામાં આવ્યું છે તે પરમાત્મા પોતે જ થાય છે, (અને આ રીતે બ્રહ્મ જગતનું સમવાયિકારણ બને છે.) સુવર્ણનાં અનેક રૂપો તો બધાં સુવર્ણનાં કાર્યોમાં મૂળ પદાર્થ સુવર્ણ હોય તો જ સંભવી શકે છે. વળી, બ્રહ્મમાં અધ્યાસ સંભવિત નથી, અને (બ્રહ્મ જો માયાથી જગત્ ઉત્પન્ન કરે તો બ્રહ્મનું જગત્કર્તૃત્વ) ગૌણ થઈ જવાનો પ્રસંગ આવે, (તેથી યોગીઓ જે પ્રમાણે માયાથી અનેક રૂપો ધારણ કરે છે તે પ્રમાણે બ્રહ્મ માયાથી બહુ રૂપો ધારણ કરતું નથી.) યોગીઓને મુખ્ય પ્રકારે, વાસ્તવિક રીતે, બહુ રૂપો ધારણ કરવાનું ખરેખર સંભવતું નથી, કારણ કે બ્રહ્મમાં સર્વ પદાર્થો થવાની શક્તિ રહેલી હોવાથી જ્યાં સુધી મુખ્ય વસ્તુ સંભવતી હોય ત્યાં સુધી ગૌણ વસ્તુની કલ્પના કરવી એ અયોગ્ય છે. "આ બધું જે છે તે આ આત્મા છે" (બૃ. ૨. ૪. ૬) એ શ્રુતિમાં કાર્યને–જગતને–બ્રહ્મ તરીકે જે વર્ણવવામાં આવ્યું છે તે, જગતનું મૂળ ઉપાદાનકારણ બ્રહ્મ હોય તો જ, સંભવે છે, અન્ય પ્રકારે નહિ. (તેથી બ્રહ્મ જ જગતનું સમવાયિકારણ છે એમ સિદ્ધ થાય છે.)

(હવે ભાષ્યકાર સૂત્રનો બીજો અર્થ આપે છે.) અથવા તો "આ બધું ખરેખર બ્રહ્મ છે, કારણ કે આ બધું જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલું, તેમાં લય પામનારૂં અને તેમાં સ્થિતિ કરનારૂં છે: આ પ્રમાણે રાગદ્વેષાદિરહિત થઈને ઉપાસના કરવી." (છા. ૩. ૧૪. ૧) આ પ્રમાણે બ્રહ્મનું જગદ્રૂપે અભિધ્યાન–ઉપાસના–કરવી એમ શ્રુતિમાં ઉપદેશ કરવામાં આવેલો છે. અને આ પ્રમાણેનો ઉપદેશ, બ્રહ્મ જગતનું સમવાયિકારણ હોય તો જ, ઘટે છે. સૂત્રમાં આવેલો **ચ**કાર "કેટલાક અભેદજ્ઞાનથી, કેટલાક ભેદજ્ઞાનથી અને કેટલાક બીજા અનેક પ્રકારથી વિશ્વરૂપ મને ભજે છે" (ભ. ગી. ૯. ૧૫) એ વચનનો બોધ કરે છે. ૨૪

## साक्षाच्चोभयाम्नानात् ।।१।४।२५।।

### અને સાક્ષાત્–શ્રુતિમાં જ–(બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ અને બ્રહ્મમાં જ તેનો લય એ) બન્નેનું વર્ણન છે તેથી (બ્રહ્મ જગતનું સમવાયિકારણ છે.)

સૂત્રકાર લિંગપ્રમાણ આપીને હવે શ્રુતિપ્રમાણ જ આપે છે. સાક્ષાત્–શ્રુતિમાં જ–બ્રહ્મ જગતનું સમવાયિકારણ છે એમ કહેવામાં આવેલું છે. સૂત્રમાં આવેલો **ચ**કાર કહે છે કે સ્મૃતિમાં પણ (તે પ્રમાણે કહેવામાં આવેલું છે.)

શ્રુતિમાં કેવી રીતે કહેવામાં આવ્યું છે?–આ પ્રમાણે જો પ્રશ્ન થાય તો તેના ઉત્તરમાં સૂત્રકાર કહે છે કે **उभयाम्नानात्**, બન્નેનું–સૃષ્ટિ અને પ્રલયનું–પ્રતિપાદન કરવામાં આવેલું છે તેથી. બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ અને બ્રહ્મમાં જ જગતનો પ્રલય થાય છે એમ શ્રુતિમાં

પ્રતિપાદન કરવામાં આવેલું છે. "આ બધાં ( સ્થાવર જંગમ ) ભૂતો આકાશમાંથી–પરમાત્મામાંથી– જ ઉત્પન્ન થાય છે, અને આકાશ–પરમાત્મા–પ્રતિ લય પામે છે" (છા. ૧. ૯. ૧) એ પ્રમાણે શ્રુતિ કહે છે. અને "હું આખા જગતની ઉત્પત્તિ અને પ્રલય છું" (ભ. ગી. ૭. ૬) એ પ્રમાણે સ્મૃતિ કહે છે. આ પ્રલયનું વર્ણન કરનારા આકાશવાક્યમાં (છા. ૧. ૯. ૧) બ્રહ્મ જગતનું ( ફક્ત ) નિમિત્તકારણ છે એ વાત સંભવતી નથી, કારણ કે સુવર્ણ વગેરેમાં તે પ્રમાણે જોવામાં આવે છે; ( અર્થાત્ સુવર્ણમાં સોનાની લગડીનો લય થાય છે અને તેમાંથી નીકળે છે, એટલે સુવર્ણ એ સોનાની લગડીનું સમવાયિકારણ બને છે; તેવી રીતે બ્રહ્મમાં જગતનો લય થવાથી અને બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ થવાથી બ્રહ્મ જગતનું સમવાયિકારણ છે એમ સિદ્ધ થાય છે.) આ પ્રમાણે સુવર્ણ વગેરેમાં જણાવેલા લૌકિક ન્યાયથી અને શ્રુતિમાં જણાવેલા વૈદિકન્યાયથી આ બાબત સાક્ષાત્ સિદ્ધ થાય છે. તેથી ભગવાન્ જ જગતનું સમવાયિકારણ છે, ( સાંખ્યોની પ્રકૃતિ નહિ. ) ૨૫

## आत्मकृतेः परिणामात् ।१।४।२६।

**(બ્રહ્મ) પોતે જ પોતાને (જગદ્રૂપે) કરે છે (એ પ્રમાણે શ્રુતિમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે) તેથી (બ્રહ્મ જગતનું સમવાયિકારણ છે); અને (બ્રહ્મ) કાર્યરૂપે પરિણામ પામે છે તેથી (બ્રહ્મ પોતે કર્તા અને કર્મ એ બન્નેય છે; અર્થાત્ બ્રહ્મ બન્નેય-નિમિત્તકારણ અને ઉપાદાનકારણ–છે.)**

(શંકા) અરે! "તે પરમાત્મા જ સર્વ ઉત્પન્ન કરે છે; તે જ રક્ષણ કરે છે અને નાશ કરે છે" (ભાગ. ૪. ૧૧. ૨૫) એ વાક્યમાં પરમાત્મા જગતનો કર્તા–જગતનું નિમિત્તકારણ–છે એ પ્રમાણે જણાય છે, તેથી આકાશાદિવાક્ય (છા. ૧. ૯. ૧) પણ ગૌણ થઈ જશે, ( અર્થાત્ આકાશાદિવાક્યમાં વર્ણવેલું બ્રહ્મનું સમવાયિકારણત્વ ગૌણ થશે. )

(ઉત્તર) આ શંકાનું નિરાકરણ કરવાને માટે સૂત્રકાર કહે છે કે **आत्मकृतेः**, બ્રહ્મ પોતે જ પોતાને કરે છે તેથી; "તે બ્રહ્મે પોતે જ પોતાને ( જગદ્રૂપે ) કર્યું" (તૈ. ૨. ૭) એ પ્રમાણે બ્રહ્મ પોતે જ કર્મ અને કર્તા બન્નેય છે તેથી ( બ્રહ્મ જગતનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે. ) અને "તેથી તે–બ્રહ્મે ઉત્પન્ન કરેલું જગત્–સુકૃત કહેવાય છે" (તૈ. ૨. ૭) એ શ્રુતિમાં સુકૃત–સારી રીતે કરેલું–એ પ્રમાણે વચન હોવાથી બ્રહ્મે કરેલી જગતની ઉત્પત્તિ અલૌકિક છે; ( અર્થાત્ બ્રહ્મ પોતે જગદ્રૂપે પરિણામ પામ્યું છતાં પણ પોતે અવિકારિ રહે છે એ પ્રમાણે આ અલૌકિક પ્રકાર છે. )

આ પ્રમાણે છે છતાં પણ ( અવિકૃતપરિણામવાદનું ) જ્ઞાન આપવાને માટે સૂત્રકાર યુક્તિ આપે છે કે **परिणामात्**, ( જગત્ બ્રહ્મનું ) પરિણામ છે તેથી. બ્રહ્મ કાર્ય–જગત્–રૂપે પરિણામ પામે છે. સુવર્ણ અવિકૃત જ–કોઈ પણ પ્રકારના ફેરફાર વિના જ–પરિણામ પામે છે, અને બીજાં બધાં સુવર્ણના જેવાં દ્રવ્યો પણ અવિકૃત જ પરિણામ પામે છે. ("હું બહુ થાઉં, પ્રજા કરૂં" એ શ્રુતિમાં, તૈ. ૨. ૬, જણાવેલી બહુભવનરૂપી ) વૃદ્ધિ અલૌકિક હોવાથી તેજ વગેરેએ કરેલું ઈક્ષણ, જગતનું સમવાયિકારણ બ્રહ્મ હોય તો જ, ઘટે છે. ( દૂધરૂપી પૂર્વ અવસ્થામાંથી દહીંરૂપી બીજી અવસ્થા થવી તેનું નામ વિકાર, અને આવો વિકાર બ્રહ્મની બહુભવનક્રિયામાં હોય છે તેથી બ્રહ્મ અવિકૃત રહીને જ પરિણામ પામે છે એમ શી રીતે કહેવાય?

આ શંકાનું સમાધાન કરતાં ભાષ્યકાર કહે છે કે) બ્રહ્મની પૂર્વ અવસ્થાનો (બહુભવનરૂપે) જે ફેરફાર થાય તે તો, "હું બહુ થાઉં" (તૈ. ૨. ૬) એ કાર્યપ્રતિપાદક શ્રુતિને અનુસરીને સ્વીકારવો જોઈએ. (અર્થાત્ દૂધ જ્યારે દહીંરૂપે પરિણામ પામે છે ત્યારે તેમાં ગન્ધ, રૂપ વગેરેનો જે વિકાર, ફેરફાર, થાય છે તે વિકાર બ્રહ્મને વિષે સ્વીકારવા જેવો નથી, પણ બહુ-ભવનરૂપી વિકાર તો બ્રહ્મ વિષે સ્વીકારવામાં વાંધો નથી, કારણ કે શ્રુતિ પોતે જ તેનું પ્રતિ-પાદન કરે છે.) અને સૂત્રકાર પોતે જ આગળ ઉપર કહેશે કે "પણ શ્રુતિ છે તેથી; કારણ કે આ વિષયનો આધાર શ્રુતિ છે" (બ્ર. સૂ. ૨. ૧. ૨૭). અને બીજાં યુક્તિમૂલક દૂષણોનો સૂત્રકાર (બીજા અધ્યાયના બીજા પાદમાં) પરિહાર કરશે. તેથી આ જગદ્રૂપી કાર્ય બ્રહ્મના પરિણામરૂપે છે, એટલે બ્રહ્મ જ જગતનું સમવાયિકારણ છે, (સાંખ્યોની પ્રકૃતિ નહિ), એમ સિદ્ધ થયું. ૨૬

## योनिश्च हि गीयते ।१।४।२७।

### અને યોનિ (પણ બ્રહ્મ જ છે), કારણ કે શ્રુતિ કહે છે.

ચેતન પદાર્થોને વિષે કાંઈક શંકા કરીને સૂત્રકાર તેનો પરિહાર કરે છે.

(શંકા) અરે! જડ પદાર્થોનું સમવાયિકારણ ભલે એકલું બ્રહ્મ હો!, પણ ચેતન પદાર્થોમાં તો યોનિ અને બીજ એ બન્નેય સમવાયિકારણ તરીકે જોવામાં આવે છે; અને ભગવાન્ પુરુષરૂપ હોવાથી યોનિરૂપ પ્રકૃતિ (ચેતન પદાર્થોનું) સમવાયિકારણ થાવ, કારણ કે ચેતન પદાર્થોનું શરીર શુક્ર અને લોહીનું બનેલું છે.

(ઉત્તર) આ પ્રમાણે શંકા કરીને સૂત્રકાર તે શંકાનો પરિહાર કરે છે. યોનિ પણ બ્રહ્મ જ છે. સૂત્રમાં આવેલો **च**કાર (જગતનું સમવાયિકારણ શક્તિ છે એ) શાક્તવાદનું નિરાકરણ કરવાને માટે છે. આ વિષયમાં સૂત્રકાર યુક્તિ અને શ્રુતિનું પ્રમાણ આપતાં કહે છે કે **हि गीयते**, કારણ કે યુક્તિ અને શ્રુતિ કહે છે.

તેમાં યુક્તિ આ પ્રમાણે છે. "હે સૌમ્ય! આ પહેલાં સત્ જ હતું; એક જ, અદ્વિતીય હતું" (છા. ૬. ૨. ૧) આ શ્રુતિમાં જગતની ઉત્પત્તિ પહેલાં એક જ બ્રહ્મ હતું એમ કહેવામાં આવ્યું છે. "આકાશમાંથી જ" (છા. ૧. ૯. ૧), "ખરેખર આનન્દમાંથી જ" (તૈ. ૩. ૬) ઇત્યાદિ શ્રુતિઓમાં અવધારણ દર્શાવનાર **एव**–જ–પદ હોવાથી એમ જણાય છે કે જગતનું કારણ બ્રહ્મ વિના બીજો કોઈ (પ્રકૃતિ જેવો) પદાર્થ નથી. જો બ્રહ્મથી અન્ય પદાર્થની–પ્રકૃતિ જેવા પદાર્થની–જગત્ ઉત્પન્ન કરવામાં અપેક્ષા રહે તો (અદ્વૈતને બદલે) દ્વૈત થઈ જવાનો પ્રસંગ આવે.

અને શ્રુતિમાં પણ આ જ કહેવામાં આવ્યું છે. "કર્તા, ઈશ, પુરુષ, બ્રહ્મ, યોનિ એને (જ્યારે સાધક જુવે છે)" (મુણ્ડ. ૩. ૧. ૩), અને "જેને ડાહ્યા માણસો પ્રાણીઓની યોનિરૂપે જુવે છે" (મુણ્ડ. ૧. ૧. ૬) આ પ્રમાણે શ્રુતિ કહે છે. "મહત્ બ્રહ્મ મારી યોનિ છે અને તેમાં હું ગર્ભને મૂકું છું" (ભ. ગી. ૧૪. ૩), અને "તેમની યોનિ મહત્ બ્રહ્મ છે અને હું બીજ મૂકનાર પિતા છું" (ભ. ગી. ૧૪. ૪) આ પ્રમાણે સ્મૃતિ છે. અક્ષર બ્રહ્મ અને પુરુષોત્તમ એ બે ભાવથી યોનિ અને પિતા એ બે દૃષ્ટિ સંભવે છે; (અર્થાત્ અક્ષરબ્રહ્મ યોનિ છે અને પુરુષોત્તમ પિતા છે, એટલે એક જ બ્રહ્મ બે જુદી જુદી દૃષ્ટિથી બન્નેય થઈ

શકે છે.) તેથી યોનિ પણ અને પુરુષ પણ ભગવાન્ છે; સર્વ, વીર્ય-ગર્ભ-, અને જીવ-મહત્ બ્રહ્મ-પણ ભગવાન્ છે. સર્વ ભગવાન્ છે-એ વાત "આ જે આત્મા છે તે આ સર્વ છે" (બૃ. ૨. ૪. ૬) એ સ્થળે સિદ્ધ થએલી છે.

તેથી કોઈ પણ અંશમાં સાંખ્યોની પ્રકૃતિનો જગતના કારણ તરીકે પ્રવેશ નથી, અને તેથી સાંખ્યમત ઉપનિષદમાં પ્રતિપાદિત નથી એમ સિદ્ધ થયું. ૨૭

# એતેન સર્વે અધિકરણ

## एतेन सर्वे व्याख्याता व्याख्याताः ।१।४।२८।

**આથી સર્વ વાદોનું નિરાકરણ કરવામાં આવ્યું, નિરાકરણ કરવામાં આવ્યું.**

બ્રહ્મવાદ વિનાના બધા વાદો અવૈદિક અને વેદવિરુદ્ધ છે એમ સૂત્રકાર કહે છે. આથી-બ્રહ્મવાદનું સ્થાપન કરીને સાંખ્યમતનું નિરાકરણ કરવાથી-પાતંજલ વગેરે સર્વ વાદોનું ખંડન થઈ ગયું. આ ખંડન એ કે આ બધા વાદો અવૈદિક અને નિરુપયોગી છે. જે લોકો વૈદિક છે તેમને તો વેદ ખરેખર પ્રમાણ છે. અને આ વેદના અર્થમાં જરા પણ વ્યાકુલતા થતાં બીજા બધા વાદો ભ્રાન્તિથી જ થએલા છે એમ સિદ્ધ થાય છે. બીજા બધા વાદોનું નિરાકરણ સુગમતાને માટે વિસ્તારથી આગળ બીજા અધ્યાયમાં કહેવામાં આવશે. સૂત્રમાં **व्याख्याताः व्याख्याताः** એ પ્રમાણે **व्याख्याताः** પદની જે આવૃત્તિ છે તે દર્શાવે છે કે આ પ્રથમ અધ્યાય સમાપ્ત થયો. ૨૮

**પ્રથમાધ્યાય સમાપ્ત.**



**વૃત્રાસુર ચતુઃશ્લોકી–શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ સાથે** વ્રજભાષામાં — કિં૦ રૂા. ૦–૪–૦

૩ **નિબંધાન્તર્ગત ભાગવતાર્થ્યાર્થઃ**–શ્રીગોકુલરાય ભટ્ટ કૃત ગુજરાતી ભાષાન્તર સાથે — કિં૦ રૂા. ૦–૬–૦

૪ **નિબંધ તૃતીય સ્કંધ ટીપ્પણી**–શ્રી કલ્યાણરાયજી કૃત — કિં૦ રૂા. ૦–૮–૦

૫ **સહસ્રશ્લોકી ભાવના**–ગુજરાતી ભાષાન્તર તથા વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે — કિં૦ રૂા. ૧–૮–૦

૬ **વર્ષોત્સવનાં કીર્તન**– — કિં૦ રૂા. ૫-૧૨-૦

૭ **અણુભાષ્ય વિવરણ**–શ્રી ગીરિધરજી કૃત પ્રથમ અધ્યાય — કિં૦ રૂા. ૬–૦–૦

૮ **વંશાવળી**–શ્રીમદ્વલ્લભાચાર્યજીના વંશની વંશાવળી — કિં૦ રૂા. ૧–૪–૦

૯ **તત્વદીપ નિબંધ**–શાસ્ત્રાર્થ પ્રકરણ — કિં૦ રૂા. ૪–૦–૦

૧૦ **તત્વદીપ નિબંધ**–સર્વનિર્ણય પ્રકરણ — કિં૦ રૂા. ૫–૦–૦

૧૧ **સત્સિદ્ધાન્ત માર્તંડ** — કિં૦ રૂા. ૫–૦–૦

૧૨ **અથર્વણ નારાયણોપનિષદ્** — કિં૦ રૂા. ૨–૦–૦

૧૩ **પુષ્ટિમાર્ગોપદેશીકા** ભાગ બીજો — કિં૦ રૂા. ૦-૧૨-૦

૧૪ **શ્રીમદ્વલ્લભાચાર્યજીનું** જીવન ચરિત્ર–સિંધી ભાષામાં — કિં૦ રૂા. ૦-૧૦-૦

૧૫ **બ્રહ્મસૂત્રાણુભાષ્યાનુવાદ**–પ્રથમ અધ્યાય — કિં૦ રૂા. ૨–૮–૦

